# ભરતી-ઓટ.

( ભાગ ૨ જો. )

( પારસી સંસારની એક વારતા. )

રચનારઃ—સોરાબ બી. તાતા.

તકદીરનું તોહોમટ;' 'કીસમતની કમનશીબી'; 'સબુરીનો બદલો;' 'ઇનિસાન કે શયતાન'; 'કસરેવજનાં કારસતાન'; 'લાખમાં એક નેક;' 'કરણીનાં ફલ'; 'ગરીબાઇનો ગજબ'; 'જગ સામે જંગ'; 'મકકરની દુન્યા'; 'સરજતનો ખેલ', 'શેતાનનો સીતમ'; 'ભરથાર કે સીતમગાર'; 'પ્યારની કસોટી' ઇત્યાદી, ઇત્યાદીના કર્તા.

આ પુસ્તક 'ભરતી-ઓટ' નંબર ૭૫, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ મધે આવેલા નવરંગ પ્રીન્ટીંગ પ્રેસમાં તેના માલેક મી. અરદેશર ખરશેદજી દેશાઇએ તેના કર્તાને માટે છાપ્યું છે, અને મી. સોરાબ બી. તાતાએ, નં. ૧૭, ધોબા સ્ટ્રીટ, કોટ, મુંબઇ મધેથી પ્રગટ કીધું છે.

ઇ. સ. ૧૯૧૮.



કીંમત રૂ. ૨.

# અશો યાદમાં !

મારા મરહુમ ભલા, ભોલા અને વાહાલા
સાળા
**ખરશેદજી જામાસ્પજી તાતા.**

કે જે મરનાર દીલસોજ ભાઇએ મારી અને મારાં વાહાંલાંઓ
તરફ અખંડ ફીદાગીરીની દીલસોજ લાગણી નીરંતર બતાવી
હમારાં દુઃખમાં અને ગરીબરા સંસારમાં શરીક થઈ, ખરા
રાહાબર ફરીસ્તા મીસાલ મદદ કીધી છે, અને જે
વાહાલા અશો જુવાનનાં તદનજ કાચી ભરજુવાન
વયે નિપજેલાં અકાળ, દુઃખદાએક અને આફટ
કારક મોહોતથી હમો સદા સુધીનાં ગમમાં
ગીરફતાર બની રહ્યાં છે, તેવા ફરેસ્તાઈ
ખસલતના સાચા સલાહકાર, દીલ
સોઝ મદદગાર અને વાહલા રાહ
બરની ગંભીર યાદમાં આ
નાચીઝ પુસ્તક અતી માન
અને સાચાં હેતની
ઈધાણીમાં ભારી ગમ-
ખ્વારી વચ્ચે બેહદ
દર્દમંદ દીલે
અર્પણ
કરૂં
છું !

દુઃખી ભાઈ સોહેલ.

# આભારનાં થોડાક શબ્દો !

તે પાક પરવરની ભલી કરમબક્ષેશથી વાંહાલાં વાંચનારાં સનમુખ આ બીજું પુસ્તક રજુ કરવા હું ભાગ્યશાળી નિવડયો છુ ! ,

આ બીજો ભાગ બાહાર પાડતાં ઘણુંજ અસુરૂં થયું છે, અને તેની પુછપરછ માટે સંખ્યાબંધ દીલસોઝ વાંહાલાં વાંચનારાંઓ તરફથી ચાલુ કાગજોનો ઢગ આવ્યો હતો, જે માટે તેઓનો બહુ આભારી છું, અને જે અસાધારણ ઢીલ થઈ છે તે માટે વાંહાલાં વાંચનારાંઓની હું દરગુજર ઇચ્છું છું. !

આ વાર્તાનો પેહલો ભાગ વાંચ્યા પછી ઘણાંક મેહરબાન વાંચનારાં બાંનુઓ અને ગૃહસ્થોએ સાચી સીફારસના કાગજો મોકલી આપ્યાં હતાં, જે માટે તેઓની દીલસોઝ લખાવટ માટે હું ઘણો ઉપકાર માનુ છું, અને આ નાચીઝ કલમથી લખાએલી બીજી દીલકશ વાર્તા બાહાર પાડવાને લગતી જાહેરખબર આ ચોપડીમાં છાપી છે, તે ઉપર તમામ દીલસોઝ વાંચનારાં ઓનું નમ્ર ધ્યાન ખેંચુ છું અને પુરતી સંખ્યામાં ગ્રાહાક થશે તો તેઓની ભલી બરકટથી તે કામ સરંજામ ઉતારવાની હું આસા રાખું છું.

આ વાર્તાનાં બંને ભાગો વેળા મારાં અંગટ વાહાંલાંઓએ, તેમજ દીલસોજ ખયરખ્વાહોએ જે દીલોજાનીથી દરેક પ્રકારની બેકીંમતી મદદ કરી છે, તે માટે હું ખરાં જીગરથી મારાં તરફની તેઓની જાનફેશાની ભરી લાગણી માટે ઘણુંજ હેશાંન માનું છું.

મારાં આ બેઉ પુસ્તકોની જાહેર-ખબર માટે મને જે સવળતા ખુશીથી કરી આપી હતી, તે માટે જાણીતા અને લોકપ્રીય "સાંજ વર્તમાન"નાં મેહરબાન માલેક અને અધીપતી શેઠ રૂસ્તમ નસરવાનજી વાચ્છાગાંધીનો આ ટકે હું દીલોજાનીથી આભાર માનું છું.

તમારો ખાકસાર સેવક,

**સોરાબ બી. તાતા.**

૧૭, ધોબા સ્ટ્રીટ કોટ,

મુંબઈ જાન્યુઆરી ૧૯૧૮.

# અપુ મીનીસની કુંપની.

## કાપડ મારકીટ.




**ઓછા ભાવે માલ**

**વેચતા સાલેસાઈ-**

**ભર્યા પારસી**

**બીરાદરોની આ**

**દુકાન છે.**




તમોને શું શું જોઈએ
છીએ! ફેનસી
કાપડ—સાદુ
કાપડ—સુતરાઉ
કાપડ—ગરમ
કાપડ—વગેરે
હમારે ત્યાં સંખ્યા
બંધ ચીજો મળશે
નવો ખાતરી પુવક
માલ બજારનાજ
ઉતરતા ભાવ,
આબરૂદાર ચોખ્ખો
વહીવટ એ બધું તમો
હમારી દુકાનમાં
જોશો.

**કાપડ બજારમાં
કોઇને મીઅમારૂ
નામ પુછશો તો
તુરંત તે અમારી
દુકાન તમોને
બતાવશે એટલી
જાણીતા અને મા
નીતી દુકાન અ
મારીં થઇપડીછે.**

દુકાનમાં આવ્યા કે
ખાસ કાંઇ ખરીદવા
નીજ જરૂર નથી-ફકત
જરા અમારો માલ તો
જોઇ જજો-ઘરાકો
સાથે નમનતાઈ તથા
સાલેસાઇથી વરતવું
એ તો અમારો
કાયમનો મુદ્રા
લેખ છે



લગભગ ૭૦૦ ગ્રાહક થશે તોજ

# ગરીબાઇનો ગજબ!

**એક અતી દીલકશ, નીતીમાન અને બોધદાએક વાર્તા.**

વાંહાલાં વાંચનારાંઓએ આ નાકેશ કલમથી લખાએલી "ભરતી-ઓટ" ની વાર્તા એક અવાજે વખાણી છે તેઓને આ વાર્તા વાંચવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. પહેલાંથી તે છેવટ વેર એક સરખું ચિન્ત રોકી રાખે એવી જોરાવર વણાંની આ વાર્તા છે.

એક લખોપતી બાપની દીકરી એક સાચા પણ મુફલીસ જુવાનને પરણવા માટે પોતાના તુમાખી બાપની લાખોની દોલત ઠોકરે મારે છે; તે અભાગણીનો સંસાર પોતાનાં ભુંડા ભરથારથી તમામ દુઃખી થાય છે, અને સબુરીથી બધાં દુઃખો સહણ કરી આયંદે તે ભલી અને સહણશીલ મોહોરદાર કેવી ઉત્તમ રીતે પોતાનાં ભુંડાં ભરથારને સુધારી નાખે છે, અને ધીરજનું ફળ આયંદે ધનમાં મેળવે છે, તેનો ચાનક રૂપી ચિતાર આ વાર્તામાં દર્શાવ્યો છે. પોતાનાં ભુંડાં બાપને બચાવવાને ખાતર તેની ભલી અને પાકજાદ દીકરીઓ ખરાં દીલની ખુશીથી પોતાનાં સર્વોત્તમ સુખનાં કેવા ભોગો આપે છે, અને પોતાનાં માત-પીતા તરફના આવાં અખંડ વાહાલનો તે કીરતાર કેવા સ્વર્ગ સુખમાં બદલો વાળે છે તેનો અતી ચાનક રૂપી બનાવ આ વાર્તામાં આમેજ કીધા છે. દરેક ઉછરતી જુવાન બેટીઓને આ નીતીમાન અને ચાનક રૂપી વાર્તા વાંચવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

**કીંમત રૂા. ૨)** વી. પી. પોસ્ટેજ ચાર આના.

દીલસોઝ ઘરાકોને એક પોષ્ટ કાર્ડ લખી નામ નોંધાવવાની વીનંતી કરવામાં આવે છે.

**સોરાબ બી. તાતા.**
૧૭, ઘોઘા સ્ટ્રીટ, કોટ,
**મુંબઇ.**

# ધી પરશીયન ડેરી કંપની.

ઠેકાણુ—ભાયખલા.



જો નરૂંજ દુધ વાપરવું હોય તો અમારી 'ડેરી'નુ દુધ એકવાર વાપરી જુવો સાડાત્રણ આને શેર ઘેર બેઠાં પહોંચાડવામાં આવે છે. નવાં ઘરાકોએ પોસ્ટ કારડ લખંવે તુરત દુધનો બંદોબસ્ત કરવામાં આવે છે.

(સ્થાપી ૧૯૦૨.)



## બી. હોરમસજી, મેનેજીંગ પ્રોપ્રાયટર.

---

## છોકરાઓ માટે ફકટ અંગ્રેજી જલદી શીખવાનો આખા દીવસનો વર્ગ.

## GENERAL ENGLISH CLASS.

જે છોકરાઓ નીશાળની બધી બાબદોનો બોજો નહી ઉપાડી શકતા હોય તેઓ માટે વહેવારૂ અંગ્રેજી વાતચીતનું, પત્ર વહેવારનું તથા બીજું ફકટ ઉપયોગી બાબદોનુંજ વહેવારૂ જ્ઞાન મેળવવા માટે **"ગોળવાલા ફ્રોર્ટ ટયુશન કલાસ"** નો આખા દીવસનો સ્પેશીયલ ઇંગ્લીશ કલાસ એક આશીરવાદ સમાન છે, છોકરાઓની એક ઘણી મોટી સંખ્યા હાલમાં એ કલાસનો લાભ લે છે.

**એરચ ગોળવાલા,** પ્રીનસીપલ અને માલેક.

**"ગોળવાલા ફોર્ટ ટયુશન કલાસ"**

કોટનાં ભુબાખાનાની સામે.

# ભરતી–ઓટ.

## ભાગ બીજો.

## પ્રકરણ ૧ લું.

### જીગર વગરનાં જરદારો!

જાણીતા અલ્ફ્રેડબીરાદરોની પારસી નાટક મંડળીની 'વીકટોર્યા થીએટર' તે રળ્યામણી રાત્રે તમાશગીરોની ઠઠથી ગાજી–વાજી રહી હતી. આગેવાન અને ધનવાન કુટુંબોથી ઓરચેસ્ત્રા ભરાઈ ગયો હતો. ઓરચેસ્ત્રામાં બેઠેલી ધનવાન કુટુંબોની પરીસુરત હોશાનની અબળાઓ જાણે કે અકેકની ઉપર સરસાઈ ભોગવે એવી ફ્રાસમનાં રંગબેરંગી પોશાકના ઠાઠમાઠ વચ્ચે બેઠી હતી. જેઓના નાજુક હાથ તેમજ કોમળ ગરદન આસપાસ બેમુલ હીરામોતીથી મઢી લીધેલાં બેકીમતી ઝહવેરાતો એવી ફ્રાસમથી ઝલઝલી રહયાં હતાં કે વીજળીની તેજસ્વી રોશની તેઓ ઉપર પડવાથી ઓર તેનો આબ વધુ મારતો હતો. ખુબસુરત અબળાઓની ગોરી હંસ જેવી બરફ સમાન ગરદનનાં, વાત કરતી વેળા ડોકાનાં લહેકા વચ્ચે, હાલવાથી તે ઉપર દીપી રહેલા સુશોભીત દાગીનાનાં બેમુલ ઝહવેરાતોનો ઝલકાટ ચલકાટ થીએટરની અંદરની વીજલીની ભભુકદાર રોશની વચ્ચે તારા મીસાલ એવો તો ચમકઝમક થતો હતો કે તેની ઝલકાટભરી બલુ અને આંખને ઠંડક ઉપજાવે એવી રોશની તે તરફ નજર નાખનારાંને જીતી અને આકર્ષી લેતી હતી.

આંખને ઉડી વળગે એવો પચરંગી દીલખુશ અને રમણ્ય દેખાવ ગોયા આ ધરતીપરનાં પરસતાનનોજ ખ્યાલ તે તરફ નજર કરનારાંઓના

મનમાં બરપા થતો હતો. જરદાર માલેતુજાર કુટુંબની મનોહર દીલકશ અને ચેહેરેનમુન અબળાઓ ગોયા પોતાની આફતાબ જેવી ખુબસુરતીથી એકેક વચ્ચે હરીફાઇ કરતી અદાથી પોતાનાં કશબી ખામી વિનાનાં ઠાઠ-માઠનાં ઠઠેરા વચ્ચે ત્યાં બેસી તમામ તમાશગીરોની પ્રસંસા અને તાજુબી વચ્ચે આતુરતાથી ધ્યાંન ખેંચી રહી હતી. તમાશગીરોમાંનો ચોક્કસ વર્ગ આ ધરતીપરનાં પરસ્તાનની બેમુલ પરીઓની ખુબી અને વાખવાખીની તારીફ કરતા તેઓની ઓળખાણ કરતા કરાવતા આપસઆપસમાં ખુશ વાતોમાં મશગુલ અને ચકચુર બની રહયા હતા.

તમાશગીર વર્ગમાં એવાબી સંસારી શતરૂઓ હતા કે જેઓ ના લેવે ના દેવે પારકાંની નીંદામાંજ જાણે કે પોતાની મોજ અને ધર્મ માની લેતાં હોએ, જેઓ શાહદીની સાજવારીમાં કે ગમીની ગમખ્વારીમાં યા રમણુય મેળાવડામાં એકસરખી રીતે કોઇબી પાકજાદ નિર્દોષ અબળાઓની બરફ જેવી સ્વચ્છ પાકદામન ઉપર દાગ લગાડવા જેવા માહભારત અપ-રાધમાં ગુનેહગાર બનવામાંજ પોતાની આઇન ફરજ અને મોજ સમજતા હતા, તેવા ભગલા ભગતો પોતાની નજરો સમક્ષ શુશોભીત ઝહવેરાતો અને સીલ્ક સેટીનનાં ઠઠેરામાં સજ્જ થયલી આગેવાન કુટુંબની મનોહર અબળાઓ માટે નિર્લજ ટીકકાનાં બાણુ ફેંકી પોતાની ચાપલુસીખોરી જબાનને વશ રાખ્યા વિનાં પેટના તરેહવાર ગોળાનાં ગામગપાટા આસે-પાસેનાઓ વચ્ચે રસ લઇ લઇને ચલાવતા હતા અને કેટલાક હેમક બેવકુફો આવી નીંદાભરી ચર્ચા ખરી માની લેઇ ગંભીરાઇથી જાણે કે આગેવાન સરકલની પાકજાદ અબળાઓ કેવાએક મહાભારટ પાપની તકસીરવાર હોય એવી કીસમથી પોતાનાં ડોકાં ધુણાંવી તેવા નીંદાખોરોને આડકત્રી રીતે ઉત્તેજન આપી પોતાની હસી કરાવતા હતા, તેવા બુરા બદમાશ નીંદાખોરો અને તેઓને ટેકો આપનારા હેમકો અને ઉલ્લુઓનો આ નાટકશાળામાં કશોબી ટોટો નહીં હતો !

આગેવાન ફેમીલીની ત્રણુની પારટી ઓરચેસ્ટ્રામા દાખલ થઈ અને તેઓનાં ચહેરા તરફ લોકોના મોટા ભાગની નજર ખેંચાઈ અને કેટલાકો તો પોતાની સાદી આંખે નજરે પડતા ખુબસુરતીના દેખાવથી જાણે કે ધરાયા ન હોય એમ આંખ ઉપર દુરબીન મુકી જોવા પડયા. તેઓનાં થીએટરમાં આવવાથી તમાશગીર વર્ગમાં આપસઆપસમાં ભસ મોટો હોહોકાર મચી રહયો.

તે ત્રણુની પાર્ટી સર જાલેજર જસાવાલા, નાઇટ, તેની એકપુરી મનોહર, દીલકશ અને ગરૂર બેટી જરબાનું અને તેની ભત્રીજી આલાંમાય—તે

અલ્લાહબાદના આગેવાન અને માલેતુજાર જુવાન જેહાંગીર શેઠનાની મોહર-દારની બનેલી હતી.

વાચકોલાં વાંચનાર પેહલા ભાગમાં વાંચી ગયાં હતાં તે અત્રે યાદ કરશે કે આ જેહાંગીર શેઠનાંને પોતાના મરનાર કાકા ખાનબાહાદુર સપલશાહા શેઠનાની લાખોની દોલત ૭ વર્ષની વાત ઉપર મલી ગઈ હતી, અને તે પછી તે લખોપતિ જુવાન સર જાલેજર જસાવાલાની એક પુરી ભત્રીજી આલાંમાય સાથ સ્વાદીનાં ગાંઠથી એક થયો હતો, અને તેઓને ત્યાં, આ વાર્તાનો પડદો ઉંઘડે છે તે વેળા, એક પાંચ વર્ષની છોકરી હતી.

તમાશગીરોનો મોટો વર્ગ આ પાર્ટીમાંની મનોહર અબળા જરબાનુ જસાવાલા તરફ વિશેષ ધ્યાંન ખેંચતો હતો, અને ઘણાંક દુરબીનની મદદથી આ દીલકસ મધુરીનો ચહેરો બરાબર નિહાળવા ઉતાવલમાં પડયા હતા. તેનો ચહેરો ગોળ અને ઘટમદાર હતો અને તેનાં માંજરા ડોળાથી તેની મનોહર કાંતીમાં ઓર વધારો થતો હતો. પોતાની ખુબસુરતી માટે મગરૂરી માની જેવી કીસમે મરદોની હાજરીમાં વગર દીલે કે દયાથી નખરાં કરી શકે એવી જે નખરાંબાજ મકકરખોર અબળાઓ આ અવનીમાં થઈ શકે તેમાંનીજ આ એક નખરાંબાજ અને ઢોંગી અબળા જરબાનું હતી. દયા કે દાઝ વગરની અને જીગર વગરની ખુબસુરતી આ ટીચકાંવાલી નખ-રાંબાજ ઓરત ધરાવતી હતી.

હૈયા વગરની નખરાંખોર ખુબસુરતી જેનાં સંગદેલ જીગરમાં દયા કે દાઝનો સહેજ પણ અંશે કટરો ન હોય તેવી અંતકરણ અને દયા વીનાની ખુબસુરતીપર એકાદ પતંગ્યાં પેરે જાનફેશાનીની ફીદાગીરીથી જાન સદકે કરવાની હોમાકાટ કરવાના કરતાં દયા અને દાઝનાં ઉંકલતા દર્યા મીસાલનાં દયાળુ જીગર ધરાવતી બદસુરતી હજાર દરજ્જે આવકારદાયક અને જાનો-નીસાર પ્યારની ફીદાગીરીમાં સર્વોત્તમ અને સરસાઈ ભોગવતી ગણાઈ શકાય! ગોરી સાફ ખુબસુરતીનાં અંતકરણો સાફ આવતાં નથીજ તેમજ જેઓ ચહેરાની ચમકમાં ઝાખાં અને બદસુરત હોય છે તેઓનાં જીગર દયાળુ અને સ્વચ્છ કે સાફ હોય છે.

જરબાનુનો બાપ જાલેજર જસાવાળા આશરે છપ્પન દીવાળી જોયલો જમાંને ખાધેલ આદમી હતો. અને પોતાની પારકી મલેલી દોલતની ચેહલમેહલ વચ્ચે સરનો નામીઓ ખેતાબ મેળવવા ભાગ્યશાળી નિવડયો હતો, મગર હાલ તો તે સન્તામાં સાતરેસાત જવાથી તેની સ્થીતી અંદરથી

બારીક થઇ પડી હતી, મગર બાહરથી પોતાનો ઠાઠમાઠ હમેશ મુજબ દેખાડવાની ગોયા તેને લાઇલાજ ફરજ પડતી હતી.

તેની ભત્રીજી આલાંમાય, તે જાંહાંગીર શેઠનાની મોહરદાર, પૈસાની અગ્નીમાં તુમાખી ગરૂરી અને ટીચકાંબાજ બની રહેલી અભીમાની અબળા હતી, અને પોતાની કઝીન માફકજ દરેક દુર્ગુણોથી તેનું સંગદેલ છલકાઇ ગયલું હતું. મોહતાજમંદ મુફલેસોને નામની આ જરદાર માલેતુજાર બાપ દીકરી અને ભત્રીજીને હદથી જ્યાદા સુગ હતી, અને તેઓ બીચારાં જાણે કે મુફલેસ થયાં તે કેવાંએક મહાભારત પાપનાં તકસીરવાર બની રહયાં હોય એવી કીસમથી તેઓ તરફ ધીકકાર અને તીરસ્કારની નજરે જોવામાં પોતાની ફરજ માની લેતાં હતાં.

સર્વે તમાશગીરોનું ધ્યાન ખેંચતાં આ નવાં આવનારાં સર જાલેજર જસાવાલા, તેની બેટી જર તેમજ ભત્રીજી આલાં—ને તેઓની જગા પર પડતાં મેલી ગેલેરીપર બેઠેલા આપસ આપસમાં હરૂસેથી વાત કરતા ત્રણ ગ્રહસ્થો ઉપર આપણે નજર ફેંકયે.

"અરે એ તો જસાવાલાની જર છે" તેમાંનો એક ગ્રહસ્થ દુરબી-નમાંથી ટીકતાં બોલી ઉઠયો, "વેરી, વેરી ફ્લર્ટ! ભલાભલાને નખરાંનાં નેજાંથી ઠાર મારી નાખેછ એવી રાંડ માજંદરાંની છે!"

"પણ મેં તો સમજ્યું કે એનો બાપ તો પેલા લખોપતી ધનજીશાહ હીરામાણેકની પુંઠે લાગેલો છે, ને જરનો હાથ તેના હાથમાં આપવા માગે છે?" બીજાએ સવાલ પુછયો જેના જવાબમાં પેહલાએ જવાબ વાળ્યો. એમ અફવા છે ખરી, કાંકે હાલ એનું ટટુ ઠીક ચાલતું નથી. બીચારો સટામાં આવી રહેલો હોવાથી ધન હીરામાણેક જેવા લખોપતીનું પુછરૂ ધરવાનાં ફાંફાં મારેછ! પણ બીચારો ચોખ્ખો ફસસે કાંકે આએ નખરાંબાજ ઘણીજ તુમાખી છે. બેસી, એ ખુબસુરતી દયા કે જીગર વગરની શું કામની!"

"પણ મેં તો એમ સમજ્યું કે અગાઉ રતન મેહતા જે મારો દોસ્ત થાય તેને કાંઇ અકસમાતથી આએ જરને બચાવી ને તેઓ વચ્ચે સારી સંગત બાઝી પણ રતન બીચારો મારા જેવો લુખ્ખો, તે આએ નગુણીએ હાથ તાલી આપી ને તે બીચારો નાસીપાસ થયલો એકદમ આફ્રીકા ચાલી ગીયો!"

"તારે એનાં બાપે ને એને પેલા લખોપતી હીરામાણેકને જાલમાં ફસાવવાજ રતન મેહતાને પાણીચું આપ્યું હોશે!" ત્રીજાએ વધાર્યું. "ને આએ આલાંને વાસ્તે બી સારૂં બોલાતું નથી."

"હા!" પહેલાએ જવાબ વાલ્યો. "આલાં જરની કઝીન થાયછ ને પેલા અલાહબાદવાલા જાંહાંગીર સાથ પરણીછ પણ એવી વીછણ વાઉ છે કે વરને તો નોજ કોઠાં કરેછ, ને વરને ધુખારીને જોતીબી નહીં, ને તેને પૈસેજ ગામેગામ મોજ મારી પૈસાનો ધુમારો કરેછ! એનો ધણી થતોબી તદ્દનજ ઢોર મુએલો છે, પોતાનાં પૈસાએ બૈરીનો બાયલો થઈ બૈરીનો જુલમ ખમી તેનાં તાબામાં રેહે! ઓ! શેમ એનડ દીસગ્રેસ!"

પણ આ વેળા નાટકનો પડદો ઉંચકવાથી તેઓની વાતમાં સદાની ખલલ થઈ.

---

## પ્રકરણ ૨ જું.

"આલમમે હય ખુબી સારી પયસેકી, બાબા, માઈ, બેટા, જોર, પ્યારી પયસેકી, જીલ્લતદારી, ઇજ્જતદારી, પયસેકી, જાંહાં દેખો વાંહ મારામારી પૈસેકી."

રાતનો આસરે બે વાગાનો અમલ હતો.

તે બંગલાની ચોમેર જોકે સ્મશાંન જેવી શાંત ચુપકીદી પંઠરાઈ રેહી હતી, મગર બંગલાની અંદરનાં વસનારાંઓ ડાઇનીંગ રૂમમાં તુર્તનાંજ નાટક જોઈ આવી કોફી 'સીપ' કરતાં બેઠાં હતાં. તેઓ કોઈજ નહીં પણ સર જાલેજર જસાવાલા, તેની એકપુરી બેટી જરબાનું અને ભત્રીજી આલાંમાય હતાં.

કોફી પીધા પછી પોતપોતાનાં ઓરડામાં આરામ લેવા તેઓ જતાં હતાં, જેવામાં જાલેજરે પોતાંની બેટીને પોતાની સાથ તેનાં ઓરડામાં આવવા આગ્રહ કીધો, અને જરબાનું પોતાના બાપ સાથ તેનાં ઓરડામાં બેધ્યાનપણે જઈ બેઠી.

"દીકરી જર! મારે તારી સાથ અગતની ને ખાનગી વાત કરવીછ."

"પપાજી! આવી મોડી રાતે ખાનગી વાત? સવારે કરતે તો નહીં ચાલતે?"

"નહીં! દીકરી! મારે તે હમણાં ને હમણાંજ તુંને જણાવવું જોઇએ. મારા મરનાર મીત્રનો લક્ષાપતી વારેસ દીકરો ધન હીરામાણેક વેલાતથી આએ અઠવાડીયાંમાં મુંબઈ આવવાનો છે ને—"

પોતાનાં બાપની આ ખાનગી વાત સાંભલી જર મોટેથી હસી પડી જેનો પડઘા ઓરડામાં એકાંતમાં પડવાથી મસ્ત મોટો હોહોકાર ગોયા મચી રહયો.

"અરે ડીઅરે! પપા ડીઅર! તમેબી ખોડયો ડુંગરને કાઢયો ઉંદર જેવી વાત કીધી! હું જાણું કે શું એક અગતની ખાનગી વાત હોશે!" અને પાછી પોતાના જઇફ બાપની જઇફીની કદર કર્યા વિના હસી.

"દીકરી જર! એને મારી પર અહીં આવવા વાસ્તે લખ્યુંછ ને આપુને અહીં મલવા આવવા મેં જણાવેલું છે. પણ દીકરી મારે તુને ચેતવણી આપવીછ કે હવે હવે તારાં નખરાં તું સદંતર છોડી દેજે! આ ધન હીરામાણેક એવો આદમી છે કે કાંઇ રમકડાં માફક રમીને ફેંકી દેવા જેવી બેહુંદી નખરાંભરી ત્રીક તું એનાં બાબમાં વાપડશે, તો સત માનજે કે તું તારા હાથે તારા બાપને ખુહાર કરી તે ઉપરાંત તું પોતે કંગાલ્યતમાં આવી પડશે!"

ગરીબાઈ અને કંગાલ્યતની નેહસ્ત વાત જ્યાં આવી ત્યાં જર જેવી તુમાખી અને અભીમાની છોકરી કમકમ્યા વિનાં રેહી નહીં. તેનો હસતો મુખડો એકાએક ગંભીર થયો અને પોતાનાં બાપનાં કરચલી વળેલા ગમગીન ચેહરાપર બારીકીથી નજર કરવા પડી.

જાલેજરે ગમખ્વારીથી આગળ ચલાવ્યું. "દીકરી, હવે તું સમજણમાં આવીછ. મરદોને એકાદ રમવાનાં રમકડાં માફક તેઓ સાથ થોડી ઘડી તારી મોજ માનવા રમી ફેંકી દેવાની હેમાકાટનાં દીવસ હવે વહી ગયલા ધારૂંછ! છ વરસની વાત ઉપર પેલા ભુખરી બારસ રતન મેહતા નામનાં પોર્યાએ તુંને અકસમાટમાંથી બચાવી તો તેની સાથનાં ઘરાંપરાંને જેવા બેહુંદી ગફલતી વરી પાછી હવે જો કરવાની હેમકાઈ કરશે તો તેવા ગરીબ ઉલ્લુ સાથ તું જનમો જનમની દુઃખી અને ગરીબાઇનાં દુઃખ સહન કરતી અવત્યાં મારસે. જ્યારે ધન જેવા જરદાર માલેતુજારની પાકજાદ મોંહરદાર થઇ તું તારી હંમેશનીજ સ્થીનીએ મોજ મારતી ને તારા બાપની બી આબરૂ સાચવતી રેહસે, સમજી."

અગાઉની કીસમતની કમનશીબીની યાદગાર દુઃખી કાહણી તેનાં બાપે યાદ કરવાથી જરનાં ચેહેરાપર ગુસ્સાની કરચલી વલી રેહી અને આ નાદાન છોડી હસ્સામાંજ નેણ ફેરવી ઉઠી.

"પપા! તમે કેવું ખાતકી બોલોછ. ધન હીરામાણેક મને તો જરા થઇને ગમતો નથી ને—"

"શું તુંને નવગરી પસંદ નથી ને ગરીબાઈ પસંદ છે? ધન લખો પતી ને સાલેસ જુવાન છે; તે એવો ચીકાસદાર સધર બીલ્લુ તારે હાથને માટેની ખાસ ઓફર કરવા કદીબી કોઇ આવશે નહીંજ. એનાં બાપનાં ના મો'તના બીછાણાં પર મારી રૂબરૂમાં એને ખાસ ભાર મુકીને જણાવ્યું હતું કે પણવું તો મારી દીકરી સાથેજ ને તેવા મરનાર ભલા બાપનો પવિત્ર કોલ અદા કરવાનાં ઇરાદાથી તે અહીં આવી જરૂરજ તારે હાથની ઓફર કરસે, સમજી. તું લોકમતમાં સરની છોકરી છે, મગર બાતેનથી એક મુફલેસની દીકરીથી બી બદતર છે! સટ્ટામાં હું ખુહાર થયોછ ને પાણીની સપાટી પર મારૂં માથું ઉપર રાખવાની જીગરતોડ કોશેશમાં અંદરનો અંદર હું કરજમાં દુબ્યા કરૂંછ, તેથીજ પેલા લખોપતી ધનને મારો જમાઇ બનાવી તેનાં પૈસાએ મારી હાલત તેવીજ રાખવાનો હું વિચાર કરૂંછ, ધન જો તારા હાથની માંગણી કરે તો બાહલ્લ રાખજે દીકરી–"

"તારે શું પપા મને તમે પૈસા પર વેચવા નીકળ્યાછ? પપા, તમારામાં જરા બી દયા નથી."

"દીકરી, તું નાદાન ને બેધ્યાન છે. તારા બાપને લખોપતી જાણીનેજ અનેક ઉમેદવાર જુવાનો તારીપર અધાંધર કરેચ, પણ આજે જો હું મારી મુફલેસ હાલતથી દુન્યાને વાકેફ કરૂં તો એકાદ ગરીબા ગરીબમાં જુવાન પણ તારા હાથની માંગણીની બાહલી લેવા બાહર આવવા હામ ભીડસે નહીંજ. ધન હીરામાણેક બી તુંને ઝાંખા ધુખારીને જોશે બી નહીં." એક નિશ્વાસ ફેંકી તે ગમખ્વારીથી બોલ્યો.

"ધનના ઢગલા પર રાજકરતી રાણી થઇને અમનચમનમાં મોજ મારવાનાં સર્વોત્તમ સુખમાંથી કુદરતની અદભુત અને ભેદભરી કરામત વચ્ચે દુઃખનાં મહાભારત દર્યાઓ કંગાલ્યત અને નામોશીની હીણપસ્તી વચ્ચે દોહવાનું દુઃખ જરદારોથી સહેજ બી સહન ન થઈ શકે એવું તીક્ષણ ને ઝેર જેવું છે, અને વાહલી દીકરી, તેવાં અગાધ દુઃખના દર્યામાં ડુબકી મારતાં બચાવી લેવાજ આએ મોડી રાતે મને તુંને શીખામણ દેવાની લાઇલાજ ફરજ પડેછ! હું તો આજે છેઉં ને કાલે મારી હસ્તી નીસ્તીમાં સદાની નાબુદ થશે તો તું ઓચીંત મુફલેસ અને કંગાલ બની જશે તો તેં તે સહન કેમ કરી શકશે? જરા વિચાર કર, તવંગરીની ચેહલમેહલ અને ગરીબાઇની આફત વચ્ચેનો મુકાબલો કર, ને પછીજ ધન હીરામાણેક જેવા લખોપતીનો હાથ નામંજુર રાખ. દીકરી, આ દુન્યાજ પૈસાની છે, પૈસાથીજ આપરૂં જીવતર છે! સર્વે મોજ બધી પૈસાથીજ થાય છે."

જાલેજર પોતાની દીકરીનો ચહેરો ધ્યાનથી તપાસતો ચુપ બેઠો, જ્યારે જર ગંભીર ગીરફતારી વચ્ચે ગર્ક ગએલી નાપસંદ વિચારોની જોરાવર લાગણી વચ્ચે ટેબલ ઉપરનાં તેજસ્વી લેંપ ઉપર એકાગ્ર ચીત્તે જોતી ઉભી હતી. પોતાનાં બાદશાહી બાપનાં રાજઅમલમાં તે રાજ કરતી રાણી તરીકે પોતાનાં નાપસંદ નખરાં અને ધીકકારવા જોગ તુમાખ વચ્ચે જાણીતી થઈ હતી, મગર બાદેનથી તેનો બાપ જેમ દયા ઉપજાવનારી કીસમનો મુફલેસ બની રહેલો હોવાનો કમકમાટ ઉપજાવનારો જીવલેણુ સંદેશો તે મોડી રાતે પોતાના બાપને મોંથી સાંભળી લેવાથી પોતાની હાલત કેવી હદ સુધીની બારીક થયલી હોવાનાં નાશકારક વિચારો વચ્ચે તેનો મનોહર ચહેરો જર્દ મારી ગયો, અને જીગરનાં ઉંડાણુથી એક લાંબો નિશ્વાસ ફેંકી પોતાનાં પીતાનાં ચહેરા ગમ જોઈ દબાયલા સાદે બોલી "પપાજી! તમારી મરજી માફકજ હું અમલ કરશ."

"ઠેંકયું દીકરી" જાલેજરે ખુશાલી બતાવી "બસ હવે મને જણાવ કે ધન હીરામાણેક તુને ઓફર કરે તો હા કેહસે કે ના! યાદ રાખજે કે તારાં માત્ર નજીવાં 'ના' અને 'હા' ઉપર જીંદગીનો મસ મોટો આધાર બંધાએલો છે!"

"હું હા કહેવશ પપા–પણુ–પણુ–"અને તે આકલી મગરૂર અને નાફરમાન છોકરી પોતાની મરજી ઉપરાંતજ પોતાના બાપની અર્જ ઘણીજ દલગીરી વચ્ચે બાહલ રાખતી હતી એમ તે અત્રે આગળ બોલવા જતી હતી, પણુ તે વેળા બારણું ઉંઘાડી તેની કઝીન આલાંમાય અંદર આવવાથી તે એકદમ ચુપ થઈ ગઈ.

"ચાલની જર! મને ઓરડામાં બીહક લાગેછ ને–ઓય ત્રણુ વાગસે ને" આલાંમાય ઓરડામાં આવી બોલી ઉઠી અને પછી પોતાનાં કાકા જાલેજર તરફ ફરી બોલી "કાકાજી હવે ત્રણુ ચાર દીવસમાં અલાહબાદ જવું પડશે! વરી મોજમજાહમાંથી જઇને ઘોરસતાનમાં માંદી મરઘીની કાંની થયું એવા દાઘાબરયા હાથનાં ધરતા સાથ ઝુંફયા કરવાનુંજ તો! એનું રાતે કાગજ આવેલું મેં હવડાં વાંચ્યું તેમાં લખેછ કે પેલેસ રંગાઇને તૈયાર થયોછ હવે આવો."

"ઠીક છે! હવે તો આપરે બધાજ સાથે જઈશું એટલે ઘણું સોહવાઈ જશે! જા દીકરી પોહરી ઉઠ" અને આલાં સાથ જર જફાકારક વિચારોમાં ગર્ક બનેલી ભારી પગલે પોતાનાં બીછાણુંમાં જઈ લેટી.

---

# પ્રકરણ ૩ જું.

"દેખો એ કઇસા જમાના, હરએક દોલતપર હુયે દીવાના રે;
અસરાફ્ફી તો કદ્ર નહીં કરે, સર કમીને કે તાજ હુયે શાહાના રે."

સર જાલેજર જસાવાલા બુરા સત્તાની મોહકાણમાં જમાનાની ગીરદેશથી ગરીબાઇમાં અવત્યાં મારવાની ધાસ્તીથી ગોયા ધ્રુજતો હતો, અને તેમાંથી બચવા અને બચાવી લેવા ધન હીરામાણેક જેવા એકલદોકળ લખોપતી માલેતુજાર શેઠયા સાથ સ્યાદીનાં ગાંઠથી જોડાઈ જવા આ જઇફ બાપે પોતાની ગરૂર દીકરી રૂબરૂ પોતાની જક્કાકારક વીંટક વાતની સમુળગી કાહણી ટુંકમાં દરસાવી ગરીબાઇનો સીહા ચીતાર તેની નજરો સમક્ષ રજુ કરી આ ભાણભુલી છોડીની નજર ખુલ્લી કરી દીધી હતી. પોતાના બાપ કરતાં પોતે ધનના ઢગલાપરથી ઓચીંત ધુળના ઢગલાપર વાખા મારતી કીસમથી ફાકા મારવાની ગરીબાઇની દલીદ્રતાની ધાસ્તીથી તેણીએ વગર મને પોતાના બાપની માંગણી બહાલ રાખી હતી, જે આપણે ગયા પ્રકરણમાં જોઈ ગયા છીએ.

આખી રાત આ છોકરીએ ગરીબાઇનાં નેહસ્ત વિચારોની બુરી અસરો હેઠળ બેકરારી અને બેચેની વચ્ચેજ કાઢી, અને સહવારૂં પડતાં પોતાની કઝીન સાથ બાહર ફરી આવવા અગાઉ માફક તે પાછી દીલખુશ દેખાવા લાગી.

આલાંમાયના ધણી જાંહાંગીર શેઠનાએ પોતાની મોહરદારને અલ્લાહબાદ આવવા ઉપ્રાંત આલાંની ખાનગી લખાવટથી જાંહાંગીરે જરને તેમજ તેના બાપ જાલેજરને અલ્લાહબાદ આવવા ખાસ નોતરૂં કીધું હતું. જોકે દારૂના લખમાં, અને જુગારની બદીમાં દગાબાજ માંત્રાની પ્રપંચભરી સામેલગીરીમાં પોતાના મેહલમાં તેને કોઇની બી ખુશઆમદીના ગંધ બીલકુલ પસંદ ન હતી, મગર તેનાં ઉપર ગોયા તેની વીંછણ વાઉ જેવી તુમાખી અને દમામદાર દેખાવની મોહરદાર આલાંનો એવો હદ સુધીનો ધાક હતો, કે આલાંએજ પોતાનાં કાકા તથા કઝીનને અલાહબાદ બોલાવાનાં નોતરાં માટે લખવા પોતાના વર ઉપર દબાણ કીધેલું હોવાને આધારેજ વગર મને પોતાની મોહરદારનો સખુન રાખી તેણે તેઓને રૂર્જયાટ તેડું કીધું, અને તેનાં ધજનને માન આપી તેઓ આવનાર હતાં તેને લગતો

જવાબ લખવામાં જરા હાલ ખુંટાઈ ગઈ હતી, જ્યારે તે રાત્રે એકાદ પાર્ટીમાં જવા માટેનાં પોશાકની પસંદગી કરવામાં આલાં રોકાએલી હતી, જેવામાં ઓરડાનું બારણું ઉઘડયું અને એક નોકર અંદર આવી નમીને બોલ્યો "બાઈ સાહેબ! કોઈ દીનબાઈ લામ નામની બાઈ મલવા માંગેછ."

"હા જો! પેલી કાલવાલી ગવરનેસને બોલાવેલી તે આવી હોસે" આલાં મનસે પટપટી અને તેને ત્યાં મોકલવા નોકરને હુકમ આપ્યો, અને પોતે એક રાજકરતી રાણીનાં ઠસ્સામાં બેઠી.

એક જુવાન છોકરી બોશકથી લાલ થઈ જતી ધીમાં કદમે અંદર આવી ઉભી અને તેણીને જોઈ આલાં બોલી "તું આવી કે! વેરી ગુડ! કાલે સાંજે મને એપોઇન્ટમેન્ટ હોવાથી તારી સાથ પગાર વીગેરેને લગતી વાત થઇતી નહીં તેથીજ આજે તુંને બોલાવીછ." અને આ નવી ગવરનેસને જોવા તપાસવા જરબી પોતાનાં કાગજ લખતાં અધુરાં મુકી આલાંની પાસે આવી ધારી ધારીને જોવા લાગી.

"અગાઉ તેં જ્યાં ચાકરી કીધેલી છોકરી, ત્યાંના ભલામણ પત્ર કાલે લાવવા કહયાં'તાં ને લાવીછ કે?"

"હા! બેહન! હું લાવીછ" અને પોતાનાં ગજવામાંથી કાગજો કાઢી આલાંને આપવા જતી હતી, તેવામાં જરે ગગદાટ કરતી ધપે છછણી પડી તીરસકારથી આ ગરીબ છોકરીને ગભરાવી નાંખી.

"બેહન! છટ નોનસન્સ! હમે તારા બેહન થઇયે? તું એક ગરીબની નોકર વગરની પોરી ને હમો લખોપની પડયાં તો કેમ બોલવું તે બી નથી આવડતું? હવેથી બેહન કરીને નાં કેહતી, સમજી કે પોરી! હવેથી બાઇજી સાહેબથી વાત કરવાની ને જવાબ આપવાનો, સમજ પડી" અને જાણે કે આ હલકા ખાનદાનની કામદાર વર્ગની પોરીથી શું એક સુગ લાગી હોય અને તે ઘણુ બારતી હોય એવી કીસમથી સેંટનો મધમધતો રૂમાલ પોતાના નાખપર ઢાંકયો અને અલાંબાય સાથ પોતે બી પેલી છોકરીએ આપેલા ભલામણ પત્રો વાંચવામાં ખુંતાઈ.

અને પેલી છોકરી! તે તો બીચારી આ સ્વપ્ને વટીક વકી ન રાખેલા ધડકધુજારાના ધડાકાની ધાસ્તીથી ગોયા કાંપવા લાગી, તોબી પોતાનું મન શાંત રાખવાની તથા પોતાની ધાસ્તી સમાવી દેવાની પ્રયત્ન કરતી બીધેલી ગુનેહગાર જેવી અદાથી નેઓ સામે નીચું જોતી ઉભી રહી.

"વેરી વેલ! તારે મારી વહાલી દીકરી હીરાને શીખવવા માટે મને રાખવા ગમેછ પણ મેં જે તુંને કાલે પગાર કહયો તો તે તારે કબુલ છે?"

"હા બાઈ સાહેબ, મને તમારી સર્વે સરત કબુલ છેજી." નમીને તે છોકરીએ જવાબ વાલ્યો.

"ઠીક, પણ જો એ છોકરી મને તો તુંને અલાહબાદ છેક લઇ જવીછ, તો મુંબઈ છોડી તું તાંહાં આવશે કે? વરી તું થોડા દીવસ રેહી ચાલી જવાનું બાહણું નહીં કાહરે શું? બરાબર વીચાર કર."

"મેં વિચાર કીધોચ. બાઇ સાહેબ! ને મને અહીંનાં કરતાં બાહરગામ રેહવાનું વધુ પસંદ છેજી."

"આહ જો! પણ છે તે કે છોકરી, તુંને માહરી વાહલી દીકરી હીરાને પ્યાનો વજાડતાં શીખવવું પડશે. તુંને આવડેછ કે? હા, તારે તો આએ ખુણામાં પ્યાનો છે તે ઉઘાડી એક ટયુન મને ગાઈ સંભળાવ" જર આ પોરીની પરીક્ષા લેવા પડી.

દીનાં લામ ખુણામાં આવેલા પ્યાના તરફ ગઈ અને તે ઉઘાડી તેણે એક એવો તો સુંદર 'પીસ' ગાઈ સમજાવ્યો કે જર અને આલાં વટીક તેનાં આંગળાની ઝડફથી ગોયા તાજુબ બની રહયાં!

"ઘણું સરસ વજાડેછ," જરે ટીચકું ચઢાવી અભીપ્રાય આપ્યો. "પણ તારી ઉમર શુંરે છોકરી? ને તારાં કોઇ માયબાપ છે કે?"

"જી, બાઇ સાહેબ, મારી ઉમર આસરે તેવીસ વરસની હોસેજી! આ દુન્યાની સપાટી પર એકલવાઈ હાલતે નીરાધાર હોવાથી આબરૂથી મારૂં ગુજરાન કરવાજ હું આવો ધંધો કરતી આવીછ."

"ઉં! હોસે! પણ જોરે પોરી! તુંને મારાં મેહલમાં મને મલવા આવનારાં વીઝીટરસો સાથ બોલવાની કે વાત કરવાની સાફ મના છે! સમજી કે! મારી વાહલી હીરાને માયા રાખી કેળવણી આપવી અને વલી કાંઇ ખડયા પગ ગલીચાવેર લાવવા નહીં, સમજ પડી."

"જી હા બાઇ સાહેબ, હું બધું સમજું છુંજી."

"વેરી ગુડ, તારે હમે એ ત્રણ દીવસમાં અલાહબાદ ઉપડી જઇશું, તેથી તું તારાં કપડાં-ચપરાં લઇને કાલ્હરે અહીં આવશે?"

"તમે બાઈ સાહેબ કેહો તારેજી, કહોતો આજે સાંજથી આઉં."

" એમ? તારે તો આજે સાંજથીજ અહીં તારો સામાન લાવજે સમજી! ચાલ જા, હવે તારૂં કામ નથી."

અને આ બને બાઇ સાહેબોને નમીને દીનાં લામ ત્યાંથી સુધ્યારાનો લાંબો દમ ખેંચી બાહર પડી. ટીચકાંબાજ જુલ્મી તુમાખીને બસ તે આવી પડેલી જાણતી હતી, મગર હવે આવી મુશીબતમાંથી બચવાનો ઉપાય આ ગરાબ છોકરીએ જોયો નહીં. તેમજ વળી પોતાનાં પેટનાં ગુજરાણ માટે તે વાખાની મારી અહીંતહીં ચાકરી વિનાં રખડતી હોવાથી સરજંતને આધીન થઈ તેને તાબે થવાની "નહી મામા કરતાં કાણા મામા સારા" ની કહેવતને અનુસરી લાઈલાજ ફરજ પડી. આ બંને જરદાર અબળાઓ નાખપર માખ વટીક બેસવા ન દે એવી હદ સુધીની તુમાખી અને ગરૂર પહેલીજ નજરે જોતાં માલમ પડી આવી હતી, અને એ પાણીએ વાળ કેમ ચરસે તેની મુજવણ અને ગુચવણમાં આ મુફલેસ છોડી નાઉમેદ જીગરે ત્યાંથી બાહર પડી. આ દુખી ગરીબ વર્ગની 'પોરી'બી તેઓના જેવીજ એક ઇનસાન હતી અને ઇનસાન્યતનાં ભલાં ખમીરની ખાસ્યત ભુલી જઈ હેવાન્યત જેવી બદ વર્તણુંક પોતાનાં જેવાંજ ઇનસાનપર બતાવવા જેવા ગરૂરી અને તેંહકરાઈ એંહકરાઈની સીફ હેમાકાટ સાથ નીચ બુધ્ધી વાપરવી તો તેવાં બદકાર ઇનસાન પર તમામ ખલકતનો તીરસ્કાર અને કેહરનો વરસાદ વરસેલો બી નિશંશય તમામ થોડો કેહવાઈ શકાય!

---

## પ્રકરણ ૪ થું.

### દીનાં લામ.

જાહાંગીર શેઠનાની આલાંમાયને પેટે એકજ પુરી મનોહર દીકરી હીરાં નામની હતી, અને તે આશરે પાંચ વરસની થવા આવેલી હોવાથી તે નાદાન બાળકીને કેળવણી આપવાની મકસદથી આલાંમાયે પહેલી હરોલમાં તો પોતાનો ઠાઠમાઠ બાહરનાંઓને દેખાડવા એકાદ ભમાતુ યુરોપ્યન ગેવરનેસ રાખી હતી, મગર થોડીજ મુદતમાં એ ગોરી મડમરીએ એવાં તો બુરાં લક્ષણો દેખાડવા માંડયાં, કે આલાંમાયનાં પાછલાં બાર ધપકાથી તેણીને અથરત્યાર પેડો પકડાવ્યો, અને ત્યાર પછી પોતે અલ્લાહબાદ જેવાં એખલાં સ્મશાન બીયાંબાન જેવાં બસતાંથી–ખરૂં પુછાવ્યે તો પોતાનાં

દારૂડયા અને જુગારી બદમાશ ધનધન ચોરી ધણીથી–એવી હદ સુધી કાયર અને બેચેન થયલી હતી, કે હવા ખાવાને અર્થે તે મુંબઈ પોતાનાં આલે-તુજારમાં ખપતા કાકા સર જાલેજર જસાવાલાને ત્યાં, પોતાનાં ધણીને તેમજ પોતાની દીકરીને અલ્લાહબાદમાંજ મુકીને આવી હતી. નાની હીરાને માટે કોઈ પારસણુજ ગવરનેસ મુંબઇથી શોધી કાઢી પોતા સાથ લઇ જવાનાં ઈરાદાથી તેને લગતી ખબર છાપામાં આપેલી હોવાથી સંખ્યાબંધ ‘એપલીકેશન આલાંમાય ઉપર આવ્યાં હતાં, અને તેમાંથી તારીતારીને અર્ધો દજન જવાબને માટે અલાહેદાં રાખ્યાં, અને એકેક પછી તે લોકને પોતાની રૂબરૂ બોલાવી તેઓની બારીક તપાસ કીધા પછી તેઓમાંની કોઇબી શંતોષકારક જવાબ કરતી તેણીને મળી ન શકવાથી છેવટે કોઈ દીનાં લામનાં ‘એપલીકેશન ’નો જવાબ લખી તેને બોલાવી મંગાવી, અને આ ગરીબની છોકરી હતી તો બધી રીતે સાદી માદી, મગર તેના ચહેરાની ચમક એવી હદ સુધીની આકર્ષી લે એવી મનહરન હતી કે તેને જોઇને જોઈ આ દીનાં આલાંમાય તેમજ જરબાંનુને એકે અવાજે ગમી અને પોતાની હીરાંને શીખવવા માટે તેનેજ અલાહબાદ લઈ જવાના ઠેડાવપર તેઓ આવ્યાં.

“ આલાં ! આય ગરીબની પોરી છે ને એની બ્યુટી શું ચહેરે નમુન છે” જર પ્રમાણીક અદાથી દીનાની ખુબસુરતીની તારીફ કરતાં બોલી “ મને તો જાણે કે એ ચેહેરો કથે જોયલો લાગેછ જો, આલુ, પણ કાંઈ યાદ આવતી નથી.”

“ અરે એવા મલતા ચહેરા ઘણી વખતે છેતરવા જોગ થઈ પડે છે જો.” આલાં હસી બોલી. “ તેં કોઇને જોઈ હોસે પણ મરે એની પર કાંઇ જંજાલ કે દુઃખ પડયાં હોય એમ ગમગીન જેવી લાગેછ હું.”

પણ હયાં જાલેજર અંદર આવવાથી તેઓની વાતચીતજ અટકી પડી.

તેજ રાતે એકાદ આગેવાન બડેખાં યુરોપ્યનને ત્યાં બોલનો પચરંગી મેલાવડો હોવાથી આલાં અને જર બંને ત્યાં જવા પોતપોતાના ઓરડામાં ડ્રેસ કરતાં હતાં, તે વેલા જાલેજર બંગલામાં આવ્યો અને આલાં અને જર પાર્ટીમાં ગયાં કે નહીં તે માટે નોકરને સવાલ પુછયો જેનો જવાબ નકારમાં મળવાથી નીચે ડ્રોઇંગ રૂમ કે જે રોશની વીના અંધારો લાગતો હતો, મગર બાહરની માહતાબની ઠંડી રોશનીથી ઝાંખો પ્રકાશ તે ઓર-ડામાં પડતો હતો, ત્યાંની એકાદ બારી આગળ જાલેજર વિચારવંત ધપે

ઉભો તેજ વેળા તે ઓરડાને નાકેનાં બારણાંમાંથી–કે જે બારણાંમાંથી બાગમાં સીધો જવાનો રસતો હતો–તેમાંથી કોઇનો કાલો આકાર માહતાબની ઠંડી રોશનીમાં અંદર આવતાં જાલેજરની નજરે પડવાથી એકાદ પળ ચોંકી તે તરફ્જ ધારી ધારીને જોવા લાગ્યો, અને તે કાલો આકાર ઓરતનોજ હતો એમ બારીકીથી જોવાથી તેણે માલમ પડયું. તે કોણ હોવી જોઇએ? કોઈ નોકર હોશે? નહીં! નોકરનું આ વેળા કામબી શું હતું? આલાં કે જર એમાંની એક હોવી જોઇએ ? નહીં તે લોક તો બૉલમાં જવા પોતાનાં રૂમમાં ડરેસ કરતાં હતાં; ત્યારે આ ઓરત કોણ હોવી જોઇએ ?

આ જઇદ્દ્ર અહસ્યે હજારો અટકળો વીજલી વેગે પોતાનાં ભેજામાં ઠસાવી, મગર એક પણ નકકી નિવેડાપર આવવાને બદલે તે વધું ગુંચવાયા કીધો.

આ ઓરતનો કાળો આકાર બાગમાંથી જેમ પેલાં બારણાંમાંથી અંદર આવતો તેમ વળી સીધી લાટીપર ઓરડાની આખેરી વેર જઈ પોંહચી પાછો બાગ તરફ જતો, એમ લાગટ પાંચએક વાર જાલેજરનાં જોવામાં આવ્યાથી આવી રીતે આ ઓરત આમતેમ ફેરા શું કામ ખાતી હતી તે તે મુદલજ અટકલી શકયો નહીં! જાલેજરની તે ઓરડામાં હાજરીથી તે ઓરત વાકેફ ન હોવી જોઇએ એવીજ બેધ્યાન અદાથી તે વારંવાર ફેરા ખાયા કરતી હતી. આયંદે જાલેજર અધીરતાની અસહય તાપથી ગોયા ટપવા લાગ્યો, અને આ કાળા પોષાકવાળી અબળા કોણ હતી તે જાણવાની ઉલટમાં તે તેણી જે બારણાંમાંથી બાગમાંથી તે ઓરડામાં આવતી હતી તે બારણાં આગળજ આવી ઉભો, અને જેવી તે ઓરત બારણાંમાંથી ઓરડામાં આવવા કરતી હતી તેવામાં જાલેજર એકદમ સાંમો થઇ ગયો, અને આ ઓરતનો ચહેરો નજદીકથી માત્ર થોડીજ પળ નિહાલ્યા પછી એકાદ ઓચીંત ભુત જમીન ફાડી તેની ભલી ભુંડી કરણીનાં આયનાં મીસાલ તેની સાંમે આવી ઉભો હોય, એવી ફીસમથી ફુટબોલ માફક ધાસ્તીથી તે ઉછલ્યો, અને બે ડગલાં પાછલ હટી પેલી ઓરતને ફાટફાટ થતા ડોળાથી તથા ધડક ધડક થતાં જીગરથી જોવા પડયો!

જાલેજરનો ખુલ્લો ગભરાટ પેલી અબળાએ તેનાં ચહેરાપરથી ઝટ વાંચી લીધો, અને તેની નજદીક આવી વાંસળી જેવા મીઠા અને મધુર સ્વરે મલકાયલે ચહેરે તે એવાં તો બુલબુલ જેવા હલકથી બોલી કે એકાદ વેહતા ઝરામાંથી ધીમે ધીમે વહી જતાં પાણીનો પડઘા જેમ કાનમાં સાંકળની અહડાઅહડી જેવો મધુર અને દીલકશ લાગે તેનોજ એકાદ વાજીંત્ર જેવો ખુશનુમાં જાલેજરને લાગ્યો.

"મને માફ કરજોજી, પણ મારો વાંક એમાં છે! હું એમ સમજી કે ઓરડામાંની લાઇટ બુજવેલી હોવાથી અંહી કોઈ ન હોશે તેથીજ હું અંહી 'વૉક' લેતીતી."

એકાદ શ્મસાન બીયાંબાનમાં વાંસલીના મીઠા શરોદથી ચોમેર દીલ-પઝીર અને મનોહર લાગે તેમજ આ ડોસાને પણ પેલી ઓરતનાં મીઠા અવાજથી તેવી લાગણી થઈ અને પોતાનો ગભરાટ સમાવી હસતાં બોલ્યો. "ઓ! નો! ઉલટી મારે દલગીરી જાહેર કરવી જોઇયે! તમારી સામે એકદમ આવી ઉભું રહેવા માટે મારે માફી માંગવી જોઇયે! તમારાજ વિચારનો હુંબી હતો કે અહીં લાઇટ નથી તેથી કોઈ હોસે નહીં એમ ધારીનેજ હું અહીં એકાંતમાં આવ્યો" અને અત્રે નોકરને બોલાવા એવો તો તેણે ગગડાટ કીધો કે તેના બુમબરાડાથી બે ત્રણ નોકરો દોડી આવ્યા જેઓને તે ડ્રોઇંગ રૂમમાંની બતીઓ તુર્ત સળગાવવાનો હુકમ કીધો અને નોકરો બત્તી સલગાવે તે અગાઉ તો ધીમાં પણ સાબુટ કદમે પેલી ઓરત ત્યાંથી જોતજોતામાં પસાર થઈ ગઈ.

"આએ બાઇ ગેઈ તે કોણ છે? પાહલી?" જાલેજરે વધતી ઓછી ઇંતેજારીથી પરપુછ કીધી.

"શેઠ સાહેબ, એ તો છે તે કે આપરાં આલાંમાય બાઇસાહેબની બુચીને વાસ્તે ગવરનેશ રાખીચ તે સાહેબને કેહુંજે બાઇજીનાં ફરમાન મુજબ આજે સાંજથીજ અહીં આવી રહેલી છે! કોઈ–કોઈ દીનબાઈ લામ કરીને તો એનું નામ છે! શેઠ સાહેબ" નોકરે ખુલાસો કીધો.

જાલેજરે કાંઈ જવાબ વાલ્યો નહીં, પણ વિચારવંત ધપે થોડીક પળ ત્યાંજ ઉભો રહયો અને આલાં અને જરનાં ઉપરથી નીચે આવવાનાં સંસારાથી ચોંકી તે ઓરડામાં બાહર જઈ તેઓની સામે થયો અને વરંડા વેર ગાડી ઉભી હતી ત્યાં વાત કરતો તેઓ સાથ ચાલ્યો.

"ઓ પપા! તમે કાંહાંથી એકાએક અહીં? હમારી સાંથે આવવાનો પાછો વિચાર કીધો શું?"

"નહીં દીકરા! તમે જાઓ! પણ–પણ–આ એ શું જો–આલાં પેલી પારસી ગવરનેસ કોણ છે? પાહલી બોલ્યો કે તેં અલાહબાદ લઈ જવા અહીં આજથી બોલાવીછ! રાખે તો સંભાલીને રાખજે, દીકરી આલાં! પેલી રાંડ યુરોપ્યન ગવરનેસ જેવાં કાલાં ધોલાં કરી ગેઈ તેમ વરી બીજી નહીં કરે!"

"કોણ? પેલી દીનાં લામ? હા—મેંજ તેને મારી વાસ્તે રાખીછ—પણ—કાકાજી—તમે કાંહાં તેને જોઈ?"

"હવડાંજ ડ્રોઇંગ રૂમમાં હું જોઇને આયો" અને જાલેજરે કેવી ઓચીંતી ડીસમે દીનાંને જોઇ, કેવી અદાથી બીધો હતો તેનો ટુંક ખુલાસો તેઓ આગલ કરી બોલ્યો! "પણ ગવરનેસોનો આવો ખુબસુરત અને ઠસાબાજ તેમજ ગંભીર ચહેરો હોય એ બી અજબ જેવું છે. ચહેરો—હા ખરેખર વખાણવા લાયકનો ચહેરો છે—"

"સવારે એ આવી તારે જરબી એને વાસ્તે એમજ બોલીને તમે બી કાકાજી એમજ ઇંતેજારીથી બોલોછ તેની મને સમજ પડતી નથી. પણ મને તો બા ઘણી ગમી તેથીજ બધાંમાંથી એને મેં રાખી."

"એમાં ઇંતેજારી શું કહેવાય, દીકરી! પણ સાચું કહેછ કે મેં એને જોઇને જોઈ મને અગાઉ જોયલો ચહેરો જે આબેહુબ એને મલતો આવતો હતો તે તુરતજ યાદ આવી ગીયો, ને તેથીજ મારી ઇંતેજારી વધી. આલાં, જર! મે એને જ્યારે ચાંદની બરફ જેવી સફેદ રોશનીમાં કાલા પોશાકમાં જોઈ ત્યારે મેં ભુટ જોયો એમજ મને એકદમ ખ્યાલ થયો."

જર અને આલાં ગભરાટથી એકેકનું કોહું જોવા લાગ્યાં, પરંતુ જાલેજરે વાત ઉડાવી તેઓને ગાડીમાં બેસાડી ગાડી હાંકવાનો હુકમ આપી પોતે પોતાનાં ઓરડામાં ગયો.

---

## પ્રકરણ ૫ મું.

---

### છ વરસ પરની જફાકારક કાહણી.

જાહાંગીર શેઠનાં 'પરીન પેલેસ'નો માલેક—તે આલાંમાયનો ભરથાર પોતાની મોહરદારનાં અલાહબાદ તે દીવસે આવવાની આમદીથી ગોયા ગમગીન અને નાસીપાસ બની રહયો હતો, કાંકે તેની કલાંટ મોહરદારનાં દાબ અને ડોળા તળે દબાઇને તેનાં હુકમે ચાલવાથી આ ઉલ્લુ ભરથાર કાયર થઈ રહયો હતો.

પોતાને ઓચીંત દોલતમંદ થયાને આજે છ વરસ ઉપર થયાં હતાં, મગર છ વરસની વાત ઉપર પોતાના કાકા સપલશાહ શેઠનાને આસરે ઉધરેલો ગરીબ અને ઓસયાળો છતાંબી જે પ્રકારે સુખી હતો, તેથી ઉલટો છતે પૈસે, છતી મોજ–મજાહે, છતી મોહરદારે તે દુઃખી, અસંતોષી, કાયલી, બેચેન અને ઉદાસ બની રહયો હતો. અને આ ઓચીંતી કાંહણી–કીસસ.ને ભુલાવે એવી કીસમથી તેને મળેલી દોલતનો તે જાણે કે શ્રાપ ભોગવતો હોય એવી અદાથી છતે પૈસે તે સુખી હોવાને બદલે દુઃખીજ માનતો અને લેખતો હતો. છ વરસ પર બની ગયલી જફાકારક જીવલેણ કાંહણી વીજલી વેગે તેની નજરે સાંમે 'સીનેમેટોગ્રાફ'નાં ચીત્રો માફક, હાલ તે ગમગીન બેઠો હતો તે વેળા, તેનાં અશાંત મનમાંથી પસાર થતી હતી, ત્યારે તેની બુરી યાદથી તે ગોયા કમકમી પવનમાં હાલતાં પાંદડાં પેરે ધ્રુજતો હતો.

છ વરસની વાત ઉપર આલાંમાયનો આ બરથાર જહાંગીર શેઠનાં જેન કે તે વેલા પોતાના મેહરબાન અને દીલસોઝ કાકાજી શપલશાહ શેઠનાના આસરા અને સાહયા હેઠલ ઓસયાળે અવતારે પોતાનો કાલ નિર્ગમન કરતો હતો છતાં તે હાલનાં જરદાર માલેતુજાર વખતનાં કરતાં તે વેલા હજાર દરજ્જે સુખી અને સંતોષી હતો એમ તે હાલ વારેઘડીએ અફસોસ સાથ યાદ કરતો હતો. છ વરસની વાત ઉપર આજ 'પરીન પેલેસ'માં તેના પરોપકારી કાકા સપલશાહ પોતાની એક પુરી બેટી પરીન સાથ અમન ચમનમાં મોજ મારતા હતા, તે વેલા નાંજનમાય નવલખી નાંમની ગણત્રીબાજ અને કાવત્રાંબાજ ઢોંગી અબળા સપલશાહની સગી તરીકે ડોલઘાલી 'પરીન પેલેસ'માં વસવા આવી જે નાચીઝ અબળા સપલશાહનો કાંઈ વરસો અગાઉનો છુપો ભેદ જાણતી હોવાથી સપલશાહને હાથ કરી લેવા ઢોંગ કરી અલાહબાદ આવી હતી. તે વેલા જહાંગીર તમામ ભુખરી બારસ અને કરજના ટોપલા માથે લઈ ફરતો મુફલેસ હતો, અને પોતાના કાકા સપલશાહની લાખોની દોલત ઉપર અંજાઈ લોભાઇ તેણે તેવણની મનોહર બેટી પરીનને હાથની માંગણી કીધી હતી. કે જેથી મોડે યા વેહલે તે જો પરીન સાથ સ્યાદીનાં ગાંઠથી એક થાય તો સર્વ દોલત તેનેજ મળી શકે, મગર ઇનસાન ધારે છે એક ને ખોદા કરે છે બીજુ ! આ બાજુ પરીન કોઈ લવજી વહાડયા નામના અતી મનોહર દેખાવના પણ ગરીબ જુવાન સાથ મોહબતમાં ચકચુર હોવાને લીધે જહાંગીરનો હાથ તેણીએ સાફ ના પાડી તેને ભારે અપમાન કીધું અને બધાંઓની ગમે તેવીબી નામરજી છતાં લવજી વહાડયા સાથેજ પરણવાની પરીન જીદ કરી

બેઠી. આ બાજુ નાંજાંમાય નવલખી જાંહાંગીર સાથ મળી ગેઈ, અને જાંહાંગીર જા તેને વીસ હજાર રૂપ્યા આપે તો તેનાં કાકાની સર્વે દોલતનો આયંદે તેજ ધણી થાય એવી યુકિત તેણી ચાહે તો કરી શકે એમ કહી જ્યારે આ બદમાશ અબળાએ જાંહાંગીરને ઉશકેર્યો ત્યારે જાંહાંગીર તેની ઇચ્છાને તુર્તજ શરણ થયો અને તે જો કોઇબી રીતે 'પેરીન પેલેસ'નો તથા સર્વે દોલતનો ધણી થાય તો નાંજાંમાયને તેની કબુલાત મુજબ વીસ હજાર રૂપ્યા આપવા તે પ્રોમીઝ થયો. પરીનના લગ્નની સવ તૈયારી થઇ ને લગ્નને દીવસેજ લવજી વાહડયા ફરી બેઠો કાંકે લુચ્છી નાંજાંમાયે સપલશાહનો આગલો ભરમ ફોડી દીધો કે પરીન કાંઇ સપલશાહની હકદાર દીકરી ન હતી પરંતું વરસો અગાઉ ગાડીના અકસમાત વેલા સપલશાહની બુચી અકસમાતમાં મરી જવાથી પોતાનો ગમ વીસરવા તેવણે નજાંમાય કે જેબી તે વેલા પોતા સાથ નાની બુચીને લઇ મુસાફરી કરતી હતી તે બુચીને નાંજાંમાય પાસથી નાણાંની રકમ આપી પોતે લઈ લીધી હતી. આ ભેદથી પરીન સપલશાહની હકદાર દીકરી ન હતી એમ પુરવાર થવાથી લવજી વાહડયો લગ્નને દહાડેજ ફરી બેઠો અને સપલશાહને તેથી એવી તો ખેજાલત લાગી કે તેને ઉભે દાદરેથી ગબડાવી નાખ્યો જેથી તે મરણતોલ સ્થીતીમાં આવ્યો અને બાજે દીને માથે લોહી ચડવાથી સપલશાહબી વીલ વગર મરી ગએલો હોવાથી સર્વ દોલતનો ધણી આ જાંહાંગીર ઓચીંત થઈ બેઠો. પરીન બીચારી મુફલેસ બની રહી અને જાંહાંગીરે તેને હડધુતની હીણપસ્તીમાં "પરીન પેલેસ'માંથી બહાર કાઢી અને આ અગાધ દુઃખ ન ખમવાથી પરીન અલાહબાદની નદીમાં નખાવી દેઈ માર્ગે લાગી ગઈ.

તે પછી તુર્તજ જાંહાંગીર મુંબઈ ગયો, જ્યાં સર જાલેજર જસાવાલાની ભત્રીજી આલાંમાય સાથ ઓળખાણ પડી. આવા લખોપતીને હાથમાંથી જતો ન મુકતાં આલાંમાય નખરાં કરી તેને ચાહવાનાં ઢોંગથી તેની સાથેજ પરણુવા તૈયાર થઈ અને આ લુચ્છી નખરાંબાજ તુમાખી અને માજનદરાની ઓરતની મનોહર ખુબસુરતીપર લોભાઈ અંજાઇ જાંહાંગીર તેની સાથ જલદીથી પરણ્યો, મગર આ લગ્ન કદી સુખી નિવડયાં નહીં. આલાંમાય જાંહાંગીરને નહીં પણ તેની લખોની દોલતનેજ ચાહતી હોવાથી પોતાનાં ધણીની દાદ કે દરકાર કર્યા વિનાં પૈસાનો ધુમાડો પારકાંઓ સાથ કરતી હતી.

લગ્ન પછીનાં પેહલાંજ વરસમાં તેઓને ત્યાં એક બેટી અવતરી જે હીરા નામની હતી, અને તે પછી આ બને ધણી ધણીયાણી વચ્ચે

આપસઆપસમાં દરરોજની ઝુંબેસ ચાલવા લાગી; અને બંને પોતપોતાનાં મીત્રો સાથ પોતાને મજાહ દેખાડવા પારકા પૈસાનો આંખ મીચી ધુમાડો કર્યો જતાં હતાં.

પોતાનાં હાથમાં ઓચીંત દોલત પોતાના મરનાર કાકાની આવ્યાને છ વરસ પુરાં થયાં જેટલા ટુંક અરસામાં આ બુરા બદમાસે પોતાનાં બુરા મીત્રોની સંગત વચ્ચે સરતમાં, જુગારમાં અને દારૂનાં લખમાં અર્ધી દોલત ગુમાવી દીધી હતી, અને રહીસહી તેની કલાંટ અને ગણત્રીબાજ મોહરદાર આલાં પોતાનો વગવસીલો વધારવા અને જરદારોમાં માથું મારી પૈસાવાલામાં ખપવા પારટ ઓની ધધુખરમાં પાપરી માફક પૈસાની ધુળધાણી કરી નાખતી હતી. આ લુચ્ચી બદમાસ ઓરતને તેનો ધણી જાંહાંગીર જરાબી પસંદ ન હોવાથી, આવા દારૂડયા છાકટા, જુગારી બદમાસ અને ઉલ્લુ ધણીને ગણકાર્યા વિના તેને વાપર વખાતો નાખી આલાંમાય પોતાનાં જેવાજ મીત્રોની મજાહમાં પોતાનો વખત કાઢતી હતી, અને પોતાનો વખત સોહવાડવા આ બુરી લુચ્ચીએ મેરવાન મેજર નામનાં સંસારી શતરૂને પોતાનાં રમવાનાં રમકડાં માફક એક હાથ કરી લીધો હતો, અને લોકલજ્જા યા તો નીંદાની કશીબી દરકાર વગર ભવીષ્યમાં કશાંબી બુરાં પરીણામોની પરવાહ કર્યા વીનાં આલાંમાય પોતાનાં ધનધનધોરી ધણીને એખલો અટુલો છેક ખુણે છોડી મેલી, તેની ગમે તેવીબી નામરજી અને હુકમ છતાંબી તેની બોંહસપર છડેચોક આ મેરવાન મેજર સાથ બાહર ફરહર કરતી હતી.

જાંહાંગીર દીનપ્રતીદીન ટલ્યાં-ઝાંટક થઇ રહ્યો હતો, અને બેસુમાર ખરચનાં ખાડામાં ઉતરી જતો હોવાથી ભારે અફસોસ કરતો હતો, તેવામાં પોતાની મતલબી મોહરદાર આલાં પોતાનાં કાકાને તેમજ તેની દીકરીને પહરોણું તરીકે પોતા સાથ મુંબઇથી લેતી આવતી હોવાથી અધુરામાં પુરો વધુ ખરચ થવાનાં ખ્યાલમાં તે હદથી જ્યાદા ગમીની ગીરફતારીમાં ગર્ક ગયલો બેઠો હતો, જેવામાં દુરથી ગાડીનાં ખખડાટથી તે ચોંકયો અને અને આલાંમાયની સુકયાણી સવારી બંગલા નજદીક આવી પુગવાનો ખ્યાલ થતાંજ પોતાનાં વિચારોમાંથી ઝબકી ઉઠયો, અને નિશ્વાસ ફેંકતો ભારી કદમે તે કંમ્પાઉંડમાં જવા બહાર નીકળ્યો.

---

# પ્રકરણ ૬ ઠું.

## બેહેકેલું વાજું.

જાંહાંગીર શેઠનાની આલાંમાયે પોતાની એકપુરી લાડકી દીકરી હીરાને માટેની પગારદાર ગવરનેસ દીનાં લામને અલાહબાદ જવા અગાઉથી પોતાને બંગલે આવી રેહવાનો હુકમ ફરમાવાથી આ ગરીબની પોરી તેજ દીને સાંજ પછી તેઓનાં બંગલામાં પોતાનાં કપડાં ચપડાં સહીત રેહવા આવી હતી. જે આલાંના કાકા જાલેજરને તો સ્વપને વટીક ખબર ન હોવાથી જાલેજર જ્યારે તે રાત્રે પોતાનાં મીત્રો સાથ જમી બંગલે આવી નીચેનાં ઓરડામાં વિચારવંત રૂપે ઉભો રહયો હતો તેવામાં આ ગરીબ છોડી તેની નજરે પડયાથી તેનો મનોહર અને દીલકશ મુખડો જોઇ જાણે કે આ જઇફ ડોસાએ કાંઇક વરસો પછી પોતે જોયલો ચહેરો એકવાર ફરીથી જોયો હોય, યાતો જાણે કે તેનો ભુટ તેની સામે આવી ઉભો હોય એવી કીસમથી તે ઓચીંત ઉછળીને ચોંકયો હતો, મગર તે માત્ર પોતાની ભત્રીજીએ રાખેલી ગવરનેસ હતી એમ જ્યારે તેણે ખાત્રીપુર્વક જાણ્યું અને માન્યું ત્યારે પેહેલી હરોલમાં આવી મનોહર અને ગંભીર તથા હસાબાજ છોકરીને ગવરનેસ તરીકે જોઈ તે ઘણોજ અજબ થયો અને પોતે જાણે કે એકાદ ભુત જોઇનેજ ચોંકયો હોય એવી કીસમથી દીનાંને પેહલી જોઈ કેવી રવેસે ધાસ્તીથી ચોંકી ઉઠયો તેનો પોતાની બેટી જર તેમજ ભત્રીજી આલાં આગલ પ્રમાણીક એકરારનો ખુલાસો ટુંકમાં તેણે જણાવી દીધો ત્યારે આલાં, દીના લામ માટે કાંઈક કીસમે શંકાશીલ બની રેહી, મગર તે રાત્રે બોલમાં જવાની ધધુખરમા તે સર્વે વાત સદંતર ભુલી ગેઈ હતી, તે વાહાલા વંચનાર આગલા પ્રકરણમાં જોઈ ગયા છે.

આંખનાં પલકારામાં બે દીન તો વહી ગયા, અને ત્રીજે દીને તો અલાહબાદ ઉપડી જવાની તૈયારીમાં જાલેજર તેમજ આલાં તથા જર પડયાં. બેશક, અલાહબાદ પોતાનાં ધણીની પનોતી પનાહમાં આલાંમાયને રહેવા વસવા બીલ.લ ગમતું ન હતું, અને ત્યાંના એકાંત વચ્ચેથી કંટાલી અને કાયર થએલી, પોતાનાં ધનધન ઘેરી ધણીથી નામુરાદ અને નાસીપાસ થયલી તેણી મુંબઇ પોતાનાં કાકા સર જાલેજરનાં સાહયા હેઠળ પોતાની નાજુક તબ્યતનું બાહણું કાઢી આવી હતી, અને અત્રે મુંબઇની મોજ-

શોખમાં આ તુમાખી ઉડાઉ અને ઉછાછલી અબળા એટલી હદ સુધીની ચકચુર અને મશગુલ બની રહી હતી કે અલાહબાદ જવાનું નકકી થતાંજ તેનાં પરનું લોહી વટીક ઉડી ગયું હોય એવી કીસમથી ફીકકી ફચ થતાં ને ઉદાસ અને ગમગીન બની રેહી હતી! એટલું છતાં બી અલાહબાદમાં તેણીને એખલાં એકાંતમાં પાંજરામાં પાળેલાં પક્ષી મીસાલ્ગ ઝુરપંજર થવાનું ન બની શકે તે ધારણાથી પોતા સાથ પોતાનાં ટલ્યાંઝાંટક કાકા જાલેજર અને તેની એક પુરી લાડકી બેટી જરને લઇ જવાની નકકી તૈયારી પોતાનાં ધણીની નામરજી છતાં બી કીધી હતી.

બેશક, જાલેજરનાં બાબમાં તો જેવું દર્દી ને જોઇતું'તું તેવુંજ વૈદે ફરમાવ્યા જેવું સહેલું અને આશાન થઈ પડયું, કાંકે આ ડોસાએ સત્તામાં છુપલાવેલું હોવાથી ખસ્તે ખુહારીની ઉંડી ખાહીનાં અંધકારમાં ગબડયું ખાધેલું હોવાથી, પોતાની આબરૂનું ગાબરૂં નીકળતું બચાવવાનાં ઇરાદાથી મુંબઇથી બાહરગામ જવાતો તે નિશ્ચય કરતોજ હતો તેવામાં પોતાની ભત્રીજીએ તેને પોતાને વરને ગામ લઈ જવાની ઓફર કીધેલી હોવાથી આ ડોસાએ તો સંધ્યારાનો લાંબો દમ ખેંચી અલાહબાદ વગર આનાકાણીએ જવા તૈયારી કીધી હતી. તે એકજ બાબતમાં ચીંતાતુર અને શંકાશીલ બની રહયો હતો; તે જાણતો હતો કે પેલો લખોપતી માલેતુજાર ધનાઢય શેઠીઓ ધનજીશાહ હીરામાણેક છેક પાંચ વરસે મુંબઈ આવતો હતો, અને પોતાની આટા ટોલ ઠીકરી જલતી હય, એવી કીસમની ભુખરીઆરસ અને ટલ્યાંઝાંટક લાચાર સ્થીતીમાંથી પોતાને બચાવવાનાં એકજ મુસ્તકીમ સાધન તરીકે આ ધન હીરામાણેકને પટાવી ફોસલાવી પોતાની તરફેણમાં ખેંચી લેવા તે તરભર્યાં મારતો અનેક કીસમનાં વિચારોમાં લીન થઈ ધુળમાં લોટતો હતો. પોતાની મનોહર દીકરી જરને તેનાં જેવા લખોપતી સાથ સ્યાદીનાં સર્વોત્તમ ગાંઠથી ગુંઠી લેવાનો તે સંકેટ રચી બેઠો હતો, અને તેથીજ પોતાનાં મનને લગતી આ ખુશાલીભરી વાત પોતાની બેટીને પણ તેણે કહી સંભળાવી હતી, અને તે જેમ પોતાના છટકામાં તે માલેતુંજાર જુવાનને સપડાવાનાં ફાંફાં મારતો હતો, તેવીજ અદાથી પોતાની નખરાંબાજ બેટીનેબી સમજાવી રહયો હતો, કે જેથી એકવાર આ ધનવાન આગેવાન જુવાન પોતાના બેટીને હાથની ઉમેદવારીમાં જો ફતેહ પામી ચુકે તો પોતાનો જમાઇ જેમ બને એમ જલદી બનાવી પોતાની બાતેનથી ભુખરીઆરસ સ્થીતીમાં એકવાર પાછો પોતાના ધનાઢય જમાઇની દોલતથી પોતાની દમામદાર હાલતે પોંહચી શકે.

મગર હવે તે અલાહબાદ જતો હોવાથી રખેને આ ધન હીરામાણેક પોતાના છટકામાંથી નાહસી જવા પામે તેની યુક્તિમાં આ ડોસો લોબી ગણત્રી કરવા મંડયો અને તે ધન હીરામાણેક વેલાતથી આવી જ્યાં ઉતારો લેનાર હતો ત્યાં એવી કીસમની ચીઠી લખી ત્રાળવાનો દાવ સાંધ્યો કે, જાલેજર પોતે અલાહબાદ ઓચીંતો ઉપડી જતો હોવાથી ધનને મુંબઇ મલી ન શકવાની કમનશીબી માટે હદથી જ્યાદા હયરાન અને પરેશાન બની રહયો હતો અને ચીઠીની છેવટે તેને અલાહબાદ બે પાંચ દીવસ જરૂરજ આવવા ઓહસા ઓહસીનું નોતરૂં લખી વાળવામાં આ ડોસાએ પોતાની હીકમતભરી જાલ બીછાવી હતી. બેશક તે માટે તેણે પોતાની ભત્રીજી આલાંની ખાસ મરજી પુછી હતી.

અને આ વરઘોડો આયંદે અલાહબાદ જઈ પુગ્યો.

'પરીન પેલેસ' દુરથી આલાંએ પોતાની કફીન જરને બતાવ્યો અને એક લાંબો નિશ્વાસ ફેંકયો. જરે ઉલટ ભેર જીગરે ગાડીમાંથી ડોકયું બહાર કાઢી તે દમામદાર ઉભેલા પેલેસ અને તેની આસપાસ નજર કરી હસી બોલી "મરેરે, આલાં! કેવો લવલી? જાણે કે રાજાનો મેહલ હોય એવો રોનકદાર દીલપઝીર અને પચરંગી લાગેછ ને જીવને બે ઘડી રાહત આપેછ ને તું તો કેહછ કે ઘોરસતાન જેવો ને સમશાન ને બીયાંબાન જેવો છે તે કાં છે જે?"

બેશક, જરની પોતાની પીત્રાઇ આલાંને સાસરયાં શહેરની આ પહેલવહેલીજ શુભ મુલાકાત હતી અને પેહલી હરોલથી આ ઉછાછલી અને લોભી છોકરી એટલી બધી હદ સુધીની 'પરીન પેલેસ' જોઈ ખુશાલ બની રહી કે તેની આવી ખુશી ભરી લાગણીથી દંગ થતાં આલાં ફીકકા ચહેરાથી હસી બોલી. "બરયુરે મુવું! અહીંતો જુરી જુરીને મરી જવાનું! ધણી થતો પોતાનાં દોસતદારો સાથ લાલ વાવટો ઉડાવે ને બૈરી થતી સાથ ચીઠરાં ફારયા કરે! મુંબઇમાં તો નાટકો જોવાનું! મરે તાંહાં કેવું સોહવાઈ જાય જો?"

તેઓની ગાડી 'પરીન પેલેસ'નાં કંપાઉન્ડમાં આવી ઉભી અને તેમાંથી આલાં તેમજ જર અને તેઓ પછવાડે ધીમેથી દીનાં લાભ બાહર ઉતર્યાં. જાલેજરને તો સ્ટેશન પરજ કોઈ આગળનો ફ્રેન્ડ મલી ગયલો હોવાથી તેની સાથ ટાહેલાં કરતો બીજી ગાડીમાં ધીમે ધીમે પાછલ આવતો હતો.

આલાંની નાંની દીકરી હીરાં જે આયા સાથ ત્યાં ઉભી હતી તે દોડતી દોડતી આવી પોતાની વાહલી માનાની ગોદમાં વાહલથી દબાઇ, અને પછી જરને હર્ષ સમેત ભેટી પડી.

"હીરાં દીકરી" આલાં બોલી "આએ તુંને શીખવવાને વાસ્તે ખાસ મુંબઇથી હું ગવરનેસ લાવેલી છેઉં ને કાલથી હવે તું એવણ કેહે તેમ ચાલજે! દીનાં આએ મારી દીકરી હીરાં છે! એને વહાલથીજ ચાહી ગણીને મનપસંદજ વતણુક ચલાવજે."

હીરાએ પોતાની નવી ગવરનેસને બે ચાર પળ પગથી તે માથાં વેર ટીકી ટીકીને બારીકીથી પરીક્ષા કીધી, અને પહેલીજ નજરે દીનાં લામનો સુંદર મનોહર ચહેરો આ બાળકીએ જોયો ને જોયો વીશેષ ગમ્યો હોય એવી અદાથી હસતી હસતી દીનાંની આગળ આવી અને દીનાંએ ખરાં જીગરનાં જોસથી આ કોમળ બાળકીને આશીષ દેઈ વાંકી વલી વહાલથી ચુમી લઇ પોતાની ગોદમાં દાબી અને તેઓ બંને આમનેમ ચાલતાં વાત કરવા લાગ્યાં.

આલાંનો ધણી જાંહાંગીર શેઠના તેઓને ભેટવા બાહર આવ્યો, અને બંગલા માટે વાતો કરવા પડયો.

"જાંહાંગીર! મેં તમુને કહયુંછ તેમજ મારા ઓરડાને કરતન કરાવ્યાછની? ને ભોંયપર સાદરા મારા નમુના પરમાણેજ પસંદ કીધીચ કે? વરી બધું બાગુતુંટું કીધુંછ? શું સમજોછ કે?"

પણ જાંહાંગીર સાંભલે કોણનું? તેની નજર એતેફાક ઓચીંત હીરાની ગવરનેસ દીનાં લામ ઉપર પડી જવાથી તે તો જાણે કે અજાએબીથી નીકળી પડતી આંખો સાથ તે તરફજ એકાગ્ર ચીત્તે જોતો ઉભો હતો!

"મરેરે! એમ ઉસા જેવા પારકી પોરીને જોયા શું કરોજ જો! મરે, જર! આએ જોની એવણ ડોરા બારેછ તે? તારનો હું જવાબ પુછુંછ તે કેહવાને મારી ગમ જોવાને બદલે ડોરા ભોકીભોકીને પેલી ગવરનેસનેજ જાણે કાંઈ પુટળું હોય ને કોઇ દાહરો જનમમાં બઇરાંઓને જોયાં નહી હોય એમ જોયછ! મરેરે! કોતકજ તો!"

જાંહાંગીર તો જાણે કે જમીન સાથ ચીટકી બેઠેલો હોય એવીજ કીસમથી હાલ્યા ચાલ્યા વિનાં ડોળા ફાડી પેલી ગવરનેસનેજ જોતો ઉભો! તેના ચહેરા પર ચીંતાની પ્રગટ લાગણી દીસવા લાગી, અને તેનો ચહેરો જર્દ મારી ગયો! આલાંએ જાંહાંગીરનો હાથ પકડી પોતા તરફ ખેંચ્યો અને જાણે કે

કેવી એક સ્વપ્નવત ભયંકર સ્થીતીમાંથી એચીંત બીદાર થયો હોય એવી અદાથી ઉછળી ચોંકી ધાસ્તીથી આલાંને જોતો ઉભો! "મરેરે! એમ ખેણકોટક શું કરોછ જો? એવાં હુલક જાનવરની કાંની શું ડોરા ફારી જોવોછ?"

આ વેળા દીનાં લામ હીરાને લઈ તેઓની નજદીક આવી અને આલાં દીનાં તરફ બોલી "દીનાં! આએ મારા ધણી તુંનેજ કેમ જોયા કરેછ! શું છે કાંઈ સમજ પડે?"

પોતાની બાજુનાં ઠઠરાવી નાંખનારા સાહદથી દીનાં ચોંકી અને બીજીજ પળે પોતાનાં મનનું સમાધાંન કરતાં મીઠા વાંસળી જેવા સ્વરે બોલી. "એવણ-એવણ--દેખાવમાં માંદાં લાગેછજી. હું એવણને વાસ્તે કાંઇ કરી શકું એવું છેજી?"

"એ! એ!" ધાસ્તીથી ફીકકો ફચ પડી જતાં હજીબી દીનાંને ટીકી ટીકીને જોતાં જાહાંગીર બબડયો! "તેજ—તેજ અવાજ—તેજ ચહેરો—તેજ ધપ—તેજ આંખો! ઓ માઈ! આએ કોણ છે?"

"કોણ?" પોતાની નવી ગવરનેસ આગળ જાહાંગીરની બેઅદબીભરી વર્તણુંકથી ખેજાલટ પામેલી આલાં ધણીજ ગુસ્સે થઈ અને નેણ ફેરવી એક કમીનાં નોકર સાથ જેવી તુચ્છકારથી વાત કરે તેવી ઢપે મીજાજથી બોલી. "મરે! કોણ છે? તમે મેડ એડ થઇ ગીયાછ શું? છેકજ કેમ દાહરે દાહરે હેન અકજ બની ગીયાછ જો! તમે કોણને એમ ઇડયટની કાંની જોયા કરોછ? કાંઇ સમજ પડે!"

આ વેળા નાની હીરાએ દીનાનું પાંખડું પકડી બીજી બાજુ જવા કેહવાથી દીનાં, આલાંમાય, જર તેમજ જાહાંગીર ઉભાં હતાં, ત્યાંથી દુર ગઈ.

"પેલી-પેલી-છોકરી કોણ છે?" જાહાંગીરે ધાસ્તીથી ગોયા ધુજતાં સવાલ કીધો.

"કોણ છે? એ તો હીરાંની ગવરનેસ દીનાં લામ છે! ને એને જોઇ તમે એવા ઉલ્લુ માફક બીહોછ કાંય, તે કાંઇ સમજ પડે? ને ઇડયટની માફક જોય કાંય કરોછ?"

"દીનાં લામ! ગવરનેસ!" તે બબડયો, "ને એક પળ મેં તો એમજ ધાર્યું કે એતો—એતો—આબાદ—"

"કોણ! શું?"

"છ વરસની વાતપર મરી ગએલી છોકરીજ સાંમે આવી ઉભી એમજ મેં ધાર્યું! ઓ માઈ ગોડ!" અને ફીકકો પડી તે ધ્રુજવા પડયો.

અને દીનાં તરફ એકવાર ફરીથી નજર ટાંકી જાંહાંગીર તેઓ આગળથી સરભોગ બંગલામાં ચાલી ગયો, અને જાંહાંગીરની ન સમજ પડે એવી ભેદી વર્તણુકથી બંને જર—તેમજ આલાં અજાએબીથી એકબીજાનું કોડું ટીકતાં ઉભાં. અલાહબાદ આવતાંને વારજ પોતાનાં ધણીની અફસોસકારક લાગણીનાં ભુંડાં દર્શન થવાથી આલાંમાયનો સ્વભાવ બીગડી ગયો, અને પોતાનાં આવા મુર્ખ ધણીને બસ પડેલી હોવાનાં બલાપામાં તે તદનજ ધુખરાએલી, કાયલી અને બેચેન બની ગઈ.

આલાંમાય બંગલામાં ધુખરાએલે ચહેરે જર સાથ ગેઈ. પોતાનાં ધનધન ધોરી ધણીની પારકી અને તેમી ગવરનેસ જેવી હલકી પોરી તરફ ટીકાટીકીને જોવાની બેમલાજાભરી વર્તણુકથી આલાં ઘણીજ ખફા થઈ, અને હીરા જેવી દીના સાથ અંદર આવી કે મીજાજમાંજ તે દીના તરફ ફરી બોલી ઉઠી. "અહીં આવરે પોરી! તારે વાસ્તે મને કાંઈ સમજ પડતી નથી. મારા કાકાજીએ તુને મુંબઈના બંગલામાં રાતે જોઇ ત્યારે તેવણ ભુત જોયો હોય એમ ચોંકયા, ને આંજે શેઠબી મહાએ જાણે કે ભુત દીઠો હોય તેમ ચોંકયા! મરે તું કોણ છે તારે?"

દીનાંએ શાંત ચહેરે નરમાસથી જવાબ વાળ્યો, "બાઇજી! હું દીના લામ સીવાએ બીજી કોઈ નથી, કોઇનો હું ભુતબી નથી."

"આલાં! ભુત શું ને દાકણ શું? એ તો છ વરસની વાત ઉપર એક ઠગારી ઢોંગી ઓરત જે આઈલાંપર કોઇતું મારવાની દગાબાજીમાં આખરે મરી ગયલી જાંહાંગીર ઓરખતા અને જાણતા હતા તેનાં જેવાજ ચહેરાની આએ દીનાં હોવાથી જાંહાંગીર પેહલી હરોળમાં ચોંકયા! બાકી ભુત શું ને વાત શું? જેઓનું અંતકરણ પાક હોય તેઓ ભુત ને દાકણની વાત જાણેબી નહી ને કદીબી બીહે ધ્રુજે નહીં!"

"હોસે કોઇ તે રાંડ—તે છ વરસપર મરી ગયલી જાંહાંગીર ઓરખતોતો; તારે વરી એને જોઇને ગાવડી માફક વરી હવડાં બીહધો સાનો જો? મરે રે એવા ધણીથી તો હું કાયર થઈ ગઈછ? મરે મુને અરધીભારબી સુખ નથીજો! આવતાંને વારથીજ મુવો એને નામનો બરાપો શરૂ થયો! ભુસુંરે એવાં મુવાંને!" અને ફૂફડેલી—ચટકેલી મીજાજમાંજ આલાં પોતાનાં ઓરડામાં ઉપર ચાલી ગેઈ, અને તેની પુઠે વિચારવંત ધપે જરબી ધસડાઇ.

અને દીનાં! તે ગરીબ બાપડી પોતાની ટીચકાંબાજ બાઇનાં મીજાજથી દંગ થયલી ત્યાંજ ચીટકી ઉભી.

---

## પ્રકરણ ૭ મું.

---

### પાપનો પડછાયો!

બદમાસ જાંહાંગીરને એક ક્ષણની બી શાંતી ન મળી! નાની હીરાંની શીક્ષક દીનાંનો ચહેરો એની તો હદ સુધીનો મરનાર પરીન શેઠનાંને આબે-હુબ મળતો આવતો હતો, કે આવા મલતા ચહેરાની મુશીબતથી આ લુચ્ચો પાપી હદથી જ્યાદા ધાસ્તીથી ધ્રુજી રહયો. પોતાનાં ધાસ્તીથી ધમધમી રહેલાં જીગરને સંભારો અને સંતોષ આપતાં બબડયો. "એ કોણ હોસે? કાંય નહીં પરીનની કોઈ બેહન કે કઝીન, કે મામા કાકાની છોકરી હોયને તેથી આવો મલતો ચહેરો એનો બી હોય તો કોણ જાણે? એ પરી-નનાં કુટુંબને લગતી દરેક ખબર પેલી લુચ્ચી નાજંમાય નવલખીને હતી અને તે અત્રે હોતે તો તે કેહતે કે આએ ગવરનેસ દીનાં લામ મરનાર પરીનની બેહન યાતો માસી કાકીની છોકરી હોવી જોઇએ."

તે વિચારનાં વમળમાં વિંટલાએલો બાગનાં એકાંટમાં બેઠો હતો તેવામાં સર જાલેજરની દીકરી જર તેની નજદીક આવી અને જાંહાંગીરે દીનાં લામને માટેજ અત્યાતુરતાથી અને અધીરતાથી સવાલો પુછયા, અને આ ગવરનેસ કયાંથી આવી, તેનાં બાલ કેવા છે, તેની આંખો કેવી છે વીગેરે પુછપરછથી સ્વાભાવીક રીતે જર વટીક શંકાશીળ બની, તો બી જાંહાંગીરનાં અશાંત મનને સમાધાન કરવા તેને ધીરજ આપતી બોલી.

"ભાઇ, ૭ વરસ પર તમે કેહોછ તેમ તમારા મરનાર કાકાજીની એક દીકરી પરીન નામની ઉની તો હવે પછી આએ ગવરનેસનો ચહેરો તે મરનાર છોકરી પરીનના જેવો બી હોય તો શું મુજાહકો છે? તેની ધાસ્તી શાંની કરવી ભાઇ? એવા મળતા ચહેરા ઘણા આવેચ."

"મુજાહકો! ધાસ્તી! કાંય નહીં એ ભુટ થઇ પોતાનું વેર લેવા આવી હોય? એ–એ મારી સાથે ૭ વરસ પર મારામારી કરતી વેળા

આપઘ્રાત કર્યાનીજ રાતે જે બોલ જનુનથી બોલેલી તે મને આજે બી મારા કાનને અડકી મારાં રૂવેરૂવાં ઉભાં કરી, ધાસ્તીથી ગોયા મને ઘેલો બનાવેછ—ઓ—તે બોલેલા કે જો જીવસ તો બી મારો પીછો છોડશે નહીં ને જો મરસે તો ભુટ થઇને બી મારી પર વેર લેસે. ઓ—ખુદા—મારો જીવ કંમકમી આવેછ—મને ધ્રુજરાં છુટેછ. મુવાંઓ પોતાનો કેહર કાઢવા આ દુન્યામાં ભુટ થઈ પાછાં આવેછ એમ હું તો ધારૂંછ."

"છટ—છટ—એમ બનેજ નહીં—જાંહાંગીર તમારી ધાસ્તી તદનજ ખોટી છે. મરી ગયલી પરીન તમારી પર વેર લેવા પાછી આવે એ મારા માન્યામાં આવતુંજ નથી. એ તો તમારો ધખારો છે—ભુત દાકણની વાત હું હંમેશ તુચ્છકારી કારૂંછ—જેઓનાં અંતકરણ બરફ જેવાં પાક ને સાફ હોય, જેઓનાં જીગરમાં ભલાઇનાંજ ભંડાર હોય, જેઓ વેર કે અદેખાઇ જેવી ચીજનો સમાવેશ પોતાનાં જીગરમાં કરે નહીં તેવાં સ્વચ્છ પાક અને ખાલેસ જીગરને ભુત અને દાકણની વાહીયાટ ધાસ્તી અને ચીંતા જરાબી લાગતી કે થતી નથીજ."

"તું નથી માનતી? પણ હું તો માનુંછ! લેની, અહીંથી અર્ધોએક માઇલ દુર એક બંગલો છે જ્યાં લોકો સાંજ પછી જવાને આંચકો ખાવછ. કાંકે તેમાં અગાઉ વરસોની વાત પર બબે ત્રણ ત્રણ નવાં ભાડુતો રહી ગએલાં તેઓનાં ખુન થવાથી સાંજ પછી ત્યાં ભુત અને દાકણો ફરેછ ને વરી લોકોએ તેનું નામબી ભુતખાનુ રાખ્યુંછ."

"એ તો નીંદાખોર લોકના વેહમીઓને ગભરાવાનાં ખ્યાલીને ખાલી ઢોંગ છે—બાવોની—તમે કેહો તો હું ને ભુતખાનામાં આજથી આઠ દીવસમાં રાત્રે જઈ આવું ને જોઉં કેવા ભુત છે તે? પણ હાલ તે ભુતખાનામાં કોઈ વસેછ કે ખાલી છે?"

"એક બુઢી મુસલમાન ઓરત હસમત નામની વસેછ જે મરનાર કાકાજીની પરીન મરી ગેઇ તેની ઘણાં વરસની જુની આયા ઉતી."

આ વેલા જરનો પીતા જાલેજર અને આલાંબાય તે તરફ આવવાથી તેઓની વાત ત્યાંજ અટકી અને જર તેઓની સાથે ગેઈ. જાહાંગીર દીનાં લામને માટે કેવી હદ સુધીનો વેહમ કરતો હતો. અને મરનાર પરીનનાં જેવી મનોહર સુરત આ ગવરનેસની હોવાથી ભુત દાકણનાં વેહમ મનમાં ઠસાવી દેઈ મર્દ છતાંબી બાયલાથીબી બહતર બની કેવો ધાસ્તીથી ગોયા ધ્રુજતો હતો તે સર્વ વીટક વાત જરે આલાં તેમજ પોતાના બાપ આગળ

કહી, અને જાલેજરની આ ગવરનેસને જોઈ મુંબઈમાં શા માટે એકાએક ચોંકયો હતો તેનો સબબ પુછતાં જાલેજર બોલ્યો "એ ગવરનેસને જોતાં હું ચોંકયો ખરો પણ મને કાંઇ મનમાં જાહાંગીર માફક વેહમ પડયો નથી. એક અબળા જે વરસો થયાં આ જેહાનનો વાસો ઉઠાવી તેનાં જેવાજ ઘટમની આ ગવરનેસ પેહલી નજરે મને લાગવાથી હું ચોંકયો હતો.' પણ આજે તો ધન હીરામાણેકની આવેછ જર, ને આલાં પેલો મેરવાન મેજરની આવેછ—હવે આપુને ઠીક કંપની મલશે જો" અને એમ બોલી કંપાઉન્ડમાં ઉભેલી ગાડીમાં જાલેજર બેસી સ્તેશન તરફ હંકરાવી ગયો. અને જર અને આલાં 'પરીન પેલેસ'માં નવા આવનારા પહરોણાની ખુશ આમદીનાં હવાઈ સ્વપ્નાઓ જોતાં બાગમાંથી બંગલામાં બીજાં મેહમાનોને બોલાવેલાં હોવાથી તેઓને રીઝવવા ઉમેદભર જીગરે અંદર ગયાં.

અને જાંહાંગીર! તે બાગનાં એકાંટમાં ગમગીન વિચારોની ગીરફ્તારીમાં ગર્ક ગએલો બેઠો હતો જેવામાં તેની પાછળથી કોઇનો સાહદ આવવાને લીધે તે ચોંકયો અને પાછલ ફરી જોયું તો દીનાં લામ બુચી હીરા સાથ રમતી રમતી બીજી બાજુ ચાલી જતી હતી. તેણે ધાસ્તીથી નીકળી પડતી આંખોથી એકાગ્ર ચીત્તે એકવાર પાછી બરાબર તે ગવરનેસને જોઈ અને ફીકકો પડી ગએલા ચહેરાથી ધ્રુજતા હોઠો સાથ બબડયો "ઓ ખોદા! તેજ ચહેરો તેજ અવાજ—એ બધું તેજ—" અને જીવસે તો તેનો પીછો ન છોડશે ને મરી જશે તો ભુત થઈનેબી તેનું વેર લેવા આ જેહાંન પરીન પાછી આવશે એવા જનુનનાં આવેશમાં મરનાર પરીનનાં આતશનાં સોળે સોળા ઉઠાવી જીગર બાલી-જાલી ભસમ કરી મુકે એવા જીવલેણ ધાસ્તીભર્યાં શબ્દો જાણે કે તેજ દીને તેનાં કાનને તાજા અઠડયા હોય, એવી કીસમથી આ પાપી બદમાસ તોફાનમાં આમ તેમ હાલતાં ઝાડનાં ધ્રુજતાં પાંદડાં પેરે પગની પાટલીથી તે માથાની ટાળકી લગી ધ્રુજવા ને કાંપવા લાગ્યો, અને તે જફાકારક બોલોની યાદ થતાં તેનાં શરીરનાં રૂવે રૂવાં કમકમાટ ઉપજાવનારી હદથી ઉભાં થયાં!

---

# પ્રકરણ ૮ મું.

" પૈસાપર સૌનો ચાહ, ફકીર હો યા શાહ–
પૈસા, પૈસા, પૈસાની વાહુવાહ–"

પેલા માલેતુજાર અને લખોપતી ધન હીરામાણેકની અલાહબાદમાં 'પરીન પેલેસ'માં ખુશ આમદીથી જો કાઇબી તેનાં પનોતાં પગલાંથી હદથી જ્યાદા રાજી થયું હોય તો તે સર જાલેજર જસાવાલા હતો. આ બુઢો પોતાના છટકાંમાં આ ધનાઢ્ય જુવાનને ફસાવવાની વેત્રણમાં વાંકો ટીકો બની તેને રીઝવવાની અનેક પ્રયત્ન કરતો ફરતો હતો. આ લખોપતી જુવાન જ્યારે ચાલીચલાવીને પોતાનાં છટકાંની લગોલગ નજદીક આવી પોંહચ્યો હતો, તો કાંઇબી રવેશે તેને શીશામાં ઉતારી પોતાનો જમાઇ બનાવી દેવાનાં પછાડાભર્યા વિચારોમાં તે મશગુલ બની રહયો હતો, અને તેવો ખુશબખ્ખ્તીભર્યો નેક પ્રસંગ ક્યારે જેમ બને એમ જલદી આવી પોંહચે તેની આતુરતા અને અધીરતાની તાપથી જોયા આ મતલબી ડોસો તપતો–જલતો હતો.

અને ધન હીરામાણેક! તે હીરામાણેકનાં નામીચાં ખાનદાનનો એકનો એકપુરો વારેસ હતો, અને તેની લખોની દોલત ખાવા પાછલ કોઇબી શરીક ન હોવાને બદલે તે એખલોજ હેવાથી તથા છડો હોવાથી પૈસાનાં અનેક લાલચુ અને લોભી બાબાપો પોતાની દીકરીઓને આવાં લખોપતીને પેહડાવી દેવાની ખાસ અકેક વચ્ચે જોવાજોગ હરીફાઇ મચાવી રહયાં હતાં, મગર આ શુધ્ધ આચારવિચારનો નેકબખ્તીભર્યો ગ્રહસ્થ કોઇનેબી મચક આપતો ન હતો, કાંકે તે પોતાનાં વાહલા બાપનાં મોતનાં બીછાંનાં આગળ તે બાપની છેલ્લી ઘડી દરમ્યાન મરનારની ખાહેશ મુજબ પવીત્ર કોલથી બંધાઇ ગયલો પોતાને સમજતો હતો, અને તે કોલ અદા કરવાનાં, ખરૂં–ખોટું શોધી કાહડવાનાં ઇરાદાથી ખાબસુસ તે ઇંગ્લંડથી અત્રે આવ્યો હતો.

તેતો ખુબસુરત મરદાનગીભર્યો મનોહર ચહેરો સામા જોનારનાં મનમાં અને ખ્યાલમાં પેહલીજ નજરથી સારો વિચાર અને ઉત્તમ છાપ બેસાડી શકે એવો ખેંચાણકારક હતો. તે લખોપતી હતો, મગર લખોપતીઓ, અને બીજા જરદારો જેઓ પોતેબી લખોપતી હોવાનું ડોળ ખાલી ફાંકો રાખી મોટા

લોકમાં ખપવા ગોયા તણાઈ તુટતાં પોતાની પૈસાની ગરમીથી ગોયા તુમાખી, અહંકારી અને ગરીબોનાં વેરથી થઈ પડવામાંજ પોતાનો ધર્મ અને મોજ મારવાની જે સીફ્ હેમાકાત કરે છે, તેવી મોજમાં માનાવાલો અને તેવો ધર્મ પાલવાવાલો આ લખોપતો ધન હીરામાણેક મુદ્દલજ નહતો, પરંતુ તે તદનજ ગરવો, નમાનો, સાલેસ અને પ્રમાણીક આચારવિચારનો તેમજ મકકમ મનનો અને ખાલેસ જીગરનો સાલેસ જુવાન હતો. ગરીબ મોહતાજમંદ મુફલેસો ઉપર જોરજોલમ અને જબરજસ્તી કરનારાં તથા તેઓ માટે જાણે કે કેવોએક પોતાનાં ટીચકાંબાજ નાકમાં વાસ પેવશ થઈ જતો હોય તેવાં નખરાંબાજ જરદાર તુમાખીઓ માફક ગરીબોને તે સેહજ પણ રવેશે ધીકકારતો ન હતો, મગર મુફલેસોની મુશીબતો છુપી રીતે ટાળવામાં, ગોયા તેઓને ગેબી મદદ કરવામાં મોજ માની લેતો. તે ગરીબોને દાદખા અને પરવરશી કરનાર મેહબાન મદદગાર હતો.

ધન હીરામાણેક ખુદરતની ફાટાંબાજ કરામતને આધારે ધનાઢય થવા પામ્યો હલો. તે ગરીબ માબાપને પેટે ગરીબીનાંજ અવતર્યો હતો. તેનો બાપ ગરીબ હતો અને ગરીબાઇની કશીબી શરમ કર્યા વિના પ્રમાણીકપણેજ પોતાનું ગુજરાંણુ કરતો હતો, જ્યારે તેના કાકા ઉપર ભાગ્યદેવીની પ્રસનતા તાજુબી પમાડનારી હદ સુધીની લીલાલેહર કરી નાખનારી સબકતી હતી. તેનો કાકો રૂસ્તમ નાનપણુમાજ હેદરાબાદનાં કોઈ નવાબને ત્યાં ટુંક પગારે ચાકરી રેહી ઘણુંજ જુજ વખતમાં પોતેબી તે નવાબની મેહરથી અને તેની સત્તા તેમજ લાગવગથી ઓચીંત જરદાર અને માલેતુજાર બની રહયો, અને થોડાં વરસમાં તે મોટો વગવસીલો ધરાવતો લખોપતી બની ગયો. નામદાર જહાંપનાહ હુજુરની મેહરથી તેને નવાબનાં ખાસ ઇલ્કાબની શુભ નવાજેશ કરી, અને તે નવાબ રૂસ્તમજંગને નામથી ઓલખાંવા લાગ્યો. નવાબી ચેહેલમેહલ વચ્ચે રહેનાર આ કાકાને એકજપુરો બેટો અવતર્યો હતો, મગર વધુ અફસોસકારક તો એવું બન્યું હતું કે તેનો બાળક બેટો તદનજ નાનો આસરે દોઢ કે બે વરસનો હશે તે વેળા એકાદ મુસલમીન નોકર સાથ બચ્ચાંની ગાડીમાં હુસનસાગર તળાવ આગળ ફરવા મોકલ્યો હતો, જ્યાં નોકર બીજે ઠેકાણે વાતમાં મશગુલ હોવાને લીધે ગાડીમાંથી તે બાળક બેટો કોઇ ઉપાડી ગયું હતું, અને ગમે તેવીબી જુસતેજુ કરવા છતાંબી તેનાં બાપ નવાબ રૂસ્તમજંગે પાપડી મીસાલ પૈસા વેરવા છતાંબી આ બાળક બેટાનો કશોબી પત્તો કમભાગ્યે મલી શક્યો નહીં. તે બાળક બેટાનાં ગુમ થવાનું પાતો ચોરાઈ જવાનું મુખ્ય

કારણ ધનનાં આ લખોપતી કાકાની કાંઈ ખાનગી સંસારી જંજાલીને લગતુંજ હતું, અને અદેખાઈનાં આવેશમાંજ તે બાળક બેટો ચોરી ગયલો તે જાણતો હતોજ. તે બાળક બેટાનાં ગુમ થયાંની બીજે દીને બારીક જુસતેજુ કરતાં તેનાં પગમાંનું એક બુટ તથા ઉનની ટોપી અને ગરમ શૉલ હુંસનસાગર તળાવની નજદીકથી મલી આવવાથી અદેખાઈને લીધે કોઈ બદમાસ સ્ત્રીની ઉશકેરણીથી આ બાળકનું ખુન થયું હોવાનીજ વાત ચોમેર જોસભેર ચાલી રહી, અને ઘણીબી જુસતેજુ કરવા છતાં કાંઈબી વધુ બાતમી મલી શકી નહીંજ. તે બાળકની અભાગણી માતા પોતાનાં બચ્ચાંની જીવલેણ જુદાઈમાં એક માસમાંજ ગુજર પામી, જ્યારે ગમખ્વારી અને બેકરારીમાં આ લખોપતી બાપ આશરે પાંચ વરસ વીતાં બાદ મારગે લાગો! બેશક, પોતાની લખોની દોલત પોતાનાં બાળક બેટાનો કેડેથીબી પત્તો મેલવવાની પ્રયત્ન કરવા યાતો તેનું ખુન થયું હોય તો ખરો ખુની શોધી કાઢી તેની ઉપર વેર લેવા મરતી વેળા તે લખોપતી શેઠયો ધન હીરામાણેકને તેમજ તેનાં બાપને કહી ગયો હતો. બંને બાપ બેટાએ ઘણી જુસ્તેજુ કરવાની ચાલુ રાખી હતી મગર કાંઈ બી પત્તો તે બાળકનો મળી શકયો નહીં.

પોતાને મલેલી લખોની દોલતથી ધન હીરામાણેકનો બાપ બેજીબા કાંઈ બી પ્રકારે તુમાખી બન્યો નહીં, પણ જેવો હતો તેવોજ સાદોમાદો રેહવાને ફરવા લાગ્યો અને આ ઓચીંત દોલતનો મોટો ભાગ ગરીબોનું દુઃખ તારણ કરવામાં વાપરવા લાગ્યો. પોતાના બેટાને તેને ઘણી સંગીન કેળવણી આપી અને લખોની દોલતપર અયાસી જીંદગી ન ગુજારે એવું વિચારી તેને વેપારને અર્થે ચીન જાપાન ને ઇંગ્લાંડ વીગેરે મોકલાવી આપ્યો અને બેજીબા જ્યારે આ જેહાંન સદાની છોડી ગયો ત્યારે સર્વ દોલતનો હકદાર ઘણી ધન હીરામાણેક થયો. મરતી વેળા બેજીબાએ એવી ખાહેશ દેખાડી હતી કે ધન જો સ્યાદીનાં ગાંઠથી એક થાય તો બનતાં લગીન પોતાના અંગત અને જાની મીત્ર સર જાલેજર જસાવાલાની એક પુરી દીકરી જર સાથજ પરણે, કાંકે જર નાનપણથીજ બેજીબાને બંગલે આવી, ધન વેપાર અર્થે દેશાવર હોવાથી, રમતી ભેટતી હતી, અને બેજીબાને પોતાની વહુ કરી લેવા ઘણીજ ગમતી હોવાથીજ મરતી વેળા પોતાના દીકરા પાસ એવી કબુલાત લીધી હતી, અને જોકે જરને તેણે ઘણીવાર જોઈ ન હતી છતાં બી પોતાનાં બાપની મરતી વેળાની ખાહેશ ભવીષમાં પાર પાડવા કબુલાત આપી, તે પાછો વેપાર અર્થે ઇંગ્લાંડ ચાલી

ગયો, અને ઘણે વરસે તેને હીંદુસ્તાન આવેલો આપણે જોઇએ છીએ! બેશક, પોતાનાં મરનાર બાપની ખાહેશને માન આપવા માટેજ તે અત્રે અલાહબાદ સર જાલેજર જસાવાલાનાં આમંત્રણથી ચાલી ચલાવીને આવ્યો હતો, અને જર કેવા ગુણ–દોષની હતી તેની બારીક પરીક્ષા કરવાજ પેહલી હરોળમાં તે માંગતો હતો. તે જેવો સાલેસ, મીલનસાર અને ગરવો હતો તેવીજ પોતાની ભવીષની બાયણુ હોવાનો તે ખ્યાલ કરતો તે માંજનું જોવા અલાહબાદ આવ્યો હતો.

સર જાલેજર જસાવાલાએ ધનને જર તેમજ આલાં સાથ ઓળખાણ કરાવી. મેરવાન મેજર–જેબી તેજ દીને આલાંમાયની ખાહેશથી ત્યાં આવ્યો હતો–તેની બી ઓળખાણ તેણે ધન સાથ કરાવી, અને આતાંમાયે પોતાનાં પેલેસમાં પોતાનાં થોડાંક મીત્રોને બોલાવ્યાં હતાં તેની સાથ બી ધનની બધેબધ ઓળખાણ કરાવી.

પેલેસમાં ટેનીસ કોર્ટ કાઢેલો હોવાથી સર જાલેજરનાં આગ્રહથી જર અને આલાં માયનો એક 'ગેસ્ટ' બમન પ્રીંટર એક બાજુ અને આલાંમાય અને તેની ખાસ ફ્રેન્ડ મેરવાન મેજર બીજી તરફ પાર્ટી બની ટેનીસ રમવાની શરૂ કીધી! ધનને ટેનીસ રમવાનો આગ્રહ કીધો. મગર તેને ના પાડયુ અને પોતે જાલેજર સાથ સાંબી બાજુ વાત કરવામાં મશગુલ બની રહયો અને બારે ડોળે જરની ઉપરજ બારીકીથી નજર રાખવા લાગ્યો; આ બાજુ જરબી જાણી ચુકી હતી કે પોતાનાં બાપ સાથ વાત કરવાનાં ઓઠાં હેઠળ ધન તેનીજ ગમ બારીકીથી નજર રાખતો રહયો હતો જેથી પોતાને તેની નજરમાં વધુ દીલખુશ દેખાવા તે હસી હસીને હદથી જ્યાદા નખરાં કરવા પડી, અને ટેનીસ ગેમ બંધ કરી જ્યારે સંધા તેઓ અંદર ગયાં ત્યારે નખરાંબાજ જર બમન પ્રીંટર સાથ નખરાં કરતી ઢપે હસી હસીને હોલનાં એકાદ ખુણામાં વાત કરતી ધનની નજરે પડી અને જાણે કે કશામાં હોય નહીં એમ આ સાલેસ જુવાન બારીકીથી તેની હીલચાલ તપાસવા લાગ્યો. બેશક આ લખોપતી શીકાર તેનાં છટકામાં સપડાએ એવી આશામાં ને સ્વપનામાં જાલેજર તો મધપર માખ ભમે એવી કીસમથી તેની આગલ ને આગલ ભમી તેને હસી હસાવી તેને વાતમાં મશગુલ રાખી મુકતો હતો, અને વારે ઘડીએ ધનનાં બાપની મરતી વેળાની ખાહેશને લગતી વાત કરી ધનનાં કાન આડકત્રી રીતે ખોલાવતો હતો, જે આ પોહચેલ બુટી જુવાન બધુ સમજી ગયો હતો.

આહ! પૈસા! પૈસા! નાચીઝ આદમી તે કીરતારની શુક્રગુજારી યા પુંજા કરવાની જેટલી દરકાર કે કદર કરી શકતું નથી, તેથી હજાર દરજ્જે વધુ આ લાલચુ પૈસાની પુંજા કરવા પાછળજ, તણાઈ તુટી તેજ જાણે કે એકાદ ખુદા હોય એવી કીસમે તેનીજ આગતાસ્વાગતા અને બંદગી કરે છે. આ અવનીમાં પૈસોજ ખુદા છે. પૈસાનેજ માન ને પૈસાનેજ શોભા છે!

---

# પ્રકરણ ૯ મું.

---

## ક્વાબમાં પાડ્યું જીનું હાડકું!

"પરીન પેલેસ"માં લખોપતી ધન હીરામાણેક તેમજ મેરવાન મેજરની ખુશ આમદીને અડવાડયું વહી ગયું, અને તેઓ સાથનાં આખા દિવસનાં સહવાસથી અને મોજથી દરરોજ રાતે મેજબાનીઓથી આલાંમાય હદથી જ્યાદા ખુશીમાંજ રેહી! આ લખલુટ ખર્ચ કરનારી ઉડાઉ અબળાને તો બસ દરરોજ પહરોણુંઓને પોતાનાં મેહલમાં નોતરી તેઓને પોતાનો ભપકો દેખડાવાનો ફાંકો રાખી પૈસાની ગોયા ધુળધાણી કરવામાંજ પોતાની મોજ માની રેહી હતી, અને એવીજ મોજ તે માનવ વાળી હોવાને લીધેજ પોતાનાં ધનધન ધોરી એવકુફ ધણીની પરવાહ કે દરકાર વ્હીક કરતી ન હતી, એટલુંજ નહીં પરંતુ જ્યારેબી પહરોણાઓને આલાંમાય નોતરતી હતી તે વેળા તેનો ધણી પોતાની કલબમાં પોતાનાં બુરા મીત્રો સાથ દારૂની ખુશ મોજમાં ચકચુર બનતો યાતો વીશાળ બાગનાં એકાંતમાં પોતાને માટે ખાસ રાખેલી બંગલીમાં પોતાના બુરા મીત્રો સાથ વખત સોહવાડવા જુગારનું જંગ મચાવી વલી સાથે વ્હીસ્કી સોડાથી ખંગ વાલતો હતો! આ બાયલો એવકુફ ગોયા પોતાની કલાંટ અને લુચ્ચી મતલબી ધણીઆણીથી બીહતો હોય એવીજ કીસમથી બને એવી રીતે તે પોતે દુરનો દુરજ રેહતો હતો. અને આલાંમાયનાં બાબમાં તો જેવું દર્દીને જોષ્તુંજ વૈદે ફરમાવ્યા જેવું સેહલું કાર્ય થઇ પડવાની પોતાનાં ધણીથી કશીબી પરવાહ કર્યા વિનાં પોતાને મનગમતા અનેક મીત્રો સાથ તાજુબી પમાડનારી હદ સુધીની મોજ મજાહમાં મશગુલ બની પાપરી માફક પૈસો વેરવામાંજ પોતાની મજાહ માની લેતી હતી, એ એક સાલેસ અને સદ્ગુણી મોહરદારનું નિર્લજ અને બુરૂં કર્તવ્ય નિશંસ્ય ગણાય શકાય!

એક ધણી–કે જે પછી ધણી હોય કે ઢોરથી બદતર હયવાન મીસાલ શયતાન હોય, તોબી તેવા ધણી સાથ જન્મો જન્મ સુધી સુખમાં કે દુ:ખમાં, આફટમાં કે શાંતીમાં, ગરીબાઈમાં કે તવંગરીમાં, તેનેજ સેવટ સુધી, જેમ એકાદ ચીવટ વેલો ઝાડનાં મોટાં થડને ઓસતવારીથી વલગી રેહે એવી કીસમથી, વફાદારીનાં વાહલ સાથ વળગી રેહવાનાં ખુદ ખુદાને બાર સુધીનાં પવીત્ર કસમ એક મોહરદારે નોંધાવ્યા હોય, છતાંબી તેવી આઈન ફર્જથી વેગલી જઇ પોતાનીજ મોજને વાહલી ગણે તો બેશક તેવી મોહરદારો આ દુન્યામાં કીસમતનાં કેહરમાં અચુક ફસી પડવા ઉપ્રાંત ખુદ તે કરીમે કારસાજની ઇતિરાજીને બદ્દગીમાં આવી પડે છે!

આલાંમાય એવી કીસમની નિલંજ અને ભુંડી ધણ્યાણી પુરવાર થઇ હતી કે જે પોતાનાં ધણીનેજ પૈસે ચેહલમેહલ અને મોજ મારી પોતાનાંજ ધણીને એકાદ ઢોર કે હયવાન માફક ગણી તેની કશીબી પરવાહ કે કદર કરતી ન હતી, મગર તેવી બેવફાઈભિરી વર્તણુકનો આખરે કેવો જફાકારક અને ખાને ખરાબ અંજામ આવી પડે છે. તેનો આ મતલબી અને લુચ્ચી અબળાને હાલતો કશોબી દુરનો ઝાંખો ખ્યાલ થઈ શકતો ન હતો!

મેરવાન મેજર આ આલાંમાયનો વીશવાસુ મીત્ર થઈ પડયો હતો; કહો કે કમલાની આંખોએ સર્વ પીલુંજ દેખાતું હોવાથી મેરવાન મેજર જેવા સંસારી બદમાસ, દગલબાજ શતરૂને આ ભાણભુલી અબળા પોતાનાં વફાદાર સાચા સલાહકાર તરીકેજ ગણતી અને પીછાણતી આવેલી હોવાથી તેનાં વગર તેણીને એક ઘડીભર ચાલતું ન હોવાથી, તથા 'પરીન પેલેસ'માં તેણીને સ્મશાન બીયાંબાન જેવું લાગતું હોવાથી તેણીએ આ મેરવાન મેજરને પોતાનાં પહરોણા તરીકે પોતાનાં ધણીની નામરજી છતાંબી કશીબી પરવાહ કર્યા વીનાજ ખાસ બોલાવેલો આપણે જોઈ ગયા છીયે.

બાહરથી મીઠો અને હસમુખો દેખાવનો આ મેરવાન મેજર બાતેનથી નીચ અને બુરો હતો, અને પોતાનાં મોં પરનાં મીઠાસ ઉપરથી અનેક નાદાનોને આંજી નાંખી જરદારોમાં ભેલાવામા પોતાની ફર્જ માની પોતાનો કાલ આવી બુરાઇથી નિર્ગમન કરતો હતો. પોતાનાં હસમુખા સ્વભાવથી તેણે આલાંમાયને પોતા તરફ એવી હદ સુધીની ખેંચી લીધી હતી, કે સાધુનાં સાહયા તળેનાં આ સંસારી શેતાનને ગોયા ફરેસ્તા તરીકેજ તે અબળા માની લેતી હતી. મેરવાનની સ્થીતી 'આટા, ટાલ ઠીકરી જલની હય' એવી કીસમની ટલ્યાં–ઝાંટક અને કડકા બાલુસ હતી,

અને જરદાર આલાંમાય તેને એવી તો હાથ લાગી હતી કે તેણીને મીઠું મીઠું પીરસી મતલબ કાઢી લઈ તે બદમાસ 'આપટાંપર કોપટું' મારયા કરતો હતો.

એક દીને સાંજે આલાંમાય પોતાની દોગકાર્ટ જોડાવી મેરવાન મેજરને લઈ ફરવા ગેઈ! બેશક, પોતાની વાતમાં કશીબી ખલલ ન પડે એવા ઇરાદાથી તેણીએ ઘોડાવાલાને સાથે લીધો નહતો. ડોગ કાર્ટ મેરવાન હાંકી લઈ જતો હતો, જ્યારે આલાંમાય તેની પડોશમાં દમામથી બેઠી હતી! અહીંતહીં 'રાઉન્ડ' લીધા પછી રાત પડવાથી 'પરીન પેલેસ' તરફ કાર્ટ પાછી હંકરાતી હતી, જેવામાં સાંમેથી જોસબંધ આવતી મોટરનાં ભુંગલાનાં અવાજથી કાર્ટનો ઘોડો એકદમ ચોંકી ઉછલ્યો, અને મેરવાન મેજરની ગમે તેવીબી તે ઘોડાને ઠોભાવવાની પ્રયત્ન કરવા છતાંબી તેને ચાર પગે નાહસવા માંડયું. રાત અંધારી હોવાથી કાર્ટ રખેને કોઇ બંગલા સાથ યાતો કેડે બાજે અડકી પડે તેની ધાસ્તીથી બંને અંદર ગભરાવા લાગ્યાં. આલાં તો આ ઓચીંતા બનાવથી લગભગ બેભાન જેવી બની ચીસ પાડવા લાગી, અને મેરવાન મેજરે જ્યારે જોયું કે હવે તેનું આવી બન્યું હતું, ત્યારે ધાસ્તાથી ધ્રુજતાં લગામ પોતાના હાથમાંથી ફેંકી એકદમ તે હીચકારો એક બાજુએ કુદી પડયો, અને ઘોડો તો કાર્ટને લઇને યાહોમ આગલ વધ્યો. આલાંમાયના સારાં નસીબે એક પારસી જુવાન સાઇકલપર અતેફાક ત્યાંથી જતો હોવાથી તથા ઘોડાને કાર્ટમાં એખલીજ ધાસ્તીથી ચીસ પાડતી પારસી અબળા સાથ નાહસતાં જોઇ પોતાના જીવ ઉપર જોખમ બેઠી સાઇકલ ઝડપથી ચલાવી ઘોડાને પકડવાની વેત્રણ કીધી, અને આયદે આ જુવાને તેને ગરદન આગલથી લગામમાથી પકડયો અને છેક દુર વેર તેની સાથ ઘસડાતાં આયદે ઘોડો ઠંડો પડી ઉભો રહયો. સાઇકલપરથી કુદકો મારી બીજાઓને ઘોડો પકડવા આપી કાર્ટમાં બેઠેલી આલાંમાય ઉપર નજર કીધી, જે બેસુધ્ધ થઇ પડી હતી. તેણીને ધીરેથી બીજાની મદદથી બાહાર કાઢી અને નજદીકજ એકાદ દવાવાલાની દુકાન હોવાથી ત્યાં લઈ જઈ સુવાડી અને તે જુવાને તેણીને સુધ્ધીમાં લાવવા માટે ત્યાંથી કોલનવોટર વીગેરે લઇ આ અબળાને હુસ્યાર કરવાની બીજાઓ ભેગાં કોશેશ કીધી અને અર્ધો કલાક રહી આલાંમાય સુધ્ધીમાં આવી, અને પોતાના જાન બચાવનાર જુવાનનું હદથી જ્યાદા હેશાંન માનવા લાગી.

આ બાજુ ઉપર બાયલો અને હીચકારો મેરવાન મેજર આલાંમાયને બચાવવાને બદલે, કે દોડતા ઘોડાને થોભાવવાની પ્રયત્ન કરવાને બદલે, પોતાનો જાન બચાવવા હીચકારાંપણાંથી કુદી પડયો હોવાથી તેનાં બંને

હાથો છોલાઈ ગયા હતા, અને કપાલપર સેહજ જખમ થયલો હોવાથી બીજી ભાડુની ગાડીમાં બેસી તેબી પેલી દવાવાલાની દુકાનપર આવ્યો, અને આલાંમાયનો ઘણોજ કટોકટ વેળાએ બચાવ થયલો જોઇ આ બાયલો હીચકારો તે કીરતારની લાખોલાખ શુક્ર ગુજારી કરવા પડયો. આલાંમાય સાથ તેને બી પેલા જાન બચાવનાર જુવાન આગળ હેશાનનો ઉભરો ખાલી કીધો; પોતાની ગાડી ઘોડાને બીજા આદમી સાથ પેલેસમાં મોકલી આપી, પોતે બીજી ગાડીમાં જવા નીકલ્યાં. અલબત્ત, પોતાનાં બાહદુર બચાવનારને તેઓએ 'પેલેસ'માં સાથે લઈ જવાની ઓંહસા ઓંહસી કીધી, મગર તેને તેઓ સાથ આવવા ના પાડતાં બીજે દીને આવવા કબુલ્યું, અને કટોકટ વેળાએ પોતાનાં જાન બચાવનાર આ બહાદુર જવાન માટેનીજ વાતોમાં મશગુલ બનતાં આલાં અને મેરવાન મેજર 'પેલેસ'માં જઈ પોંહચ્યાં, અને પોતે મોતમાંથી કેવી રીતે બચવા પામી હતી અને રતન મેહતા નામના દલેર જુવાને કેવી કીસમથી તેનો બચાવ કીધો હતો, તે સર્વ વાત તેણીએ જ્યારે સર જાલેજર તેમજ જર આગળ કહી સંભળાવી ત્યારે તેઓ બી તે કીરતારની શુક્ર ગુજારી કરવા પડયા, મગર આલાંને બચાવનારનું નામ સાંભળી જાલેજર તેમજ જર ઓચીંત ચોંકી-ચમકી એકબીજાનું કોહું જોવાં પડયાં!

છ વરસની વાત ઉપર જે વેળા જાલેજર જસાવાલા કરાંચી હતો, તે વેળા પોતાની બેટી જરને ભયભરેલા અકસમાતમાંથી બચાવનાર આજ દલેર જુવાન રતન મેહતા હતો, અને જર તે વેળા પોતાનાં બચાવનાર તરફ જાનફેશાનીની શીફાગીરી વચ્ચે એવી તો હદ સુધીની પલોટાઇ ગઈ હતી, કે પોતાના જાન બચાવવાના બદલામાં પોતાનો જાન તેનાં બદલામાં રતન મેહતા ઉપરથી સદકે અને કુરબાન કરતી તેણીએ પાક કોલકરારની કબુલાત વટીક તેને આપી દીધી હતી, મગર આ રસભર્યો મામલો જ્યારે જાલેજરને કાંને આવ્યો, ત્યારે નાદાનોનાં આ હુલવેલ્યાં અને મુર્ખાઇભરેલાં પગલાંથી તે હદ સુધીનો ખફા થઈ ગયો, અને પોતાના નામીચા ખાનદાનને મેહતા જેવાં હલકાં ખાનદાન સાથ જોડી નાખી નામોશી અને હસીમાં આવવાનો ડર કરી આ પ્રપંચી ડોસાએ નીચ યુક્તિ કરી આ રતન મેહતાને પોતાની બેટીનાં માર્ગમાંથી ખેરવવા આયંદે ફતેહ પામ્યો, અને તે જુવાન પોતાની મુરાદમાં કેટલી હદ સુધીનો નામુરાદ અને નારાજ થયલો હોવાથી તે એવો તો જીવ ઉપર આવી ગયો કે હયરાન પરેશાન બની પોતાની બેહન મેહરાં જે તે વેલા તેની સાથે કરાંચીજ રેહતી હતી તેને એખલી મુકી આફ્રીકા જેવાં દુર દેશાવરમાં ચીડનો માર્યો જતો રહયો.

છ વરસ રહી દાબડામાંના ભુટ માફક ઓચીંત અલાહબાદમાં તે ફુટી નીકલેલો સાંભલી જાલેજર તો તદનજ ઝંખવાણો પડી ગયો, અને આ કવાબમાંના જુનાં હાડકાંનાં વિચારમાંજ તે લીન થઈ ગયો. તે શું આલાંમાયને પોતાની યુકતીની વાત જણાવી દેઈ રતન મેહતાને 'પરીન પેલેસ'માંથી ખરતો કરાવે? ના ના—તેમ બને તેમ ન હતું. કાંકે તે જાણતો હતો કે ઓસ્યાળે અવતારે તે પેલેસમાં તે તો પારકોજ હતો, અને વળી આલાંમાયનો એવો ખવાસ હતો કે તેનાં ધ્યાનમાં કે નજરમાં જો કોઇ બી શ્રેષ્ટ લાગું તો પછી કોઇનીબી ગમે તેવીબી ના મરજી છતાંબી આ હુજતી અબળા તેવા સાથ વધુ સંબંધ રાખવાની, અને જ્યારે રતન મેહતાએ આલાંમાયનો કટોકટ વેળાએ જાનજ બચાવ્યો હતો તો પછી આલાંમાય આ જુવાનપર એટલી હદ સુધીની ફીદા થઇ ગેઈ હતી કે હવે તેનાં ધ્યાનમાંથી દુર કરવાની જાલેજર કશીબી યુકિત રચે પણ તે કારગટ ન લાગે એવુંજ વિચારી ભારે વમાસનમાં પડયો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### ભુતખાનાનાં ભુત!

ધન હીરામાણેકને 'પરીન પેલેસ'માં જો કે આંઠ દીન વહી ગયા છતાંબી, તે જરને હાથની માંગણી કરશે એવી વકકી રાતદીવસ જાલેજર રાખતો હતો, મગર આ સાલેસ જુવાને તેવી વાત સેહજબી રીતે પોતાનાં હોઠ બાહર ફફડાવી નહીં જેથી જાલેજરનો જીવ બાતેનથી ખાભરખોધામાં પડયો, અને રખેને આ તાજો શીકાર પોતાનાં હાથમાંથી છટકી જવા પામે તેની ચીંતામાં રાતદીસ એબાખલો પડયો. ધનની સંગતમાં તે બને તેમ પોતાની બેટી જરને આગળ આગળ પાડતો હતો, અને જરબી નખરાં કરતી ધપે પોતાનાં પંજામાં લેવા, આ સાલેસ જુવાન સાથ વખત સોહવાડતી હતી, અને ધનની નજરમાં દીલખુશ દેખાવા તે તરેહવાર ફાંફાં મારતી હતી, મગર આંઠ દીન વહી ગયા છતાંબી તેણે તેણીનાં હાથની માંગણી કરવાની કશી પ્રકારની લાલચ દેખડાવી ન હતી એવી હદ સુધીનો આ સાલેસ જુવાન ગુપચુપ સર્વ માંજનું જોયા કરતો હતો.

એક દીને સાંજે ધન હીરામાણેકે પગે લટાર મારવાનુંજ પસંદ કીધું અને પોતાનો વખત સોહવાડવા તેને પોતા સાથ જરને લીધી.

સાંજનો વખત હતો, અને આકાશ ઘેરાએલું હોવાથી ચોમેર કેટલેક દરજ્જે અંધકાર વ્યાપી રહયો હતો, અને કદાચ વરસાદ તુટી પડે એવાં ચીન્હો દીસતાં હતાં.

વાતમાં ને વાતમાં તેઓ 'પરીન પેલેસ'થી આડાંતીડાં ફાટી ઘણે દુર નીકલી ગયાં. ધન હીરામાણેક પોતાનાં યુરોપનાં પ્રવાસની રસીલી વાત જર આગળ કહી સંભલાવતો હતો.

આકાશ ઘેરાએલું હોવાથી વરસાદની જીની છાંટીઓ સહેજસાજ પડવાથી તથા તેઓ વસ્તીથી દુર નીકલી ગયલાં હોવાથી વધુ વરસાદ પડે તો તેઓ ભીંજાઈ જાય તેની ચીંતાથી કેડે થોડોક વાર ડોભી જવાનાં એકમત વિચાર ઉપર તેઓ આવ્યાં.

"અરે માયરે" નખરાં કરતી ઘણે લાડથી તે છોકરી ધનની દીલસોજી ખેંચી લેવા ધાસ્તીથી બોલી ઉઠી, "હવે વરસાદ તો વધયાજ કરેછ—મરેરે—મારી આએ સુન્નાં જેવી હોજરયાંની સાડી આજેજ પહેરીને વરસાદથી બધી ખરાબ થવાની. અહીં કોઇનાં બંગલાબી—"

"ધીરજ ધર જર, જો આએ ઝાડની ઘટા વચ્ચે સાંમો એકજ બંગલો દેખાયછ. બાકી આસપાસ તો બધું સમશાન બીયાંબાન જેવું છે માટે જેનો હોય તેનો બંગલો—આપને ત્યાંજ પોરટીકોમાં ઉભાં રહીશું અને આકાશ ખુલી જવે ગાડી મંગાવી પેલેસમાં જઇશું."

વરસાદનાં છાંટા વધુ આવવાથી તેઓ ધને બતાવેલા બંગલા તરફ ઝડપી કદમે ચાલવા માંડયું! બંગલાની કંપાઉન્ડની બાહરના નાનાં બંધ દરવાજાને ઉઘાડી તેઓ અંદર દાખલ થયાં, અને કંપાઉન્ડ એકાદ માલીની જતન યા બરદાસ્ત વિનાં ઝાડ ઝાંખરાથી એવો તો ઉભાઇ ગયો હતો કે જાણેકે એકાદ શ્મશાન બીયાંબાન જંગલ જેવો ખ્યાલ મલતો હતો! આવાં એકાંતવાસથી જરનાં દીલમાં ભય પેઠો તોબી ધન હીરામાણેકની બાજુમાં ચાલતી તે આગલ ને આગલ વધી.

"મરે એ કોણુનો સમશાન જેવો બંગલો હોસે? કોઇ કારં ચલ્યુંબી દીસતું નથી" અને એમ બોલતાં બંગલાની ઉપલા મજલાની બારી તરફ નજર પડતાં ધાસ્તીથી તે પુકારી ઉઠી. "માયરે! ખોદા! ધન, તમે સાંમે જોયુ" અને એક જીણી ચીચ્યારી મારી ચીંતાથી ધનનો હાથ મજબુત ઝાલ્યો.

ધને જરની નજર જે તરફ ટંકાએલી હતી તે તરફ પોતેબી પોતાની ચગોર ચસ્મ ફેરવી. એક અબળાનો આકાર બંધ કાચની બારી આગળથી કોઇને ઝડફથી અંદર ખેંચી લઇ જતો હોય એવી ફીસમે ધનની નજરે પડયો. "પેલી અબળા! જર–તેને તું ઓળખેછ?" પણ જર તો જાણે જમીન સાથ ચીટકી બેઠી હોય એવી રીતે પુતળાં મીસાલ ધાસ્તીથી ગોયા નીકળી પડતી આંખો સાથ પેલી ઉપલી બારી તરફજ એકી ટગરે જોવા પડી.

"શું તે અબળાને તું ઓળખેછ!" આ ન ધારેલા તાજુબી પમાડનારા જરનાં ચહેરાપર થએલા ફેરફારથી અજબ થતાં ધને પાછું પુછયું.

"અરે–એ તો–એ તો દીનાં લામ છે!"

"દીનાં લામ? તે કોણ? અહીં કોઇ રેહતું હોશે!"

"નહીરે! રેહે કોણ જો! એ તો આલાંમાયની બુચી હીરાને શીખવવા દીનાં લામ નામની ગવરનેસને મુંબઇથી લાવેલાં તે છે! અને પેલો બીજો કોઇનો ધાસ્તી ભર્યો ચહેરો, ઓ ખોદા–ધન તે ચહેરો તમે બરાબર જોયો નહીં. તેને દીનાં અંદર બારી આગળથી જોર જુલ્મથી ખેચી ગેઇ! પણ એ અહીં કેમ આવી?"

"ચાલ અંદર તો ચાલ–પછી બધી વાત–બાહર વરસાદનાં છાંટામાં વધુ ચીલ લાગશે." ધન તેણીને અંદર પોરટીકોમાં ખેંચી લઇ જઇ ઓટલાની સીડી પર ચઢયો અને બંધ બારણાને પોતાની લાકડીથી જોરથી અફાળી કોઇનાં અંદરથી આવવાની રાહ જોતો ઉભો.

થોડીક મીનીટ પછી ધડાક દેતું બારણું ઉઘડયું અને તેઓ સામે લાકડીનો ટેકો દેઇ એક જઇફ મુસલમીન સ્ત્રી આવી ઉભી.

"હમે ફરતાં ફરતાં વરસાદ પડતો હોવાથી અહીં થોભી જવાં આવ્યાંછ ને—"

"અંહ! આવો–આવો બાઇને શેઠ–અંદર આવી બેસોને–વરસાદ બંધ પરેને સધાવજો." પેલી બુઢીએ તેઓને આવકાર દીધો અને જર તો આ જઇફ ડોસીનો કડવા આવે યા બીહક લાગે એવો ચહેરો જોઇજ ઠઠરી ગેઇ અને ધડકતી છાતીએ ધનની બાજુમાં દબાતી ચાલતી તેનો હાથ મજબુત પકડી અંદર ગેઇ.

પેલી જઇફ ડોસીએ તેઓને અંદર ખુરશી પર બેસાડયાં અને પોતે ત્યાંથી દાદરપરથી ઉપર ગેઇ. જરે ધાસ્તીથી આસપાસ નજર કીધી, તેજ

વેળા માલ ઉપરથી દુઃખની તીક્ષણ ચીચ્યારી તેઓને કાને સંભલાઈ અને આવી દુઃખ ભરી ચીચ્યારીથી જર ઓચીંત ચમકી ઉઠી અને ધાસ્તીથી ધડક ધડક થતાં જીગરે ધનનો હાથ મજબુત પકડી તેની બાજુમાં લગોલગ બેસી બોલી ઉઠી "ઓ માયરે—મને તો બીહક લાગેછ—કેવી ચીચ્યારી! તમે—તમે સાંભળી કે? ધન!"

ધને બરાબર સાંભળી હતી, અને આવાં ભસ્તાં જેવાં દરામણાં ઘેરમાં આવવા માટે તે બી અકરવકર કરતો જરનો હાથ પોતાનાં હાથમાં લેઈ ચીચ્યારી સાંભળતો બેસી રહયો, માલ ઉપર જોર સમેટ બારણાં બંધ કરવાનો અવાજ થયો, અને પાછી સમશાંન જેવી શાંતી પહરાઈ.

"ધન—ધન—બા અહીંથી પાછાં ચાલી જઇએ. મને તો પેલી ડોસીનો ચહેરો જોઈજ ધાસ્તી લાગેછ—માયરે કેવો વીક્રાલ! માયરે—મને તો ઠંડીનાં લખલખાં આવેછ ને—ને—"

ધને તેણીને સધ્યારાનાં શબ્દો કહી શાંત કરવાની કોશેશ કીધી, અને તેટલામાં તો પેલીજ જઇફ ડોસી પાછી તેઓ આગલ આવી અને તેઓના ચહેરા બારીકીથી જોઇ જાણે કે તેઓની ધાસ્તી પામી ગઇ હોય એવી રીતે બોલી. "મારપર કાબરે ભુખું હોવાથી ચીચ્યારા પારી તેથી તમે બીહધાં તો નહીં હોયની! એતો ભુખું થયું તે પીંજરાંમાં અક્કારઝીક મુંઉં કરી ચીચ્યારી પાડવા લાગું."

"નહીં કાંઈ નહીં—પણ—પણ આએ બંગલાનું નામ શું, ને અહીં કોણ રેહછ?"

"શેઠજી! એને તો ભુતખાનું કરીને કેહેછ—"

"ભુતખાનું" જર ધાસ્તીથી પાછું બોલી ઉઠી અને ચીંતાથી ડોસીનું કોહું ટીકવા લાગી. આલાંના વર જાંહાંગીરે જે વેળા આ ભુતખાનાંને લગતી તેમાં ભુતોનાં ચારાને લગતી ધાસ્તીભરી વાત જરને કહી સંભળાવી હતી, તે વેળા જરે આ ભુત—હાકણની વાતને હસી કાઢી એક દીવસ ભુતખાનું તે જાતે જોઈ આવવાનાં ઠડાવ ઉપર આવી હતી, મગર તાજુબી પમાડનારા સંજોગો હેઠળ જર જ્યારે ચાલી ચલાવીને ભુતખાનામાંજ આવી હતી ત્યારે ત્યાનાં ઉપરાંસાપરી બનાવોથી જરના દીલમાં ઘણો ભય પેઠો.

"અહીં ભુતખાનામાં બધું એકાંત ને બીયાંબાન જો! શેઠજી! હું અહીં એખલીજ રેહુંચ ને માળપર મારૂં કાબર પક્ષી રાખેલું, બસ. પણ તમે કોણ છેઓજી?"

આ ડોસી ભુતખાનામાં તમામ એખલી હોવાની વાત કેહતી હતી તે જરને ગળે મુદલ ઉતરી નહીં, કાંકે બંગલાની બારીએથી તેણીએ ફીનાં લામનાં જેવા ચહેરાની અબળા સાથ બીજો આકાર જોયો હતો, છતાં બી આ ડોસી કાંઇ બી પ્રકારે વાત છુપાવવાની મકસદથી પોતે એખલીજ વસ્તી ત્યાં જણાવતી હોવાથી અજાએબીથી જર ધનનું મોઢું ટીકવા પડી.

"હમે તો આએ 'પરીન પેલેસ'માંથી આયાંછ. 'પરીન પેલેસ'નાં મોટાં બાઇનાં કાકાની છોકરી એવણ થાય ને હુ તો એનાં-એવનનાં બાવાનો પહરેગી છેઉં."

"હં! ભલે ભલે પણ-પણ આસરે છ વરસની વાત ઉપર એજ વખતે 'પરીન પેલેસ'ની એહસ્તન પરીન પોતાની સાથે પોતાના અદરાએલા ધણીને લઇને આવીતીજો. તમે આયાને આયા મેં તેઓનેજ યાદ કીધાં. એહસ્તન પરીનની હું બચપણની આયા ઉતી ને મેં પેલા મ-મ-મુઆ સાથ પણવા નીકળી તાહરે કહયું કે જો જેટલો ગોરો તેટલો ખોટો છે પણ મારી બાઇએ તે નહીં માન્યું અને તે બીચારી બીચારી મ--મ-મરી ગેએએઇ."

જર વધુ ને વધુ ગભરાવા લાગી! તે તો આ દેવસ્થાનમાંથી ચાલી જવાજ કરતી હતી, માટે ફરીથી બોલી "ધન ચાલો, હવે તો જઇએ! વરસાદ નરમ પડયો છે."

ધન જવા માટે ઉઠયો અને બને દરવાજાપર આવ્યાં અને પેલી ડોસીએ તેઓને આવકાર આપ્યો તે માટે ધને તેણીનો આભાર માન્યો અને બને બાહર પડયાં. બેશક, જરે તો એક શબ્દ વટીક પણ બોલવાની હીંમત કીધી નહીં એટલુંજ નહીં પણ પાછું ફરીને જોવાની વટીક દરકાર કીધી નહીં.

તેઓને જતાં જોઇ હસમત બબડી. "શેઠ તો છે ભલો પણ-પણ બાઇ જેવી ગોરી છે તેવી પાખંદી છે-ગોરી તેવી તુમાખી છે!" અને બારણું બંધ કરી તે અંદર ચાલી ગઇ.

---

# પ્રકરણ ૧૧ મું.

## કલાબમાં હાડકું નંબર ૨.

વરસાદ નરમ પડી ગયા પછી ધન અને જર પાછાં 'પરીન પેલેસ' જઈ પોહચ્યાં, અને ડ્રોઇંગ રૂમની બારી આગળ જર ઉભી હતી જેવામાં બાગમાં નજર કરતાં નજદીકજ બાગની એકાદ તેજસ્વી બટીની સાંમેનાં બાજટ ઉપર દીનાં લામને શાંત ચહેરે ત્યાં બેઠેલી જોઈ જર હદથી જ્યાદા તાજુબ થઈ! તેણીને જરે તો ભુતખાનામાં દીઠી હતી અને તેઓ આવ તેની અગાઉ દીનાં કેમ રવેશે પેલેસમાં પાછી ફરેલી હોવી જોઇયે તેનો વિચારજ તેને સુઝયો નહીં. ત્યારે શું ભુતખાનામાં તેણીએ દીનાનાં જેવા ચહેરાની બીજી અબળા જોઈ હતી? ના, આ ગરીબ ગવરનેસનો ચહેરો એવો તો ગોરો ઘટમારો અને વખાણવા લાયક તેમજ ગંભીર અને શાંત હતો કે માત્ર એકજ વખત તે ચહેરો જોવા પછી હજારો લોકોની ઠઠ વચ્ચેથાબી તે ચહેરો ઝટ ઓલખાઈ આવે તથા ધ્યાનમાં ઠસી જાએ એવો મનોહર હતો. તે શું ત્યારે ભુતખાનામાંથી દોડીને આવી? ઘણું તાજુબી ભર્યું જરને આ તો લાગ્યું અને વધુ ને વધુ તે ગુંચવાડામાં પડી.

પોતાની વધુ ખાત્રી કરવાનાં ઇરાદાથી જરે પોતાની આયાને બોલાવી અને જરનાં 'પેલેસ' છોડી જવા પછી દીનાં લામને કેડેબી બાહર જતાં તેણીએ દીઠી હતી કે નહીં તે બરાબર યાદ કરીને જવાબ આપવા જણાવ્યું, મગર તે આયાએ તો સાફ નાજ પાડી એવું કહયુ કે આલાંમાયની બુચી હીરા સાથ તે તેનાં ઓરડામાં રમતી હતી તેવામાં માથાંમાં સખ્ત ધોંકો મારવાથી પોતાનાં ઓરડામાં બારણું બંધ કરી સુઇ ગેઈ હતી, અને જરનાં આવવાની થોડાજ વખત અગાઉ બાહરની હવાથી જીવ વધુ શાંત રહે એવા ઇરાદાથી તે બાહર આવી બેઠી હોવી જોઇયે, મગર દીનાં બાહર તો ગઇજ નહતી એમ તે આયા ખાત્રીપુર્વક હતી.

આટલાં ઉપરથી સંતોશ ન પામતાં બંગલાનાં કંપાઉન્ડમાં દેખરેખ રાખેલા ચપરાસીને જરે બોલાવી મંગાવ્યો અને દીનાં લામ તેઓનાં જવા પછી બાહર ગેઈ હતી કે નહીં તે માટેની પરપુછ કીધી મગર તેણીને આ ચપરાસીએ બંગલાની બાહર તેમજ બંગલાની અંદર આવતાં મુદલજ દીઠી ન હતી, એમ તેના ખુલાસાથી જર વધુ ગુંચવાડામાં પડી.

આ વેળા આલાંમાયની બુચી હીરા દોડતી દોડતી અંદર આવી અને તેને જોઈ જરે દીના કયા હતી તે માટે સવાલ કીધો જેના જવાબમાં આ નિર્દોષ બુચીએ ખુલાસો કીધો કે તેઓનાં જવા પછી ગવરનેસનું માથું ઘણું દુ:ખવાથી કોલંગવોટર લઇ પોતાના ઓરડામાં ગેઈ અને બારણું અંદરથી બંધ કરી સુઇ રેહી હતી, અને તેઓનાં આવવાની થોડોજ વખત અગાઉ શોંકા નરમ પડવાથી પોતાનાં ઓરડામાંથી બાહર આવી હતી.

આ વેળા દીનાં લામજ અંદર આવી અને તેની પાસથી મોંઢેમોંઢું ખરૂંનરૂં કરી લેવાના ઇરાદાથી જર બોલી, "દીનાં, હીરાં કેહછ કે તારૂં માથું ઘણું દુ:ખવાથી તું તારા ઓરડામાં સુઈ ગએલી પણ—પણ—ભુત-ખાનાંવાળા બંગલાની પહેલે માળની બારીએ મેં તારો ચહેરો જોયો એ તો પકકી ખાત્રી છે" અને શકભરી નજરથી જર દીનાને પગથી તે માથા તુલીક ટીકવા પડી.

"તમે મને જોઈ? ને ભુતખાનામાં? ભુતખાનું શું ને વાત શું? તે શું ને કાં છે તેબી મને ખબર નથીજી."

"હેં! મેં તુને નજરેનજર બારીએથી કોઈ બીજાને અંદર ખેંચી લઈ જતાં દીઠો ને તું નામુકકર જાયછ, પોરી! સાચું બોલ."

"જી, હું તો મારૂં માથું ઘણુંજ દુ:ખવાથી મારા ઓરડામાં અલેટાઈ હવડાંજ બાગમાં જરા વધુ શાંત થવા બાહર નીકળીને બંગલો છોડી હું ગેઈબી નથીજ!"

"ઠીક ચાલી જા હવડાં તો" અને મીજાજમાં તે બારી આગળ જઇ ઉભી. શું તેની આંખે દગો દીધો હતો? ભુત ખાનાની બારીએ જોયલો ઓરતનો આકાર દીના લામનો ન હતો, મગર તેનાંજ જેવીજ કોઇ બીજી અબળાનો હતો? તેનાં અશાંત મનમાં અનેક વિચારો બરપા થયા. બેશક આ ગુંચવાડાભરી બીનાં જરે પોતાની છાતીમાંજ હાલતુલાક તો છાની રાખી, કાંકે તે ગવરનેસ પર એકાદ જાસુસ તરીકે બારીક દેખરેખ રાખવા તે રાજી ન હતી,

ખાણાંનો વખત થવાથી જર વિચારોમાં લીન બની ખાણાંના ટેબલ પર ગઇ, મગર ધન હીરામાણેકની પાસે બેસવાથી તે અગાઉ જેવી હસ-મુખી બની ગેઇ, અને આખો વખત ડાહેલાંમાંજ વખત કાઢવા લાગી! બેશક ધન હીરામાણેક પર તે ઘણું વજન આપતી હતી, અને તેની

નજરમાં પોતાને વધુ ખુબસુરત અને દીલપસંદ દેખાવા કાજે તેનીજ વાતમાં ને વાતમાં મશગુલ બની તેનું મન રીઝવવાની તે વેત્રણ કરતી હતી.

ખાણું ખાધા પછી જર બાગની દીલપઝીર હવા ઘોરવા એખલી બાગમાં ઉતરી અને એકાદ ફુવારાની સામેના બાજટપર વિચારવંત ધપે બેઠી. માહતાબની ઠંડી બરફ જેવી સફેદ રોશનીમાં તે બાગની રૌનક અને રચનામાં ઓર વધારો થયો હતો, અને આવી દીલપઝીર મનોહર સુંદરતા નીહાળની આ ઉમેદભર છોકરી ત્યાં વિચારવંત ધપે બેઠી હતી. બેશક, ધન હીરામાણેકને 'પરીન પેલેસ'માં આવ્યાને દીવસો વહી ગયા હતા. જે અરસામાં પોતાના બાપની મરજીને માન આપી, પોતાને રાજ કરતી રાણી બનવાનાં દીલખુશ સ્વપનાં જોતી, આ લબોપતી ચીકાસદાર, બીલ્લુને પોતાના છટકામાં સપડાવવા તેણીએ અનેક તરાહના પછાડા અને ફાંફાં માર્યાં હતાં છતાંબી ધને તેણીનાં હાથની માંગણી કરવાને સહેજ પણ અંશે કાળજી કે કદર ન કરવાથીં હાલ નાસીપાસ અને નાઉમેદ થયલી તેજ વિચારોનાં વમળમાં વીંટલાયલી હતી, તેવામાં પાછળથી છુપાછુપ આવી કોઇએ તેની આંખ આસપાસ ઓચીંત હાથ ધાંકવાથી તે ચોંકી અને કોણે તેની આંખ પર હાથ ધાંકયા તે માટે તે તરેહવાર નામો અટકલી બોલી ઉઠી, અને છેવટે ધનનું નામ મોઢાંમાંથી બહાર પડતાં સમેટ ધન હીરામાણેકે તેની આંખ પરનાં હાથ કાઢી નાખી તેની સાંમે આવી ઉભો.

" કેમ ડીયર– અહીં શું એખલી એખલા અદેખાઈ ઉપજાવનાંરી હદ સુધીની આવી ઠંડી લહેકી અને દીલપઝીર ચંદનીની દીલખુશ મોજ ચાખતી વિંચારમાં છે ?"

" માયરે ! હું એવી બીહધી જે ધન–પણ—".

ધન તેની નજદીક ગુંહણુમંડયે બેઠો અને જરનાં કોમલ હાથ પોતાના હાથમાં ભાથાથી લઈ બોલ્યો, " જર ડીયર ! આ એકાંટનો લાભ લઈ ખાસ હુંબી અહીં મારાં મનની મુરાદને લગતીજ વાત કેહવા આવ્યોછ ! વાહલી જર ! મારાં જીગરનો ભેદ ખુલ્લો કરી તારો જવાબ મેલવવાની–"

મગર ધન તે વાકય પુરો કરી શકયો નહીં. તેજ પળે એક બાજુથી ઝાડોની ઘટા વચ્ચેથી તેઓની સાંમે ઓચીંત એકાદ ભુટ મીસાલ દીનાં લામ આવી ઉભી અને તેને જોઈ ધન ઉઠી ઉભો થયો અને તે આગલ બોલી શકયો નહીં.

"ઓ ! હું હજારો માફ માગુંછ ને હું ઘણી દલગીર છેઉં કે તમુને ખલલ કીધીજ: પણ બાઇજી આલાંમાયે તમુને તેડવા માટેજ મને અહીં મોકલીછ."

આ કવાબમાં આવેલાં હાડકાંને જોઈ જર તો હદથી જ્યાદા બાતે-નથી નાસીપાસ અને નારાજ થઈ ! અરેરે ! સુખનો મીઠાશભર્યો પ્યાલો છેક મોંહ વેર પીવા માટે ધરેલો પાછો બાજુએ મુકવો પડયો ! અફસોસ ! પોતાની મોહરદાર બનાવવાને લગતી ઉમેદભર વાતજ ધન તેણીને કેહવા માંગતો હતો, અને કમભાગ્યે આ કવાબમાં હાડકું ખુંટી બેસવાથી જરનાં દીલની મુરાદ ગોયા કરમાઈ ગેઈ.

"શું ? મને આલાં બોલાવેછ ! વેલ ચાલ હું આંઉછ."

મગર તેટલામાં તો જરને હાંક મારતી બુચી હીરાજ દોડતી દોડતી આવી અને બોલી "માસીમાય ! ચાલોની તો ! અહીં એખલાં શું કરોચ ? મમા પ્યાના પર બેઠાંચ તે તમુને તેરેચ."

"હા ચાલો ! ધન ડીયર ! તમે બી કાંઇ ગાસો કેની ?"

પણ ધનની જાણે બળા ! તે તો ચંદનીની રોશનીમાં આ દીનાં લામનાં મનોહર મુખડાનેજ પગથી માંથાંવેર તાજુબી પમાડનારી હદથી નિહાલતો ઉભોજ રહયો તેને તો આ મનોહર છોકરીને પહેલીજ જોઇ ને તેની સુંદરતા અને નિર્દોષતાથી ગોયા દંગ થઈ ગયો. ધનને અજાએબીથી દીનાને ચાલુ ટીકતાં જોઈ જર વચ્ચે આવી બોલી, "ઓ ! તમે એને જોઈ વિચારમાં પર્યા કે ? ધન ડીયર ! એતો એતો દીનાં લામ છે ! એકજ ઠેકાણે આટલા દીવસ વસ્યા તો બી તમુને માલમ નહીં હોસે ! આહા ! પણ આએ શું મ્યુઝીક શરૂ થયું."

અને જર હસ્તી હસ્તી હસ્તી ત્યાંથી દોડી ગેઈ, અને તેની પાછળ દીનાં લામ બી ધીમે કદમે આગળ વધી. "તમે બી ચાલો–ધનજીશાહ" હીરા ધનને વળગતી બોલી.

"ચાલ આઉંછ દીકરી–પણ આએ છોકરી હવડાં આવી તે કોણ દીકરી ?"

"કોણ ? આએ હમણાં માસીમાયની પછવારે ગીયાં તે !–અંહ–તે કેની તે–તે તો મને પ્યાનો, ને લેશન શીખવવા કેની તે મમાજી મુંબઇથી ગવરનેસ લાયાંચ કેની તે મારાં ગવરનેસ દીનાં લામ થાય !"

"ગવરનેસ! ગવરનેસ!" અજાએબીથી ધન બબડયો. "રાજકરતી રાણી જેવો દમામદાર સુંદર ચહેરો ને તે ગવરનેસ! ઓ! વેરી સ્ટ્રેન્જ" અને હીરા સાથ દીનાંનોજ વિચાર કરતો ધન અંદર જઈ પુગ્યો.

મ્યુઝીક શરૂ થયું. આલાંમાય પ્યાનાંપર પોતાનો હુન્નર બતાવવા બેઠી જ્યારે તેની પાસેનાં સ્ટુલ પર જર તેની સાથે ગાવા પડી, ધન બાગમાં બનેલા ઓચીંટ બનાવનોજ ખ્યાલ કરતો એકાદ આરામચેર પર અઢેલાઇ ઉંડા ખ્યાલમાં બેઠો હતો. દીનાં લામનાં મનોહર ચહેરાનો છાપ તેની નજરમાં અને તેના જીગરમાં મજબુત પડી રહયો હતો.

ઇનસાન ધારે છે એક અને તે કીરતાર કરે છે બીજુંજ! પોતાનાં મનની માનીતી ઉમેદને લગતી ખુશાલીભરી વાત કહેવા ધન આતુર હતો તેવામાં ન ધારેલા સુભાગ્ય કે માહા સંજોગોસર પોતાની મુરાદ તેનાં જીગરમાંજ દટાઈ રહેવા પામી.

કામઠાંમાંથી છુટેલો તીર પાછો ફરી શકતો નથી. એક વાર હાથથી ગયલી ટક પાછી આવવી ઘણી મુસકીલ પડે છે.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### ખેદભરેલી અબળા.

આલાંમાયને ભયભરેલા ગાડીનાં અકસમાટમાંથી રતન મેહતાએ બચાવેલી હોવાથી આલાંમાએ ખાસ પોતાનાં મીત્રોને એક મોટું દીનર પોતાનાં બેમુલ જાનની સલામતીની શુકરગુજારીને માટે આપ્યું હતું, જેમા બેશક રતન મેહતાને ખાસ આ આલાંમાએ બધાં સાથ ઓલખાણ પીછાંણ કરાવી હતી.

'પરીન પેલેસ'માં સર જાલેજર અને તેની બેટી જરને જોઇ આ જુવાન ગોયા ઓચીંત ઢંગ બની રહયો, અને છ વરસ ઉપર વીટી ગયલી વાત હતી તે આ દુ:ખી જુવાનને એકદમ હૈયે ચઢી આવી હતી આહ! એક વખત એવો હતો કે તે વેળા આ સંગદીલ તુંમાખી છોકરી આ ભલા જુવાન પર જાનફેશાની અને રીઝાગીરી બતાવતી હતી, મગર આયંદે પૈસાની નીચ લાલચ અને લોભને શરણ થઈ આ બેવફા છોડીએ પોતાનાં બાપની

તાબેદારી માની પોતાની જાન બચાવનાર આ ભલા જુવાનનાં પ્યારને ઠોકરે માર્યો, કાંકે તે ગરીબ ખાનદાનનો મધ્યમ વર્ગનો પોર્યો હતો, જ્યારે જર મોટાંમાં ફરનારી આગેવાન કુટુંબની એક હતી. હાલ છ વરસ પછી આ બેવફાની પુતળીને પોતાની ચશ્મ સાંમે ન ધારેલી ઉભેલી જોઈ રતન હદથી જ્યાદા બાતેનથી નારાઝ અને નાસીપાસ થયો, મગર બાહરથી ભોળું મન રાખી તે બધાં સાથ મલનાવડે અને હસમુખા સ્વભાવેજ ફર્યો.

છ વરસની વાત ઉપર આ રતન મહેતાને નામોશી અને નાસીપાસીમાં ગોયા હડધુટ અને પશેમાન કીધો હતો, તે વેળા હયરાન પરેશાન બની જ્યારે તે આફ્રીકા ગયો હતો, તે વેળા તેણે ધન હીરામાણેક સાથ ઓળખાણ પડી હતી, અને ધનને લાંબે વખતે જોઇનેબી આ જુવાન ગોયા અજાએ-બીથી દંગ થયો, મગર લાંબે વખતે પોતાનાં મીત્રને જોઇ તે હદથી જ્યાદા રાજી થયો.

"તમે હમણાં અલાહબાદ કાંહાં રેહોછ!" અલાંમાએ રતનને પુછયું જેનાં જવાબમાં આ સાલેસ જુવાન બોલ્યો "જી! હું અહીં રૉઝ કોટેજમાં મારાં બેહન સાથ રેહુંછ. મારી મેહરાં બીચારી ઘણી સીકલી ચાલ્યા કરેછ ને તદનજ ઝુપંજર બની રેહીછ—એતો સારૂં છે કે મારાં સગાંની કોઇ માયબાય વગરની છોકરીને એને સોહવાય કરીને સાથે રાખીછ, નહીં તો વધારે ઝુરપંજર બની જાય."

"જો, વરી તારે મેહરાં અંહી નહીં આવે? મારા 'પેલેસ'માં હું રાખી એવનને તદદરોસ્ત કરસ! વરી મારો વખતબી સોહવાસે! મી૦ રતન બોલોની!" આલાંએ આ ન ધારેલી ઓફર કીધી અને તેના જવાબ માટે તે ગુંચવાયા કીધો, બેશક, પોતાની બહેન સાથ તેનેબી પેલેસમાં જો રેહવું પડે તો જરની નજદીક રહેતાં તેનો જીવ હદથી જ્યાદા રંજીદા થાય એમ તે વમાસવા લાગ્યો.

"આલાં ભાપરે કાલેબાલે 'રોઝ કોટેજ'માંજઇ મેહરાંને મલી અહીં લાવશું! કેમ?"

"આહ! એમજ કરશું! મી૦ રતન! તમારો હું જેટલો આભાર માનું તેટલો થોડો છે, અને મારાં જાન બચાવવાના હેશાંનનાં ઉભરાનાં બદલા તરીકે તમારે તથા તમારાં બહેન માટે હું જેબી કરૂં તે થોડું છે."

"તમારો હું આભાર માંનુંછ, બહેન, અને તમારી સારી લાગ-ણીઓ—એ—"

તેઓ વાત કરતા હતાં તેવામાં દીનાં લામ કાંઈ કામસર આલાંમાયને કેહવા આવી તેને જોઇ રતન મેહતા બોલતાં બોલતાં અચકી જઈ અજબ-ગેબીથી તેણીને ટગર ટગર ટીકવા પડયો.

રતનને અકકી ટગરે ટીકનાં જોઈ જર હસીને બોલી, "અલ્સો! તમેબી એને જોઇ ચોંકયા શું, રતન?"

"નહીં–હા–નહીં–પણ અગાઉ મેં એ ચહેરો કેઠે જોયલો એમ યાદ આવેચ."

"ઓ! આ દીનાં તો ઘણીજ ભેદભરી પોરી લાગેછ! એને જોઈ પપા ચોંકયા, પછી જાંહાંગીર ચોંકયા, પછી વળી ધન હીરામાણેક ચોંકયો ને રહયા સહયા વળી તમેબી અજબ થાઓછ!"

"નહીં, મેં આ ચહેરો કેઠે જોયલો એ મને પકકું ધ્યાન છે, પણ કાંહાં જોયલો તે યાદ આવતી નથી."

આ વેલા અલાહબાદની અગ્યારીનો મેહરવાન દારૂ પંઠકી ત્યાં આવ્યો અને રતન સાથ કાંઈ વાતે વલગ્યો જેવામાં તેની નજર આલાંમાય સાથ વાત કરતી દીનાં લામ પર પડવાથી તે એકાએક ચોંકયો અને દીનાને વાંકોટીકો થઈ અકેકી ટગરે જોવા પડયો. જર પાસે ઉભેલી હોવાથી આ ભેદ સમજી ન શકવાથી બોલી ઉઠી! "મેહરવાન દારૂ કોણુને જોવોછ!"

"અરે આએ એનાન આપરાં શેતેકે આલાંમાય સાથે વાત કરેછ, તે કોણ છે વારૂં?"

"તે તો શુચીની ગવરનેસ દીનાં લામ છે! પણ બધા ચમકયા ને વળી તમેબી રહયા સહયા એ દુકતીથી ચોંકયા કે?" જર તાજુબીથી પુછવા લાગી.

"દાદાર હોરમઝની મદદ! છે તે કે હું તો ભુત જોયો હોય એમજ ચોંકયો જો, જરબાઈ! હુ તો–હું તો–એમજ સમજયો કે જાણે બસ બેહસ્તી, સપલશાહ શેઠનાની પરીનજ બેહસ્તન પાછી જીવતી જાગતી આવી ઉભીચ, બીચારી એ છોકરી! લગ્નને દાહરેજ સેતાનનો જણ્યો આડી ચતો ફરી બેઠો ને લગનમાં વધન થાયુ. બીચારીનો બાપબી બેહસ્તી થાયો, ને બેહસ્તી સપલશાહની હકદાર છોકરી નહીં હોવાથી બધો હક સધો જાતો રહયો, ને રૂપાંનાં પતરાં જેવી છોકરી ભીખારી થઇ. બધી દોલત આએ પેલેસ તથા બધી જાગીરો બેહસ્તીનાં ભત્રીજા તે આએ

જાંહાંગીરજી શેઠને મલી ને આએ છોકરી બીચારી મરી ગઈ! તારે એના ન કોણ થાય? ગવરનેસ? અંહ!" અને વાંકોટીકો થઈ એકવાર ફરીથી દીનાં લામને પગથી તે માથાં સુધી ધારીધારીને જોવા પડયો. "જાણે આએ છોકરી આબાદ બેહસ્તન પરીનજ લાગેછ જો! એવોજ રૂપાનાં પતરાં જેવો ચહેરો, એવોજ ઘાટઘટમ બેહસ્તન તેનોબી ઉતોજ. એનાનને જોઈ મને છ વરસની તે વાત-તે-તે બેહસ્તન એકદમ યાદ આવી ગેઈ," અને રતન મેહતા સાથ ને બીજી બાજુ ચાલી ગયો. દીનાં બામ આલાંમાય આગળથી છુટી પડી આગળ જતી હતી, જેવામાં ધન હીરામાણેકે તેણીને રોકી અને તેણીને કાંઈ વાતમાં મશગુલ રાખેલી જોઇ જર અદેખાઇથી નીકલી પડતી આંખોથી આ રાહગ્રાટ ઉંચે દમે જોવા પડી, અને બીજીજ પળે ભારી પગલે એકાંત શોધતી બાગની બીજી બાજુ ગમગીન વિચારોની ગીરફતારીમાં ગર્ક ગએલી ફરવા લાગી.

"ઘણું અજબ જેવું! આ ગવરનેસ દુકતીથી બધાં તો ચોંકયાં પણ આજે રહયા સહયા રતન મેહતા ને મેરવાનદારૂબી ચોંકયા! મોંનાંપરથી તો આ પોરી ગાય જેવી ગરીબ લાગેચ પણ એનાંમાં કાંઈ ભરમ હોવો જોઇએ! એ રાંડ મારી વચેબી કવાબમાં હાડકાં માફક આવી ને આવી ધનબી એને જોઇ છક થઇ ગીયો હોય એમ લાગેચ, ને એની સાથ ભેલાઈ વાત કરવાની વેત્રણ કરેછ. મને પોતાની મોહરદાર કરવાની ઓફર કરતાં એ પોરીના એકદમ આવવાથી ધન તે વેળા મુંગો રહી ગીયો તે આજવેર પાછી ઓફર કીધી નથી તો રખે આએ હલકાં ને હીણાંછીણાંની દુકતીએ કાંઇ એનું માંથું ફેરવી મુકયું હોય! જોની! મારી સાથે વાત કરવાને બદલે એને તેરીને કેવી વાત કરેછ! આહ!" અને મ્યુઝીકનો મીઠો શરોદ તેને કાને પડવાથી જીગરનાં ઉંડાણથી એક સરદ હાય મારી જર ધીમે કદમે 'પેલેસ'માં ગઈ.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### એ ગવરનેસ છે કોણ!

વાહાલાં વાંચનાર આમલ વાંચી ગયાં એમ જ્યારે લખોપતી ધન હીરામાણેક પોતાની ભવીષ્યની સુખદુઃખની ભાગ્યણ બનવાને લગતો દીલખુશ

અને ઉમેદભર પાક એકરાર કરવા ચાલી ચલાવી જરની રૂબરૂ ગયો હતો, તેવામાંજ કટોકટ વેળાએ જાણે કે ખુદ ખુદાને આ ધારેલાં કામની પસંદગી સામે આડકત્રી રીતે વાંધોજ હોય એવી કીસમથી ધનની સહાયતામાં આડકત્રી રીતે એક એમુલ ફરેસ્તાનાંજ રૂપમાં દીનાં લામને તેજ ઘડીએ જાણે કે ત્યાં મોકલી આપી હોય, એવી અદાથી ઓચીંત તેઓની વચ્ચે તે ગવરનેસ આવી ઉભી રેહવાથી ધન હીરામાણેક પોતાને સરફરાજ ને સુખી કરવાની નવાજેશની માંગણીને લગતી ઉમેદભર વાત કરતો એકાએક ચોંકી અટકયો, અને તેજ ઘડીએ આ ફરેશતાઈ ખસલતની છોકરીને પેહલીજ વાર તેણે તે વેળા રૂબરૂ જોઈ હોવાથી તેનાં આકર્ષી લેનારા મીઠા અને માયા ભર્યાં ચહેરાને ટગર ટગર ટીકી આ સાલેસ જુવાન ગોયા પોતાને એકાદ પળ ભુલી જઇ અજાએબીથી આ ગરીબ ગવરનેસને જોવા અને વખાણવાજ પડયો. કટોકટ વેળાએ આ ગરીબની પોરીને કવાબમાં હાડકાં મીસાલ પોતાનાં સુખમાં આડે આવેલી જોઇ જર જીગરનાં ઉંડાણથી હદથી જ્યાદા રંજીદા અને નારાજ થઇ, મગર તે પોતાની લાગણી બાહર બતાવી શકી નહીં, અને તે દીને હાથથી ગયલી તક બીજી વેળા પાછી મલશેજ એવી આશામાં ઉમેદભર આ લોભી છોકરી આશા રાખી બેઠી, મગર દીવસો પાણીનાં રેલા માફક આસાનીથી વહી જવા લાગ્યા, મગર ધન હીરામાણેકે તેવી આફરને લગતી વાત ખામખા ચાતો એકાંટ તેવી તક ન મલવાને લીધે કરવાનાં ખાસ અખાડાજ કીધા અને આ લોભી છોકરી પોતાનાં ઉંધા ભાયગ માટે ઘણી નાસીપાસ થઈ.

ઉમેદમાં ને ઉમેદમાં દીવસો ઝપાટામાં પસાર થયા, અને 'પરીન પેલેસ' રોજનાં રંગ–રાગથી ગોયા પરસ્તાન જેવો દીસવા લાગ્યો. આલાંમાયનાં તો હર્ખનો કશો પાર કે સુમારજ ન હતો. મેરવાન મેજર તેનો ખાસ મીત્ર હતો, તેમાં પોતાને થયલા અકસમાત વેળા બાહદુરીથી બચાવનાર રતન મેહેતાની પોતાનાં મહેલમાં દરરોજની ચાલુ ખુશ આમદથી આલાંમાયનો વખત એવો તો સોહવાઇ જતો હતો, કે દીવસો કેમ પસાર થતા હતા તે આ અબળાને માલમ વટીક પડયા નહીં. દરરોજની પાર્ટીઓની ધુમધામે આ લખલુટ અને ઉડાઉ અબળા કરીને પોતાનાં ધણીની હરામની મઝેલી દોલત હરામમાંજ ગોયા ગુમાવતી હતી, બેશક, તેનો ધણી થતો આ વીછણુ વાઉ અને માજનદરાની મોહર દારથી કાયર થઈ ગયો હતો. આલાં પોતાનાં ધણીને પજવવા ઓહસપર પોતાને મનપસંદ કામો કરી જતી હતી, અને અનેક રંગરાગ અને પાર્ટીઓ

'પરીન પેલેસ' માં જાંહાંગીરને પૈસેજ હઝારોનાં ધુમાડા સાથ થતી હતી, છતાં આલાંમાય પોતાનાં ધણીને તેમાં આમેજ કરવાની જેમ કશી દરકાર કે કદર કરતી ન હતી, તેમજ તેનાં ધણીને બી તેની કશી બી રીતની પરવાહ ન હતી. જાહાંગીર પોતાની કલબમાં બુરા મીત્રો સાથ જુગારમાં ખુવાર થઈ અર્ધી રાતે દારૂના બુરા લખમાં લોથપોથ બની 'પેલેસ' માં આવતો, જ્યારે આલાંમાય પોતાના બેવકુફ બાયલા અને અનાડી ધણીની ગેરહાજરીમાં ખાસ એક આવકારદાયક સંજોગ માની લઈ પોતાનાં ઓલખીતાં વખાણનારાં અને ચાહનારાં દીલસોઝ મીત્રો સાથ દરરોજનાં રંગરાગ વચ્ચે પૈસાનો ધુમાડો કરી પોતાનો કાલ નિર્ગમન કરતી હતી, અને બંને બાજુથી આ ધણી-ધણીયાણી પૈસા પાપરી મીસાળ ખરચતાં હોવાથી જાંહાંગીરનાં કાકા મરનાર સપલશાહની આફટી હરામની લખોની દોલતનું છેક તળ્યું આવી રહયુ હતું.

સાંજનો વખત હતો, અને જર બાગનાં એકાંતમાં પોતાનાં મનનું સમાધાન કરવા ફરતી હતી તેવામાં તેની નજર ગવરનેસ દીનાં લામ અને ધન હીરામાણેકપર પડવાથી તથા તેઓને હરીહરીને વાત કરતાં જોવાથી આ અદેખી છોકરી હદથી જ્યાદા અદેખાઇની અગ્નીમાં ગોયા બલીજલી જવા લાગી. તે જોતી અને ધણાજ અફસોસ સાથ જાણતી આવી હતી કે જે સંજોગો હેઠળ ધન હીરામાણેકે એતેફાક આ ગરીબની છોકરી દીનાં લામને દીઠી હતી તે વખતથી જરની સોહબત સાંધવાનાં કરતાં આ લખોપતી સાલેસ જુવાન જાણે શા સબબોસર દીનાં લામને સોહધવા અને તેને રોકીને તેની સાથ વાત કરવાની મોજ માનવામાં તે પોતાનો વખુત વધુ પસાર કરતો હતો. આ ગરીબની પોરી તેનાં સુખની આડે આવી ઉભી રહેલી જોઈ જર તેનાપર હદથી જ્યાદા ખફા થઈ મગર તે કાંઈબી કરી શકી નહીં.

તેજ રાતે ખાણું લીધા પછી ધન હીરામાણેકની ખાસ ફરમાસથી દીના લામને પ્યાનાંપર એસાડવામાં આવી, અને ગોયા સાંભળનારનું દીલ કુદરતી આકર્ષે લે એવી તાજુબી પમાડનારી કીસમથી આ ગવરનેસે એવું તો દીલપઝીર અને જીગર બેહલાવનારૂં ગાયન પોતાનાં વાંસળી જેવા મીઠા અને સુંદર શરોદાથી ગાયું, કે જેઓએ આ સુંદર અવાજ સાભળ્યો તેઓએ જીગરનાં ઉંડાણથી તારીફ અને પ્રસંસાનાં દીલખુશ પ્રમાણીક શબ્દો બોલ્યા વીનાં રહયા નહીંજ. ધન હીરામાણેક તો ગોયા આ ગરીબની છોકીનાં આવા વાંસલી જેવાં કંઠથી ગોયા હર્ખથી આજેજ થયો

અને પોતાની પાસે બેઠેલા પોતાનાં ગોઠ્યા રતન મેહતા અને જરની આગલ પ્રમાણીક એકરાર કરતો બોલ્યો ! "આહ ! શું સરસ છે ! એક રાજવંશીનો મેહલ ગોભા દીપાવી મુકે એવી અમીરી દેખાવની આ છોકરી ગરીબને પેટે અવતરી, મુફલેસીની મુશીબતમાં ઉછરી ગવરનેસ જેવી નોકરી કરવા પોતાનાં હીણાં અને બુરાં સરજતને આધીન થઈ એમાં ખુદ કુદરતનો અને તેનાં બનાવનાર દાદગરનો ખચીતજ ઘણો ગેરઇન્સાફ અને અપજશ સમાયલો કેહવાય !"

"બેશક! ધન" રતને પોતાની તરફેણદારી જણાવી ઉમેર્યું "પણ સાચુ કેહુંછ કે આવોજ દીલપઝીર ને દીલખુશ કરનારો નાઝુક કંઠ મેં બીજે વખત અગાઉ કેઠે સાંભળેલો અને એ ચહેરોબી જોયલો મને યાદ છે પણ કયાં તે મને યાદ આવતી નથી."

"તારે શું રતન-એ ગવરનેસને તે આગલ જોયલી શું ? ઘણું ભેદભર્યું" જર હંમેશ માફક શંકાશીલ બની.

"હા! અગાઉ એવોજ ચહેરો જોયલો મને ધ્યાન છે ખરો-પણ-પણ હું કહી નહીં શકતો."

અને દીનાં લામ ખુચી હીરાને લઈ ત્યાંથી ચાલી જવાથી, તથા પ્યાનાંપર આલાંમાય બેસવાથી તથા જરને ગાવા જણાવાથી તેઓની વાતચીત ત્યાંજ અટકી.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### ભુતખાનાનો ભુત !

લગભગ સાડા અગ્યારનો અમલ હશે અને રતન મેહતા તે રાત્રે 'પરીન પેલેસ'માંથી બાહર પડયો. મ્યુઝીકના રંગસગથી તથા આલાંની ચાલુ કાકલુદીથી રતન મેહતાને ત્યાંથી ઉઠવા જરાબી થઇને ગમ્યું ન હતું અને આવી મોડી રાત્રે પોતાને મકાને જવા માટે આલાંમાયે પોતાની જોડીની ગાડી જોતરાવી આપવાની યાતો મોટરકારમાં જવાની ખોહસપર ખોહસ કરી મગર માહતાબની ઠંડી દીલપઝીર રોશનીમા પગે ચાલી જવામાં તે પોતે મોજ અને મજાહ માની લેતો હતો એમ જણાવી આલાંમાયની

ગાડીને લાગતી ઓફર ઘણાં હેત સાથ નામંજુર કીધી અને બરફ જેવી સફેદ અને ઠંડી માહતાબની રોશની વચ્ચે આ સાલેસ જુવાન લાખો વિચારો કરતો ધીમાં કદમે પોતાને મઠકે જવા નીકલ્યો.

લગભગ મધરાતનો એકાંત વખત થયલો હોવાથી રસ્તામાં તેને કોઇબી સાંમુ મલી શકયું નહીં, એવી હદ સુધીનો રસ્તો હરીહાક અને બીયાંબાન જેવો ઉજડ અને એકાંત લાગતો હતો. એકાએક છેક દુર નજર કરતાં એક કાલા આકારને રસતો ઓળંગી સામી બાજુ આવેલી ઝાડીઓ તરફ જતાં રતને જોયો, અને પોતાની તીક્ષણ આંખો આબાદ તે તરફ ફેરવી. તેને ઝટ અનુભવ્યું કે તે કાલો આકાર કોઇ ઓરતનો હતો. તે આકાર ઝાડીઓની ઘટા વચ્ચેથી ઝડફથી બાહર આવી ખુલ્લા રસતાપર આવ્યો, અને ચંદનીની બરફ જેવી સફેદ રોશનીમાં તે આકાર ઓરતનોજ હતો એમ રતનની તદનજ ખાત્રી થવાથી આવી મોડી રાતે આવાં સ્મશાન અને બીયાબાન વચ્ચે આ ઓરત કયાંથી અને કેમ આવી પાછી કયાં જતી હતી તેની સ્વભાવીક રીતે રતનને ચટપટ થવાથી આમાં કાંઇબી ભરમ હોશે એવો ખ્યાલ કરી પોતાનો રસ્તો છોડી પેલી કાલા પોષાકવાલી ઓરત ઝડફથી જ્યાં ચાલી જતી હતી તે તરફ તે ગોયા ઝડફથી ચાલ્યો—ઉડયો.

પેલી અબળા આસપાસ યા પાછળ જોયા વગર સીધી ને સીધીજ ઝડપથી ચાલતી હતી, જેની પુઠ રતને પકડી અને આવી એકાંટ રાત્રે તે અબળાનાં એખલા જવામાં કાંઇબી છુપો ભેદ સમાએલો હોવો જોઇએ એવો શક રાખી અળગાં અળગાં કદમે જરાબી અવાજ યા સંસારો કર્યા વિના તેણીની પુઠે આગળ ને આગળ વધ્યો.

પેલી ભેદભરેલી અબળાએ ભુતખાનાં તરફનો રસ્તો લીધો અને ભુતખાનાનાં કંપાઉંડનાં દરવાજાને કળ હોવાથી પેલી અબળાએ પોતના ખીસામાંથી કુંચી કાઢી તે દરવાજો ઉઘાડી પોતે અંદર ગઈ અને પાછો તે બંધ કરી અંદર આવી ફેરવી સીધી ને સીધી ભુતખાનાની સીડીપર ચઢી, અને બારણું બંધ હોવાથી આગાઉ માફકજ ઉઘાડી આ અબળા અંદર ગઈ તેબી બારણું પાછું બંધ કીધું.

રતન મેહતા તેની પુઠે આવ્યો અને ભુતખાનાનાં કંપાઉંડની બાહર ગીચ ઝાડોની ઘટા વચ્ચે ગમગીન વિચારોની ગીરફતારી વચ્ચે ગર્ક ગયલો ઉભો રહયો. તે પેલી અબળાની પુઠે છેક અહીંવેર આવાં ડરામણાં ભસ્તાં જેવાં બીયાંબાનમાં આવ્યો હતો, તો ત્યાંથી ચુપચુપ ચાલી જવું કે પેલી

ઓરતની હીલચાલ હજીબી બારીકીથી તપાસવી તેની ગુંચવણ અને મુંઝવણમાં તે પડયો, જ્યારે થોડીક મીનીટ વેહવા બાદ ભુતખાનામાંથી લાંબી તીક્ષણ દુઃખની ચીચ્યારીઓ ત્રણ ચાર વાર તેને કાને પડવાથી તે એકદમ ચોંકયો, અને આવાં સ્મશાન બીયાબાનમાં રખે કોઇનું ખુન થતું હોય એમ પેલી ચીચ્યારી પરથી રતન ધડકતી છાટીએ વિચારવા લાગ્યો. તે હીમતવાલો હતો મગર તે એકાંત જગ્યા એવી હદ સુધીની બીયાંબાન અને સ્મશાન જેવી ડરામણી હતી કે આવા અકાંતમાં મધરાતે આવી ચીચ્યારીઓ સાંભળી ગમે એવો દલેર આદમી પણ ધાસ્તીથી ધુજ્યા વિના રહે નહીંજ તો પછી રતનબા ધાસ્તીથી ગોયા ધુજી રહયો તો તેમાં સંદેહ શો હતો?

ત્યારે શું આવાં ભસતાં જેવા બીયાંબાનમાં કોઇનું ખુન થતું હતું? તે દરવાજો ભાંગી અંદર જાય? પાછી ચીચ્યારી તેને કાને પડશે યા તો કોઇની હીલચાલનો સંસારો તેને સંભલાશે એમ ધારી તે ત્યાં થોભ્યો, અને પાંચ દસ એમ કરતાં આસરે પંદર મીનીટ વહી ગઈ, મગર પવનની ઠંડી લ્હેકી વચ્ચે ઝાડોનાં પાંદડાં ખખડવાનો અવાજ યાતો માળામાં કોઈ પક્ષીનાં બોલવાનો સાહદ યાતો ઘાસમાંનાં કસારાંનાં અવાજ સીવાય રતન કાંઈ બીજું સાંભળી શકયો નહીં!

બારણાંનાં ઉઘાડ બંધ કરવાનાં અવાજથી રતન પોતાનાં ગમખ્વાર વિચારોમાંથી એકદમ બિદાર થયો, અને કાન ઉંચા રાખી સાંભલવા લાગ્યો! એક અબળા ભુતખાનામાંથી બાહર આવી, અને તેની પાછળ વાંકી વાંકી ચાલતી બુઢી અબળા લાકડીનાં ટેકા સાથ ચાલતી રતને જોઇ અને પેહલી અબળાને કંપાઉંડનાં દરવાજા તરફ આવતાં બોલતાં તેણે સાંભળી! "નહીંરે! હસમત! તું બીહ નાં! તું મને મુકવા સાની આવેછ? હું ટુંકે રસ્ને પા કલાકમાં તો પાછી બંગલામાં જેવી ગુપચાપ આવીછ તેવીજ પાછી જવસ! તું તારે બેલાસક અંદર જા!"

"પણ-પણ બાઈ આવરી રાતે તું કેમ એખલી જશે હું—"

"અહીં આએ બંગલામાં ભુત વસેછ એવી બીહક બધાંને પેડીછ એટલે અહીં આવી રાતે કોણ ફટકવાનું છે જે મને જોશે કે મલશે, હસમત! તું તારે જા અંદર!"

"પણ વલી તે દાહરે પેલી બાઇ ને શેઠ આયાં ને આજરે કવાં ફસી જતાં બચી ગીયાંતો બાઈ! પેલી ચીચ્યારીઓથી તે લોક બીહયાં, પણ મેંજ વાત ઉલટાવી નાંખીજો ને—"

"હા! તેમ હવે ફરીથી બને નહીં તે સંભાળજે! જો બેચેની વધુ હોય તો મેં ગલાસમાં દોઝ કાર્યોછ તે આપી દેજે. લે ચાલ-હું જાઉંછ. તું જા અંદર જોઉં."

અને હસમતને અંદર જતાં જોવા વચમાં તે અબળા ઉભી રહી અને બારણું બંધ કરી અંદર ગયલી જોઈ હરણી જેવી ચપલતાથી તે કંપાઉંડનાં દરવાજાપર આવી, કુંચી કળમાં ફેરવી દરવાજો ઉઘાડી પોતે બાહર આવી અને બાહરથી દરવાજો પાછો બંધ કરા કળ ફેરવી કુંચી ખીસામાં મુકી મોટેથી બબડી.

"આજે ઘણી રાત પડી ગેઇ! મરે, એ તો ચાંદરનું છે તે જરાબી ઠીક લાગેછ, 'પેલેસ'માં જતાં એક દોઢ થશે."

"હા! તમારા જેવી ઓરત માટે આ મધરાતનો વખત તદનજ એકાંત અને ધાસ્તીભર્યો કહેવાય! મીસ દીનાં લામ!"

અને પોતાની છુપાએલી જગ્યામાંથી કુદકો મારી રતન દીનાં લામની સામે આવી ઉભો અને ધીમેથી બોલ્યો.

"ફીકર નાં કર-બેહન! હું તુંને 'પેલેસ'માં આવી ડરામણી મધરાતે હાવીડીકી પોંહચાડી આવસ."

રતન મેહતાને પોતની સાંમે એકાદ ભુત માફક ઉભેલો જોઈ પેહલી હરોલમાં દીનાં તો જીગરનાં ઉડાંણુથી થોડીક પળ ગભરાઈ ફીકકી પડી તેને એકકી ટગરે જોવાજ પડી, મગર બીજીજ પળે પોતાનો ગભરાટ સમાવી જાણે કે કશુંબી બન્યું ન હોય એવી બેદરકાર ધપે હસી ધીમેથી બોલી! "મી૦ રતન મેહતા! ઓ ભાઇ! ખચ્ચીતજ તમેજ છેઓ કેજી? થોડીક પળ તો હું એમજ સમજી કે જાણે આવી મધરાતે મારી સાંમે મને હેરાન કરવા ભુત આવીને ઉભો મારા રગમાં હીંમતભર્યું લોહી દોડેછ, છતાંબી તમુને ઓચીંત આવી મોડી રાતે આવી બીયાંબાન જગ્યામાં જોઇને મને ધાસ્તી બે પળ બરપા થઈ ખરી." અને જાણે કે કશું બન્યું ન હોય એમ શાંત સ્વભાવે તે હસવા પડી.

તે દીનાં લામ-આલાંમાયે પોતાની બુચીને માટે રાખેલી ગવરનેસ દીનાં લામજ-હતી મગર આવી મધરાતે આવાં બીયાંબાન જેવાં એકાંતમાં તે કાંય અને કેમ આવી તે ભરમજ ગોયા રતન મેહતાને ન ઉકેલી શકાય એવો ભેદી થઈ પડયો!

---

# પ્રકરણ ૧૫ મું.

---

## "ક્યા રંગ બપા કરતી અરે ઓરત."

થોડીક પળ બંને એકેકને જોતાંજ ગુપચુપ ઉભાં રહયાં. તાજુબ થતાં રતન પેહલાં બોલ્યો. "તારી હીમત અજબ તરાંહની છે! આવાં બીયાંબાન સમસાન ઘોરસ્તાન જેવાં બંગલામાં એક મર્દ આવતાં ઠરઠર ધ્રુજે તો તારા જેવી છોકરી અહીં વેર આવે ને વરી પાછી 'પેલેસ'વેર એખલી જાય એ માટે તારામાં કાંઈ અજબજ હીંમત હોવી જોઇએ! છોકરી તું બેશીકર રહે હું તુંને 'પેલેસ' વેર વળાવવા આવશ કાંકે તું તો ગમે તેટલું એખલું જવા દલેરી કરે મગર તુંને એખલી જવા દેવા મને પોતાને ડર લાગેચ. આવી ઉશકેરાયલી મારી થઈ પડેલી હાલટમાં તુંને સહીસલામત પોંહચાડી આવવાની મારી આફ્રીન ફરજ સમજુંછ."

તે મીઠાસથી હસી. તેના મધુર હસવાનો સાહાદ રતનના કાનને એકાદ વાંસળીના મીઠા અને મધુર સરોદ જેવો દીલપઝીર અને દીલખુશ લાગો.

"ફરજ? ઓ ખુદા! કેટલાંકો ફરજ શબ્દ ઘણીજ જુદી રીતે વાપરેચ. દાખલા તરીકે તમે મારી પુઠે પુઠ છુપાછુપ એકાદજા સુસ તરીકે આવી છુપાઈ બેસવામાં તમારી ફરજ તેને ગણોછ, મી૦ રતન મેહતા?"

તેઓ ધીમાં કદમે આગળ ને આગળ વધ્યાં જતાં હતાં અને દીનાના આવા મીઠાસથી તાણા મારવાથી રતનનું જીગર રંજીદા થયું.

"જાસુસ? વેલ–તેમ ખરૂં–હું તેમ કબુલ કરૂંછ, પણ મારે ઇન્સાફ આપવા એટલો બચાવ કરવો અગતનો છે કે અદભુત અને નવાઈ જેવી બાબતને લીધેજ મને એમ વરતવાની ફરજ પડી! પહેલી હરોળમાં તો આલાંમાયની ગવરનેસ એવી અરધી રાત ફરે એજ મને ઘણીજ અજાએબી લાગી, ને તેથીજ તેની પુઠે જઈ તેમાં તેનો શું હેતુ હતો તે જાણુવાની જીજ્ઞાસામાંજ મને તું કેહછ તેમ જાસુસ બનવાની લાઇલાજ ફરજ પડી. અત્રે ભુતખાના વેર આવ્યા પછી તારા પાછા ફરવાની તથા અરધી રાતે અહીં આવવાનો તારો ભરમ શોધી કાઢી તારી સાથ તુંને બંગલાવેર પોંહચાડી આવવાની સ્વભાવીક જીજ્ઞાસા થઈ."

"મને પુછવાની રજા છે, કે આલાંમાયની કોમન ગવરનેસ ચાકરડી જે તમારાં કરતાં લાખો દરજ્જે ઉતરતી પંકતીની તેની માટે તમુને એટલી જીજ્ઞાસા ને ઉલટ બરપા થઈ?"

"હું તો પેહલાં સમજયો કે તું ઉંઘમાં ચાલતી હોસે, પણ નહીં તું જીવતી જાગતીજ જતી હતી, તેથી મારી ઉલટ ઉશકેરાઈ, ને આવી મોડી રાતે એક સાલેસ અબળા એખલાં એકાંતમાં બહાર જાય એમ હું ધારી શકતો ન હોવાથીજ મને પુઠ પકડવી પડી."

"બેશક-તમે એમજ સમજ્યા કે આએ ગરીબની છોકરી ઘણાં ઉંડા પાણીમાં ફરતી હોવાથી મોડી રાત વેર બટકેછ. ખરૂં કેની? ઉંઘ ન આવવાના સબબે બી મન શાંત કરવા બાહાર લટાર કાંય નહીં લેવાય?"

"તે વાત ખરી! પણ ભુતખાના જેવા શમશાન જેવાં મકાનમાં રાત પડી તારી આવવાની ખાસ મતલબ કાંઈ ઉંઘ ન આવતી હોવાને લીધે નથીજ, એમ તું કબુલ કરશે-ને તેજ જાણવાની જીજ્ઞાસાએ મને તારી પુઠે બોળા મીસાલ ભમાડ્યોછ! નાદાન છોકરી! મેં તુને જોઇને જોઈ અગાઉ તુને કેંડે જોયલી હોવાનો ખ્યાલ થયો ને આજે રાત્રે ધન હીરામાણેકની ખાસ ફરમાસથી પ્યાનાં પર દીલજીત વાંસલી જેવા સાહદથી ગાયલાં ગાયનથી મેં તુને તુર્તજ પીછાણી. આફ્રીકાથી હું મુંબઈ એક વખત આવ્યો તો તારે એકાદ સખાવતનાં જલસામાં એમેચ્યુઅર તરીકે બીજાં સાથ તુને ગાયન ગાતાં સાંભળી હતી-તેજ અવાજ તેજ સુંદર હલક આજેબી મને યાદ છે! એમેચ્યુઅર તરીકે જલસામાં તેં ભાગ લીધેલો મને તુરતજ આજનાં ગીતથી યાદ આવી ગોયો. ખરી વાતકે નહીં?"

"હું તે વાતની ના પાડતી નથીજ! બીજાંની ફરમાસથીજ સખાવતના કામને ખાતર મેં ગીત વીગેરે ગાવામાં એમેચ્યુઅર તરીકે ભાગ લીધો'તો. પણ તારે શું તે વાત યાદ કરાવી તમે મને મારાં બાઇ આગળ બધી વાત જાહેર કરી મારી રોજીપર મારાં પેટપર વાત મુકવાની ભલાઇ કરશો?"

"નહીં! છોકરી તે માટે તું બેફીકર રહે! હું જાણુંછ કે ઉંઘ ન આવવાને લીધે તું ચાલી ચલાવી ભુતખાનામાં આવી એ ઉડાવનારી વાત છે. મેં સાંભળેલી ધાસ્તીભરી ચીચ્યારીઓપરથી મને તારી હીલચાલપર ઘણોજ શક લાગેછ, ને ભુતખાનામાં આવી અરધી રાતે તું શાને વાસ્તે આવી તેનો મને મોટો શક છે, જે જાણવાની જીજ્ઞાસા હું થોભાવવાનો તો નથીજ, તોબી મારે જણાવવું જોઇએ કે આપણી ઓચીંત મુલાકાતની

વાત હાલ તુંલીક તો હું મારી છાતીમાંજ જ્યાં લગીન તેનાંથી બીજાને નુકશાની ન પોંહચે ત્યાં લગીન, દાબીને છુંપાવી રાખસ. અત્યાર આગમજ તારાં પરાક્રમોથી એ ત્રણ જણાં ચોકયાંછ ને બીહવાંછ તે તુને ખબર છે, છોકરી ? તુને તુને ભુતજ સમજીને એ ત્રણ જણાં તો તુંને જોઇને ચોંકયાંછ તેનો બાયસ ?"

"બાયસ" દીનાં સહેજ હસી બોલી "મળતા ચહેરાની મુશકેલીને લીધેજ છે! મારા શેઠ જાંહાંગીર શેઠ પોતાની કોઇ છ વરસ પર મરી ગયલી સગીનાં જેવોજ મારો ચહેરો હોવાથી તેનોજ ભુટ હું હોવાનો ડર કરી ચોંકયા, તેમાં આ ગરીબ મુફલેસ લાચાર ગવરનેસનો કશોબી માહ બારટ વાંક કે તકસીર નથીજ."

"વારૂં તેમ હોસે, કાંયજે તેની મેં બીજી તેહકીક કીધી નથી! પણ બીજી નાજુક બાબત પર આવ્યે! તુંને ખબર હોસે કે તારાં બાઇની કઝીન જરબાનું આજ લાંબો વખત થયાંની પેલા લખોપતી અને માલેતુજાર ધનજીશાહ હીરામાણેક સાથ ગોઠવાઈ જવાની કબુલાટથી બંધાઈછ અને લખોપતી શેઠયા પર ઉમેદ બાંધી રાખનાર જર શીવાય કોઇબી બીજી અબળા મુજમાં રોજા ખોલે એમ છે."

"આહ" દીનાં કડવાસથી મીજાજમાં બોલી ઉઠી "ધનજીશાહ હીરામાણેક જરબાનું સાથ ગોઠવવાનાં છે ને તેવણે મારા જેવી લુખ્ખી સુકકી હીણાછીણાં ગરીબ ખાનદાનની ગવરનેસ પર, એક ગ્રહસ્થ એકાદ સાલેસ અબળાપર જેવી લાયકી બતાવી શકવાની દુરઅંદેશી વાપડે તેમજ તેવી અદાથી, લાયકી બતાવી, એક સાચા ગ્રહસ્થનાં સદાચરણુની સાલેસાઈ ને માયા બતાવી તો તેમાં જરબાંનું જેવી ઉમરાવી ખાનદાનની બેટીએ અદેખાઇથી નીકલી પડતી આંખોથી જનુન અને વેર વરસાવી જોવા કે ગણવાની શું અગત છે ?"

"તું જાણતી નહીં હોસે, છોકરી, કે છ વરસ પર એજ જરનો મેં અકસમાતમાંથી જાન બચાવ્યો તેનાં બદલામાં મેં ફીદાગીરી એનીપર બતાવવાની સરકસી કીધી, મગર વાત જ્યારે ઘણીજ રસપર ચઢી ત્યારે જર ધન હીરામાણેકને પ્રોમીસ થયલી હતી એમ કહી મારી ઓફર નામંજુર કીધી. તે પછી મને નાસીપાસ થઇ દુર દેશાવર જવું પડયું!"

"તેમ નથી, ભાઇ! આ લખોપતી સાલેસ શેઠયા ધનજીશાહ જો આજે તમારા કે મારા જેવીજ સાદી માદી સ્થીતીમાં હોતે તો શું જરબા-

નુનાં એવાં હદથી જ્યાદા ધરાંપરાં ચાલતે એ બાબે મને શક છે! આજે પૈસાને માન છે ને પૈસાનેજ ઇજ્જત છે, પણ-ચાલો હવે 'પેલેસ' આયો હું અંદર એખલી જવસ-તમે એકાદ જાસુસ તરીકે આજ રીતે મારી પુઠ પકડવાની જે સભ્યતા વાપરી તે માટે તમારૂં હેશાન માનુંચ." અને ટકોર કરતી તે હસી પડી.

"પેલાં ભુતખાનાંમાંથી પાટેલી ચીચ્યારી હજીબી મારૂં જીગર ડગમગ્યા કરેછ-છોકરી-ને ને—"

"અરે એ તો ભુતખાનામાં પેલી બુઢી દાસી રહેછ તેને નજલાંનું જોર કરેછ તેથી બુમાબુમ કરેછ! બાકી બીજું શું હોય?"

"હં! ને તેથી તુને ઉંઘ નહીં આવવાથી ચાલીચલાવી ભુતખાનામાં જાયછની? વેરી વેલ! હું ઇચ્છુંછ કે આવી મોડી રાતની ચાદરનાંની વોક લેવાથી ભવીશમાં તું હાથ ઉઠાવસે. કાલે સવારે એ ભુતખાનાં માટે હું જાસતી તેહકીક કરસ ત્યારેજ મને સંતોષ મલશે!"

"ત્યારે તમે મને માનતા નહીં-હું જુઠ્ઠું બોલુંછ એમ ધારોછ? પણ ચાલો હવે તો હું જવસજી" અને એકરકાર હસતી હરણીની ચપળતાથી 'પેલેસ'નાં કંપાઉન્ડમાં ચાલી ગઇ.

અને રતન! આ ચંચલ પણ ભેદી છોકરીની ભેદભરી વર્તણુકથી તે હદથી જ્યાદા તાજુબ થયો અને પોતાને મકાને પાછો ફરતાં બબડયો. "આએ નાદાન ને હુલ્લડ પોરી ઘણાંજ ઉંડાં પાણીમાં ફરતી દેખાયછ. અરધી અરધી રાત વેર કોઇબી મરદનાં સાહયા વીના આવી એકાંતજ્યાએ રખડવામાં એનો કાંઇબી અવિચારી કે નિર્લજ હેતુ હોવો જોઇએ. ઠીક! એમાં શું ભરમ છે તે શોધી કાઢયા વગર હું જંપીને બેસવાનો નહીંજ." અને ઝડરી કદમે તેને આગળ ચાલુ મુકયું.

---

# પ્રકરણ ૧૬ મું.

## ઓરત-શ્રાપ કે દોલત?

"રાંડ તું મને દીવાળું કરાવવા બેઠીછ બીજું કાંઈ નહીં" જાંહાંગીર શેઠના સવારે પોતાનાં ઓરડામાં ગમગીંન વિચારોની ગીરફતારીમાં ગર્ક ગયલો બેઠો હતો, અને તેની ઉડાઉ અને લખલુટ ખર્ચ કરનારી મોહરદાર આલાંમાંય હાથમાં બીલનાં ચોડા લઇ અંદર આવી જાંહાંગીર સામે ધર્યાં અને આ અકેક પછીનાં કાપડયા, જવેરી, પંચીગર, અને ખાણીપીણીનાં ગંજાવર બીલથી જાંહાંગીર ધાસ્તીથી ફીકકો પડી ગયો, અને આ બીલો કેવી રીતે ચુકવવાં તેનાં જફાકારક વિચારમાં તે પડયો. પોતાની મોહરદારની આવી બેહુંદી અને ઉડાઉ વર્તણુથી તે હદથી જ્યાદા ખફા થયો. આગલી રાતેજ તે પોતાનાં બુરા મિત્રોની સંગતમાં જુગારની બદીમાં પચીસ હજાર રૂપ્યા હારી ગએલો હોવાથી તેને સહેજ પણ અંશે શાંતી કે કરાર તો નજ હતાં, અને આખી રાત બેચેની અને બેકરારી વચ્ચે તેને ઉંઘનો એકબી ઝોકો ન આવ્યો હતો. અને વળી સહવારનાં પોહરમાં પોતાની ઉડાઉ મોહરદારનાં બીલનાં હજારો રૂપ્યાનાં ચીથડાં જોઈ તે ગોયા હુબતાઈજ ગયો બને બાજુથી પાપરી માફક પૈસો ગોયા ખરચાતો હોવાથી છ વરસની ટુંક મુદતમાં લખો રૂપ્યાની મળેલી પોતાનાં કાકાની હરામની શ્રાપની દોલતનું છેકજ તલ્યું આવી રહયું હતું, અને જેમાંબી તે પોતાનું નશીબ અજમાવતો તેમાં તે મુદલજ ફાવતો ન હોવાથી, તથા પોતાની જરદાર અને વગદાર સ્થીતી દેખાડવાનાં લોભથી તે વધુ કરજમાં ઘસડાતો-તણાતો ચાલ્યો.

"તમારો તો જ્યારે હોય ત્યારે હવરકુટોજ છે, સમજ્યાની! વર જેવો વર બૈરી જરા રતી મોજમજાહ કરે તેનાં પૈસા નહીં ચુકવે તો શું હું કરજ કરવા જાઉં કે પારકા આગળ હાથ બોરવા જાઉં?" દમમાં આલાં બોલા.

"અરે પણ આવો જો ખરચ રાખશે તો બે મહીનામાં મને જેલમાં બેસવું પડશે. મને પચાસ હજારનું કરજ થયું ને આએ પાર્ટીઓ ને દીનરો સાનાં આપી મરેચ? એકેકાં દીનરનાં પાંચસો સાતસો રૂપ્યા? હુ લાઉં કીયા ચુલામાંથી?"

"કાંય લખો રૂપ્યા કાં ગીયા? મુઆ નસાબંદા ફ્રેન્ડ સાથ જુગાર ને સરતમાં હજારો રૂપ્યા ગુમાવતા તમે સરમ નહીં રાખતા ને બૈરીએ પોતાનો જીવ જતો તેની શુક્ર ગુજારીમાં પાર્ટી આપી તો તેનો હવરકુટો કરોછ, તે તમારી સુધ કાં જતી રહેછ! વર થયા કે હેવાન?"

ઓરડામાં આ ગરમ ટપાટપી થતી હતી તેવામાં એનેકાક બાહરની ગેલેરી પરથી પેલો લખોપતી ધન હીરામાણેક ત્યાંથી પસાર થતો હતો અને સાની મારામારી થતી હતી તે સાંભળવા દમ ઉંચો રાખી તે ઓરડા આગળ આવી ગુપચુપ સાંભળતો ઉભો.

"પણ આએ મુંબઇના કાપડયાનું આઠસો રૂપીઆનું સાડી વીગેરેનું બીલ જોતી! રાંડ સાડીઓની બધી અલગાર લાગીચ, ને બદયાનોનાં ને બુટનાં ડુંગર થયાછ ને રાંડ નવા કપડાં ને સાડીની શું અગટ ઉતી તે મને સમજાવની?"

"હેં! તે શું હું એકજ ચીંદરાં પેહડયા કરી મારી લેવરી કરાંઉ કે? સાડી કપડાં વર નહીં અપાવે તો કોણ અપાવે? જો વરી છેકજ ફ્રાસ્ટ ગીયાજ ને—બોલતી નથી તાંહાં લગીન કે? તમે બીલ નહીં ચુકવો તો કોણ તમારો સગોવાહલો ચુકવસે? સાડી કપડાં પાંચસો સાતશોનાં લીધાં ને બે ચાર વખત ચારસો પાંચસોની પાર્ટીઓ આપી તો તેનો આટલો બધો ધુજારો કરી, બૈરીને દબરાવતાં તમને શરમ નથી આવતી કે? હું તમારો જુલમ વધુવાર સાંખવાની નથીજ. મુઆ દોસ્તદારો સાથ દારૂ પીવામાં ને પાસા ફેંકવામાં ને સરત રમવામાં લખો રૂપ્યા ગુંમાવતાં શરમ નહી આવી? ને હું મારા ફ્રેન્ડોને બોલાવી જરા હસી બોલી ખવારૂં—પીવારૂં તો તમે આવો ધરક ધુજારો કરોછ? બોવારૂં રે મારાં નામપરથી એવા ભુંડા હાથ ધરતાઓને?"

"અરે પણ કમબખ્ત! આપરો પેલેસ કાંઈ ધરમશાળા કે મુસાફર-ખાનું છે કે બધાજ તારા સગાવહાલાને અહીં રાખેચ, ને તેઓ પાછળ લખલુટ ખરચ કરેછ! રાંડ, પસ્તાસે—કાટલી લઇને ભીખ માંગવી પડશે ભીખ!"

"હું મારાં સગાંને રાખું તે સામે જો હવે પછી એક આડો સખુન બી તમે કાઢશોછ તો તમારૂં કીધું તમે જાણે સમજ્યા. હું ચાહવસ તે લોકને મારા મેહલમાં લાવી રાખશ, તે સામે તમુને એક બોલ બોલવાની સત્તા નહીં, બૈરી સાથ આવી રકયતની કાંની વાત કરતાં

તમારે સરખાતું જોઇયે! લેઓ આએ બીલ બધાં તમારેજ ભરપાઇ કરવાં પડશે–વર થયા કે હજામ–હવે જુગારને સરતથી હાથ ખાંચો કે લખલુટ ખરચ નહીં થાય! બળ્યોં રે માહરો દાહરો ને બરી જીંદગી! આંવા મુઆ બેવકુફ છડયટ સાથ જોરાઇ હું દુઃખી થઇ–બધી રીતે દુઃખી થઇ" અને ધીકકારભરી રીતે છેલ્લી નજર પોતાનાં બદમાસ ધણીપર ફેંકી રોહસાંભેર આલાંમાય તાંથી ઝડફથી ચાલી ગઈ.

"આહ! અફસોસ!" પોતાનાં દીલની સખ્ત નાઉમેદી અને ખફગીથી જીગરનાં ઉંડાણુથી નિશ્વાસ ફેંકતો જાંહાંગીર બબડયો "બદકાર–જફાકાર ઓરત તું આ દુન્યામાં દોલત નથી પણ એક હરહડતા શ્રાપ સમાનજ છે! આહ! ખુદા! આએ ચંદાળ અને ઉડાઉ અને બેહાદ બેદીલ ઓરતની પનાહ મેં શોધી નહીંજ હોતે! આ ઝેરી સાંપની બાતેનની ઝેરી ખાસ્યટ પીછાણ્યા યા તેનો ટાળ કર્યા વગર માત્ર બાહરની લલચાવનારી દીલજીત ખુબસુરતી પર હું અંજાઇ ગયો નહીં હોતે! આએ ચંદાલ ઓરત મારે માથે આશીરવાદ સમાન નથી પણ એક શ્રાપ છે! જે હરામની દોલતપર મેં ત્રાપ મારી, જે હકદારનો હક નાહકારક અને જીવલેણ વેરની બુરાઇમાં દુબાડી, પાયમાલ સરગર દાન કરી તેની જીંદગીનો બુરો અંત લાવવાની ફરજ પાડી હું લખોપતી થઈ બેઠો પણ અફસોસ, આ હરામની દોલત મને શ્રાપ સમાન થઈ પડી! એ બધા તેનાં–ઓ તે હકદાર મરનારનાં–શ્રાપ! બધા આએ શ્રાપ મને નડેછ! ખુદા! ખુદા!"

છ વરસની વાત ઉપરની જફાકારક કાંહણી તેને પાછી હૈયે ચઢી આવી! મરનાર પરીન તેની નજરો સાંમે ધીકકારથી ડોળા ધુરકતી અદાથી આવી ઉભી હોય એમ તેને જણાઇ. ધાસ્તીથી આ બુરો બદમાસ ઉજલો પુની જેવો થયો, અને પોતાની આંખો બંને હાથે ધાંકી થોડીક પળ ખામોશ બેઠો! ધાસ્તી ને ચીંતાનું તેનાં પાપી જીગરમાં ગોયા મસમોટું જંગ જામી રહયું, અને પોતાની ધડકતી છાટીને શાંત રાખવા, પોતાનાં નાશકારક વિચારોથી ઘેરાંએલાં મનને તાજગી બક્ષવા તે લડડતો–પડતો ઉઠયો, અને કબાટ ઉંઘાડી ધાસ્તીથી ધ્રુજી રહેલા તન–બદનને નવેસરથી જોસ આપવા આ બુરા અધર્મીએ સવારનાં પોહરમાં ગ્લાસમાં રેડવાની પરવાહ કર્યા વિનાં બાટલીએજ પોતાનાં મોંમાં દારૂ રેડયો!

ધન હીરામાણેક સડી ગયલા સંસારના સીહા બનાવથી ગોયા હદથી જ્યાદા રંજીદા અને હેશન રહયો, અને છાનોમાનો બાહરની ગેલેરી પરથી પોતાનાં મનનું સમાધાન કરવા બાગમાં સટકી ગયો! વર–બૈયર વચ્ચેની

થતી લડાઇ આ લમ્બોપની શેઠ્યાએ ઉંચે દમે પોતાની ગમે એવીબી નામરજી છતાં સાંભળી લીધી હતી, અને એરત આ અવનીમાં શ્રાપ કે દોલતજ થઈ પડે છે તેનાં વિચારનાં વમલમાં વીંટલાએલો તે બાગમાં આમતેમ ફરવા પડશે.

બુરા અધર્મી અને પાપી જાંહાંગીર! તારી જુવાનીનાં જોસમાં બલાંઓ સાથ કીધેલી ભુંડાઇના બદલામાં તુને હવે તેઓના શ્રાપ નડે છે તેની તુને ખબર કયાં છે? જીગરનાં ઉંડાંણુથી નીકળેલી આશીષભરી દુવાની સુગંધથી એક પરોપકારી આદમીને જેવી રવેસે ખુસનુદી બરપા થાય છે, તેમજ ગરીબોનાં તુટેલાં જીગરમાંથી નીકલતી નિસાસા અને શ્રાપ સાથની હાય, ભવીષમાં એક આદમીને તે હાયનાં નાશકારક ધુંવાથી, સત્યાનાશ અને ખાનાખરાબીની કંગાલ્યટમાં સરબસર લાવી મુકે છે! જીગરોમાંથી નીકલતા આશીષ જેમ ફલે છે, તેમજ હાય અને શ્રાપ પણ તેવીજ ઉંડી અસર કરે છે!

---

## પ્રકરણ ૧૭ મું.

---

### પરીન શેઠનાનો ભુત!

જેઓ પોતાનાં ખભાંનાજ બળથી મુસતાક રહી, જીગરતોડ મહેનત જેહમતનાં પરસેવાથી જરદાર થાય છે તેઓ ખાનેખરાબ શરાબ અને જુગારનાં બુરા લખથી જીગરનાં ઉંડાણુથી કમકમી દુરજ રેહવાનું હજારો દરજ્જે પસંદ કરે છે. મગર જેઓ આઇટાંપર કોઇટું મારવાની હરામ-ખોરાઇમાં પારકાની ઓચીંત મલી ગયલી આઇતી દોલતપરજ ગુજારો કરે છે, તેઓને પૈસા કેવી રીતે પરસેવાથી પેદા કરી સંઘરવા તેનો ઝાંખો ખ્યાલ વટીક થવા પામતો ન હોવાથી આવી રીતની મલેલી દોલતનો તેવા હરામખોરો શરાબ અને જુગારમાંજ અફસોસકારક હદથી ઉપયોગ કરે છે. આપણા બુરા બંગીરના બાબમાંબી તેમજ બધું બનવા પામ્યું હતું. પોતાનાં પરોપકારી કાકા મરનાર સપલશાહની લાખોની દોલત બુરા મીત્રો સાથ રંગરાગ ને જુગારની શરતમાં ગુમાવી આજે તે મોહતાજમંદ સ્થીતીએ રંજીદા અને હેરાન થયલો આપણે જોઇયે છીયે!

જાંહાંગીરને એક ક્ષણની પણ શાંતી ન હતી એટલી હદ સુધીનો તે બેબાખલો, ગાભરો અને નાહીંમત બની રહયો હતો. કાંકે આગલે દીવસે સરતમાં તે હારી આવ્યો હતો, અને તે તુરત વેળા ભરપાઈ કયાંથી કરવા તેના જફાકારક વિચારોમાં ગોયા ધાસ્તીથી તે ધ્રુજી રહયો હતો. હારેલો જુગારી બેવડો ખેલે એવી કાસમથી પોતે હારી ગયલા પચીસ હજાર પાછા મલી શકશે એમ ધારી તે દીવસે ખાનાખરાબની ખાહીમાં વધુ ઝંપલાવવા તે અકકલહીણ અને બેવકુફે વિચાર કીધો, અને અફસોસ કે પચીસ હજાર મેલવવા જતાં તે અભાગ્યા દીને બીજા ત્રીસ હજાર વધુ હારી ગયો.

અફસોસ! સરત અને જુગાર એવીજ કીસમનો લલચાવનારો ખાનેખરાબ લખ છે, કે એ લખની ખસ્તેખુહારીની ખાહીમાં ગબડવું ખાધા પછી તેમાંથી નીકળવાને બદલે અંદર ને અંદરજ અંધકારમાં નાચીજ આદમી સબડી આખરે કમો'તે માર્ગે લાગે છે! જેમ જેમ તે વધુ હારે છે તેમ તેમ એકના બેવડા કરવાની બુરી લાલચને વશ થઈ તે બદીમાં ફસી વધુ ને વધુ ખાનેખરાબીનાં ખરાબા સાથ અફલાઈ ઝીંકાઈ જાય છે!

મધરાતનો વખત હતો. 'પરીન પેલેસ' સ્મશાન જેવી શાંત ચુપકીદી વચ્ચે માહતાબની ઠંડી રોશની વચ્ચે બેહદ રળ્યામણો લાગતો હતો, અને આવી મધરાતે જાંહાંગીર હારેલો મારેલો જુગારમાં ત્રીસ હજારની નાદર રકમ ગુમાવી ખસ્તેખુહાર બનેલો લઠરપઠર હાલતે 'પરીન પેલેસ'નાં દરવાજામાં દાખલ થયો. હજારો રૂપ્યાનું કરજ કયાંથી ફીટાડયું તેનાં અફસોસમાં અને ધાસ્તીમાં ગોયા અર્ધમુઓ બનેલો ગમગીન વિચારો વચ્ચે લઠરપઠર સ્થીતીએ પેલેસ નરફ આગલ વધતો હતો.

પેલેસ તરફ જવાનાં સીધા રસ્તાપર તે ધીમે ધીમે ચાલતો હતો તેવામાં સામી બાજુથી મોટાં ઝાડની નીચેથી એક ઓરતનો સફેદ આકાર સામી બાજુએ જતો જાંહાંગીરનાં જોવામાં આવ્યો. તે આકાર ઓરતનો હતો કાંકે તેનાં છુટા લાંબાં કાલા બાલ બંને બાજુ ખભાપરથી તેની છાટીપર ઉતર્યા હતા! માહતાબની બરફ જેવી રોશની વચ્ચે આ ઓરતે તદનજ સફેદ પોષાક સજેલો હોવાથી દુરથી જોનારને એકાદ ભુતનોજ ધખારો મનમાં બરપા થઈ શકતો હતો!

માહતાબની ઠંડી મગર ઝલકાટવાલી રોશની આબાદ તે આકાર પર પડતી હતી અને પોતાની નજરો સાંમે પોતાનાં મરનાર કાકા સંપલશાહની મરનાર પરીનનો આબેહુબ ચહેરો જાંહાંગીરે દીઠો!

પરીન શેઠનાં તેમાં કાંઈજ સદક ન હતો! સફેદ પોષાક અને ધુંથ આમો વચ્ચે જાંહાંગીરે ૭ વરસની વાત ઉપર જ્યારે મરનાર હૈયાત હતી ત્યારે આજે વેળા જોએલી હોવાથી પોતાની નજરો સાંમે મરનાર પરીનનો ભુતજ આવી ઉભો હતો, એમ જાંહાંગીરની પકકી ખાત્રી થઈ, ઉંચે દમે ધાસ્તીમર્યાં ચહેરાથી ગભરાટથી નીકળી પડતી આંખો સાથ તેણે આ આકારને એપળ ધારી ધારીને જોયો! ગોયા તેનું લોહી ધાસ્તીથી બંધાઈ ગયું; તેનાં પગ અકડી ગયા. પોતાનાં માહભારત પાપનો પડછાયોજ તેની નજરો સાંમે ખડો હોવાથી ધાસ્તીથી તોફાની પવનમાં હાલતાં ઝાડનાં ધુજતાં પાંદડાં પેરે ઠરઠર ધુજવા લાગ્યો! તેનો ચહેરો મો'ત જેવો ફીકકો થયો. રાત દીસ તેનાં સ્વપનામાં મરનાર પરીન દેખાઈને તેનું તનબદન ગોયા ધ્રુજાવી મેલતી હતી, મગર તે રાત્રે તેની રૂબરૂ જાગ્રત સ્થીતીમાંજ પરીનનાં ભુતને જોવાથી આ પાપી બદમાસ જુવાન પોતે કીધેલાં માહભારત પાપની અત્રે સર્વ યાદ થતાં, તથા મરનાર પરીન જો મરી જશે તો એકાદ ભુત થઈને બી તેની પુઠ પકડી તેને હયરાન અને હલ્લાક કરશે એવી ધમકીભરી ચેતવણી તેને અત્રે પાછી યાદ થતાંજ તે ચેતવણીને આધારેજ પરીનનો ભુત તેની પુઠે લાગ્યો હતો, એવું જાણી ધાસ્તીથી ધુજતો એકાદ ચીસ મારી તે બેભાન તુટી પડયો! આગળ આવેલાં ઝાડનાં ઠુંઠાં સાથ તેનું માથું સખ્ત રીતે અફલાવાથી તેનાં માથામાંથી લોહીની ધાર વેહવા લાગી.

બરડાપર ચોકી કરવા રહેલા ચપરાસીએ જાંહાંગીરની ધાસ્તીભરી ચીસ સાંભળવાથી તે પોતાનું ફાનસ લઈ ત્યાં બેભાન પડેલો જોઈ તે લાગલો નોકરોવાલા ઓરડા તરફ દોડયો અને તેઓને ઉઠાડી લાવી ત્યાં લઈ આવ્યો. નોકરોએ દોડાદોડી કરી મુકી અને તુરતાતુરત તો પોતાનાં શેઠને સંભાળથી ઉંચકી પેલેસનાં આગલનાજ હોલમાં સોફાપર લેટાડયો અને તેને સાવચેટ કરવાના તરેહવાર ઉપાયો કરવા લાગ્યા. તેજ વેળા દીના લાબ ગવરનેસ ત્યાં જઈ પોંહચી અને જાંહાંગીરને બેભાન જોઈ તેને હુસ્યારીમાં લાવવા તરેહવાર ઉપાયો વારાફરતી કરવા લાગી! કોલંગવોટર, પાણી, કટકા વીગેરે માણસો પાસે મંગાવવાની આ ગવરનેસે દોડાદોડી કરી મુકી. એક નોકરને જાંહાંગીરની મોહરદાર આલાંમાયને ઉઠાડી હેઠે લાવવા હુકમ કીધો, અને પોતે માથાંપર પડેલા જખ્મમાંથી વેહતાં લોહીને બંધ કરવાની કોશેશ કરવા મંડી. પાણીથી લોહી સાફ કરી તેની ઉપર તેણીએ સંભાલથી પાટા વીટાળ્યા, અને જાંહાંગીરને સાવચેત કરવાની તે ઉમેદવાર કોશેશ કરવા લાગી.

આલાંમાય પોતાનાં મીત્રો સાથ રંગરાગથી પરવાડી તુર્તનીજ ભર ઉંઘમાં પડેલી હોવાથી નોકરનાં ઉઠાડવાથી તે હદથી જ્યાદા ખબરી અને ખફા થઇ, કાંકે તેણીને તેનો ભરથાર જેટલો વાહલો ન હતો તેટલી ઉંઘ તેને પ્યારી હતી. વળી તેનો ધણી બાગમાં બેભાન તુટી પડયો એવી ખબર નોકરને મોંઢેથી જ્યારે તેણીએ સાંભળી ત્યારે "મુઓ નસાબંદો બારોબાર થઇ છાકટો થઈ મુઓ પર્યો હોશે" એમજ તે પોતાનાં મનથી બબડી બબડી લપેરા ખાતી હોલમાં આવી.

"કાંયરે પોરી! મારી સુનાં જેવી ઉંઘમાંથી મને કાંય ઉઠાડી રે? મરે આએતો કાંઈ જુલમ કાંઇ જુલમ કે—"

"બાઈ, તમારા—તમારા—શેઠ બાગમાં બેભાન થયલા હોવાથી અહીં નોકરોએ સુવાડયાછ ને ડાકટરને બોલાવી મંગાવ્યેકે? એવણ બેભાન હોવાથી તમુને—"

"મરેરે! ભુસુંરે એવા છાકટા દારૂડયા ધણીથી! સારો દહારો ને રાત મુઆ ભસ્તે ભરાયા દોસ્તો સાથ પીચી પીચીને લીંગેલ થઈ પછી દારૂની ધુણુમાં લાંબો થઇ પડે ને મારી સુનાં જેવી ઉંઘ લે! મરેરે! શું જુલમ કહેવાય! આવા મુવા છાકટા ધણીથી બધું મારૂં નાક કપાઈ જાયછ, ને મને મોંય ભારી પરેછ ને એ મુઓતો બસ સમજતોજ નથી. તેંબી રાંડ અરધી રાતે સાનું રોખરૂં કરી મને ઉઠારી! રાંડ જોતી નહીં કે ફરેકાર બેહકેચ તે? દારૂની ઝુમમાં ધરી પર્યો તુટી પડયો છે તે ખુમારી સહવારે ઉતરસે એટલે પોતાની મેરે સુધી બુધી પાછી આવશે! મરેરે મરે! આએ તે કાંઇ જેવો તેવો સંતાપ!"

"બાઇજી! એવનનાં મોઢામાં સખન વાગુ છ તેથી એવણ બેભાન થયાછ ને ડાકટર—"

"દારૂ ઘણો પીચેલો તે લપેરો આયો હોશે ને પરી ગીયા હોશે તેમાં એટલું તેં રાંડે ગોંધ્યારૂં સાનું કીધું ને રાંડ પેટભરી મને સાની ઉંઘમાંથી જબકાવી? ડાકટરને તેરાવીને હસી કરસે, તેંબી મુઓ કેહસે કે એતો પીધેલો છે. ડાકટરને કાંઇ બોલાવતી ના—જોરે પોરી—હુ અહીં બેસીને શું કરૂં—મારો તો જીવ ફરેછ ને બગરી આવેછ વાસતે હુ તો જઇને સુઈ જાઉછ, જો કાંઈ ઘણુંજ અગતનું કામ હોય તો તેડાવજે, મરેરે! આવા છાકટા હાથ ધરતાને લીધેબી સંતાપ ને મુઓ બધરસ્તેબી જુલમ! મરેરે! મરે!" અને એમ બોલી આ, બેદીલ બેદાદ અને સંગદીલ

અબળા પોતાની ઉંઘને વાહલી ગણવાનાં હેતુથી લાગલી જેવી આવી તેવીજ છૂટકી ચટકી પોતાનાં ઓરડામાં ગેઈ.

આ બાજુ દીનાં લામ તેને હુસ્યારીમાં લાવવા ડોકટર આવે તે અગાઉ અનેક ઉપાયો યોજવા લાગી. અને મહા મુશીબતે જાંહાંગીર હુસ્યારીમાં આવ્યો. દીનાંએ તેને બ્રાંનડી પાણીનો દોઝ પાયો કે જેથી તેના આંગમાં ગરમી આવી શકે.

જાંહાંગીર આયદે સુધ્ધીમાં આવ્યો. દીનાં લામ વાંકી વળી તેનાં ચહેરા તરફ જોતી હતી. તેણે પોતાની આંખ ધાસ્તીથી ઉંઘાડી અને દીનાંનો ચહેરો જોઇ ધાસ્તીથી ચીસ મારી " ઓ ! પ-પ-પરીનનો ભ-ભ ભુટ" એમ બોલતાં પાછો બેસુધ્ધ થઈ ગયો.

આ છોકટો દીનાં લામને મરનાર પરીનનો ભુટ સમજી બીજી વાર બેભાન થયો, અને નોકરોબી એકવાર પાછાં ગભરાટમાં પડયા ! આખરે ડૉકટરને બોલાવી મંગાવવો પડયો !

---

# પ્રકરણ ૧૮ મું.

## એ શું ? ભુટ કે પાપનો પડછાયો ?

ડોકટર આયદે આવી પોહચ્યો અને સર્વે કેફ્યત દીનાં લામે તેને કહી સંભળાવી અને તેને સુધ્ધીમાં લાવવાનાં અનેક ફાંફાં તે મારવા લાગ્યો. આયદે છેક પાછલી રાતે ત્રણ વાગ્યા પછી તે સુધ્ધીમાં આવ્યો. જાંહાંગીરે આંખ ઉઘાડી આસપાસ નજર ફાંખી અને ધીમેથી લઠડની જબાને પુછવા લાગ્યો.

" પેલી-પેલી ગેઈ કે ?"

" તમે કોણુને વા તે પુછોછ ? તમારાં મોહરદારને વાસ્તે ?"

" નહીં ! નહીંર પેલી પરીન શેઠનાં-કાં ગેઈ ? તેનો ભુટ ! ઓ ! અને-અને—"

" પરીન પેલેસની જફાકારક કોહણી આ ડૉકટર સારી રવેશે જાણુતો હતો અને મરનાર પરીનના બખાસ વચ્ચે જાંહાંગીર વહેમાઈ ગયો હતો

એમ ધારી તે બોલ્યો! "મી૦ જાંહાંગીર! અહીં તેવું કોઈ છેજ નહીં! છ વરસપર તે મરી ગયલી જીવતી થઈ કેમ આવે! તમારૂં મન લોહીનાં જવાથી નબળું થયુંછ માટે ઝાઝું બોલો ના તે—

"અરે–મેં મારી નજરો નજર બાગમાં એને જોઇને પાછી અહીંબી જોઈ! ખુદા–ખુદા! સફેદ કપડાંમાં છુટા બાલ સાથે બાગમાં ઝાડની ઓથેથી મારી સાંમેથી પસાર થઇ ગઇ તે–તે મેજ જોઈ. અહીં મેં મારી આંખ ઉઘાડી તારેબી વાંકી વલી મારો ચેહેરો તપાસતાં એનેજ પરીનનેજ મેં જોઇ."

ડૉકટર વિચારમાં પડ્યો! શું જાંહાંગીર દીવાનો તો નહીં થયો હતો?

જાંહાંગીરનો નોકર જે નજદીક ઉભો હતો તે બોલી ઉઠયો! "શેઠ સાબ! અહીં તો તમે કેહોછ તે કોઈ નહીં ઉતું–પણ પેલી બાઇની ગવર-નેસ દીનબાઈ લામ ઉતી–તેનેજ જોઈ તમે પાછા બેભાન થઈ ગીયા'તા. લેઓ આએ ગવરનેસજ અહીં આવેછ તેને પુછી ખાત્રી કરો.

દીનાં લામ તે વેલા ઓરડામાં આવી અને પેલા નોકરે સર્વ બીના કહેવાથી તે નજદીક આવી બોલી. "છ વરસની વાતપર તમારી કોઇ સગી મરણ પામેલીનાં જેવા મલતા ચહેરાની હું હોવાથી મને જોઈ ધાસ્તીભરી રીતે તમે બેભાન થયા તેથી હું ઘણી દલગીર છેઉંજી. તમારી આગળ તમે સુધ્ધીમાં પેહલા આવ્યા ત્યારે હુંજ ઉતી. એતો પરીનનો તો તમુને ખાલી ધખારો ઉતોજી."

જાંહાંગીરે ધાસ્તીથી ફાટફાટ થતા ડોળાથી પાછી દીનાં તરફ નજર કીધી. તે શાંત રીતે ઉંઘાઈ જાય એવા ઇરાદાથી ડૉકટરે કેફની દવા આપી અને જાંહાંગીર કેફમાં પડવા પછી સહવારે તે જાગૃત થાય તો શુ કરવું તેની સલાહ દીનાં લામને આપી ડૉકટર ત્યાંથી વિદાય થયો.

બીજા નોકર સાથ દીના લામ જાંહાંગીરની નજદીકજ રહી. આખી રાતનાં ઉજાગરાથી તે બેચેન જેવી લાગતી હતી.

સહવાર પડી અને આલાંમાય ચા પી પોતાનાં ધનધન ધેરી ધણીની ખબર પુછવા આવી. તેનો ધણી પોતાની કલબમાંથી ધુમ ધીંચીને આવેલો મધરાતે બાગમાં દારૂની ઝુમમાં તુટી પડયો હોવાનીજ આલાંમાય ખબર જાણતી હોવાથી તેનું ટીચકું ચઢી ગયું હતું, અને જાણે કે તેણીને પોતાનાં આવા છાકટા ધણીથી કેવું ભારી અને શરમભર્યું લાગ્યું હોય એવી ફીસાથી, ચહેરાનો ડોબરો ચઢાવી બબડબબડ કરી રહી હતી. સારી રાતનાં ઉજાગરાથી, તથા ચાલુ મેહનતથી દીનાં લામ થાકેલી ખાતે સુસ્ત

લાગવાથી આલાંમાયે દીનાંને ચા પાણી કરી પોતાનાં બીછાંણાંમાં અલેટવા કહયું અને પોતે પોતાના ધણીનાં બીછાંણાં નજદીક ધણીના નામનો અખડાટ કરવા પડી. તેણીને જ્યારે એવી ખબર પડી કે જાંહાંગીરે મરતાર પરીન શેઠનાને પાતો તેનાં ભુતને મધરાતે બાગમાં પોતાની નજરોનજર જોઇ હતી તેની ધાસ્તીથી તે બેભાન તુટી પડયો હતો, ત્યારે આવી વાહીયાત અને ગાંડીઘેલી બકવા સામે આલાંમાયે પોતાનાં ધણીને હરકાટી કાઢયો, અને દારૂની ઝુમમાં એકાદ ઝાડને જોઈ બીહધો હશે એવુંજ અનુમાન ઉત્પન કીધું. જાંહાંગીર શેઠનાંનાં પરીનનાં ભુત જોવાથી બેભાન તુટી પડવાની ખબર વીજલી વેગે આખાં શેહરમા ફેલાઈ ગઇ, અને છેક બપોર પછી તે વાત રતન મેહતાને કાને પડવાથી તેબી ખરૂંખોટું જાણવા લાગલો 'પરીન પેલેસ'માં દોડી પોહચ્યો.

બાગમાંજ જર, આલાંમાયની બુચી હીરા સાથ રમતી, તેને સાંમે મલી અને રતને જાંહાંગીર માટેની ખબરઅંતર પુછી અને જાંહાંગીરે મધરાતે બાગમાં આબેહુબ પરીનને પાતો તેનાં ભુતનેજ તેની સાંમેથી થતાં જોઈ કેવી રીતે બેભાન તુટી પડયો હતો, અને દીનાં લામ ગવરનેસે ડૉકટરની સહાયતાથી ખડે પગે માવજત કરી કેવી અદાથી તેને હુસ્યાર કીધો તે સર્વ વીટક વાત તેણીએ રતનને કહી સંભળાવી અને આ વળી નવા ભેદથી તાજુબ થઇ તે અંદર જઇ પોહચ્યો. જાંહાંગીર બીછાંણાંમાં પડયો હતો, તેની સાંમે દીનાં લામ માવજટ અર્થે બેઠેલી ગાલીચો ભરતી હતી, જ્યારે પેલો લખોપતી શેઠયો ધન હીરામાણેક તરેહવાર ખુશ મીજાજથી વાતો કરતો દીનાંને રીઝવતો હતો, અને તેની સોબતની સામેલગીરીમાં ખુશનુદી અને મજાહ લાગતી હોય એવી કીસમથી દીનાં આ લખોપતી શેઠયાની વાતમાં ઉકમાઇથી અને ઉમંગથી રસ લેતી હતી.

દીનાંને મોંઢેથી સર્વ કેફ્યટ સાંભળી રતન તાજુબીથી બોલ્યો "જાંહાંગીર શેઠ! મરણ પામેલાં વાહલાં કે દુસમેનો આ દુન્યામાં ભુત થઈ આવતાં હોય એ નહીં બને એમ છે, ને તોબી તમારી ભેદભરી વાત સાંભળી મને ઘણીજ તાજુબી લાગીછ."

"મેં મારી નજરોનજર જોઇને પછી બેભાનીમાંથી બેદાર થયા કેડે મેં આંખ ઉઘાડીને—"

"ને આ ગવરનેસને જોઈ તમે મરનાર પરીન પાછી આવેલી સમજી પાછા બેભાન થયા. આએ ગવરનેસને તમે તમારી મરનાર સગીજ સમજવામાં ભુલ કીધી! મલતા ચેહેરાની મુસકેલીમાં તમે ચીંતામાં આવી પડયાછ!"

આ વેળા દીનાં તે ઓરડામાંથી બાહાર ચાલી ગઈ, અને જેમ માહતાબ એકાદ વાદળામાં છુપાતાં ચોમેર અંધકાર વ્યાપી રેહવાથી એક આદમી જેવી રવેશે બેચેન બને, તેમજ દીનાં લામનાં ચાલી જવાથી જાણે કે ધન હીરામાણેક બેબાખલો અને બેચેન બન્યો હોય એવી બેદલબરી અદાથી તેબી તેણીની પાછળ ઘસડાયો.

રતન અને જાંહાંગીર બંને એખલા પડયા. "રતન! ખરૂં કહેઉંછ કે આએ ગવરનેસને જોઈ મને બીહકબી લાગેછ ને વળી તેની માયાભરી કાલજીથી ખડે ખુદ માવજત કરવાથી મારો જીવ ખુશબી બનેછ! પેલી-પેલી મરનાર કાકાની મરણ પામેલી પરીનને આએ છોકરી એટલી તો આબેહુબ મલતી આવેછ-તેજ ચહેરો—તેજ આંખ-કે મને તેને જોઇને બસ અગાઉની જક્‌કારક ગમખ્વાર કાંહણી યાદ આવી મારાં હાડેહાડ ધ્રુજી ધમકી રેહચ. પણ મરનાર પરીનનાં જેવી આબેહુબ એ કાંય લાગેછ?"

"જાંહાંગીર! દુન્યામાં ઘણી વેળા મલતા ચહેરાઓ મલી આવેછ અને અત્રે બી તેમજ હોશેજ-વળી કદાચ મરનાર પરીન તમારા કાકાની છોકરી નહીં હતી પણ પારકીજ કોઈ ગરીબની છોકરી હતી તે કદાચ તેની બેહન કે કાંઈ માસી-મામી કે કાકીની આએ દીનાં છોકરી હોય તેથીજ મરનારનાં જેવો આબેહુબ ચહેરો મલતો આવે એમ બી બની શકે. પણ તોબી મને એ મરનાર સગી પરીન શેઠના માટે ઘણીજ તાજુબી લાગેછ. વેલ, મરનારની કાંઈ સબી હોસેની?"

"હા છે-જરા તકલીફ લેશો રતન! પેલી સાંમે કબાટ છે તે ઉંગાડ ને ડાબી બાજુ પરનાં ખાણાંની અંદર બોકસ છે તેમાં એની સબી છે તે લઈ આવ."

રતન કેહવા મુજબ ઉઠયો, અને કબાટ ઉંઘાડી અંદરથી સબી કાઢી બારી નજદીક જઈ તેને લાંબો વખત જોવા પડયો. બેશક, જાંહાંગીર જણાવતો હતો તેમ મરનાર પરીનનો ચહેરો આબેહુબ તાજુબી પમાડનારી હદ સુધીનો દીનાં લામને મળતો આવતો હતો, પણ તે ચહેરાવાલી દીનાં લામજ હતી એમ તે અનુભવી કે અટકળી શકયો નહીંજ. પાંચ મીનીટ પસાર થઈ મગર રતન મેહતા વિચારવંત ધપે સબીને ટીકસી બારી આગળજ ઉભો રહયો, અને જાંહાંગીરે તેને હાંક માર્યો ત્યારેજ તે બીદાર થઈ તેની નજદીક આવ્યો.

"કેમ, રતન, શું સ્વપ્નાં જોયછ? કાંય હું બોલુંછ તે ખરૂં નથી?"

"અલબત, ખરૂંજ છે. ચહેરો આબેહુબ મરનારને મલતોજ આવેછ ખરો જાહાંગીર. જો પરીન શેઠનાં કીસમતની કમનશીબી વચ્ચે આપઘાત કરી તે દાહારને બાર ન પોંહચી હોય અને પોતાનો કીનો અને વેર લેવા જો જીવતી હોય તો જેવો ચહેરો આ સબીમાં દીસેછ તેવોજ ચહેરો દીનાં લામનો હું ધારી શકું!"

"ઓ ખોદા!" મો'ત જેવો ફીકકો પડી તે ધાસ્તીથી બબડયો "એ પરીન મરી ગેઇછ ત્યારપછી જાણે કે એની જીગરોમાંથી નીકલી પડેલા હાયનાં ધુવાની જીવલેણ અસરો વચ્ચે ગુંગલાયો હોઉં એમજ મને નીરાંત નથી-છતે પૈસે સુખ ને ચેન નથી, ઓ ખોદા! મેં એને જ્યારે હાંકી કાઢી તે વેળા જનુનનાં આવેશમાં તે ખુદાને બાર કસમ નોંધાવેલા કે એ જો આવી કંગાલ મુશ્કેલીમાં જીવસે તો તેનો બરાબર કીનો મારી પર લેશે ને જો મરી જશે તો ભુત કે દાકણ થઇને બી મારી પુઠ પકડી પોતાનું વેર લેશે! ઓ! ઓ! મને-ધ્રુજરાં છુટેછ-હંડીનાં લખલખાં લાગેછ! આએ પાપનાં શ્રાપથી મારાં હાડેહાડ ધ્રુજેછ! આહ! મરી ગેઈ પણ પોતાના કસમ પાળવા આયંદે ભુત થઇને બી મારી પુઠ પકડીછ-ઓ ખોદા! મારા પાપ માફ કર! આહ-પરીન-પરીન—"

અને ધાસ્તીનો માર્યો જાંહાગીર બેઅખત્યાર ધસાંધસ રડવા પડયો; રતનનું દીલ દયાથી દાઝી ગયું, અને તેને દીલાસાનાં સખુનો કહી તેને શાંત રાખ્યો. તે જાણતો હતો કે જુવાનીનાં જોરમાં કીધેલાં બાહબારત પાપની સજા આ દુન્યાથી રદબાતેલ પોર્યો ધણીજ ગમખ્વાર રીતે ભોગવતો હતો.

"મે ઘણું ખમ્યુંછ-એ હાયની લાખોની દોલત મને શ્રાપ સમાન થઈ પડી અને બાહરનાંની નજરે હું લખોપતી દેખાઉંછ પણ બાનેનથી મારી સ્થીતી કંગાલ થઈ પડીછ-મરનાર પરીનનો હક લુટી, તેની લખોની દોલત પચાવી પાડી, તેને ગરીબી હાલતમાં રસ્તે હાંકી કાઢી તેને આપઘાત કરાવાની ફરજ પાડી હું ઓચીંતો લખોપતી થયો. હું સુખી નથી મને ચેન કે નીરાંત નથીજ-એ ભલી છોકરીએ પોતાનાં કસમ પાલ્યાછ ને મારી પુઠે ભુત થઇને પકડીય તો હવે તો મને દરરોજ સતાવસે તો તેની ધાસ્તીના ધ્રુજારા વચ્ચે હું દીવાનો બનીનેજ પાપનાં શ્રાપ ભોગવતો કંગાલ્યાતમાં મરસ-ખુદા! મારાં પાપ માફ કર!"

રતન જાહાંગીરને દીલાસો દેઇ જવા ઉઠયો, પરંતુ જાહાંગીરની રજા મેળવી મરનાર પરીન શેઠનાની સબી પોતાની સાથેજ રાખી 'પરીન પેલેસ'માંથી બાહર પડતાં અંધારાનો લાંબો દમ તેણે ખેંચ્યો.

"ઘણુંજ તાજ્જુબી ભર્યું! નહીં સમજ પડે એવું ભેદભર્યું ઉખ્યાણું! ઠીક! આ ગવરનેસનો ભેદભર્યો ભરમ જાણવા હું એક બી ચીજ ઉલટાવ્યા વગર હારીખાઇ બેસવાનો નહીંજ."

અને જાહાંગીર! ગરીબોને હયરાન કરવાનાં બદલામાં પાપની સજા ભોગવવા તે કંગાલ્યતમાં પડયો હતો. ગરીબોના શ્રાપ અને તેઓનાં તુટેલાં જીગરોમાંથી નીકળતી હાયનો નતીજો આયંદે જફાકારક અને ગમખ્વાર રીતે ઘણો સીતાબીથી મળી શકે છે, એમ હવેજ આ અક્કલહીણ, પાપી બદમાસ સમજવા લાગ્યો, મગર અફસોસ, હવે પશ્ચાતાપ ઘણોજ મોડો હતો! જેવું તેને કીધું હતું તેવી કરણીનાં ભુડાં ફળ ચાખવાની શરૂઆત અત્યાર આગમજની થઈ ચુકી હતી.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### દીનાંનો બીજો ભરમ.

મરનાર પરીનની સખી લઈ છેક અંધારૂં થવા આવ્યા પછી રતન મેહતા 'પરીન પેલેસ'માંથી વિચારવંત રૂપે બાહર પડયો. દીનાં લામ ગવરનેસને જોકે ગરીબની પોરી તે ધારતો હતો, છતાં તેનો દમામદાર દેખાવ જાણે કે જરદાર આગેવાન કુટુંબની એકાદ છોકરી માફક ટેકાવવાલો રતનને લાગ્યો. તે તેણીને બરી પરાક્રમી, પાખંડી અને ઢોંગી અબળા ધારવા લાગ્યો, કાંકે એક સાલેસ અને ગુણવંતી અબળાને ન છાજતી અદાથી રતને તેણીને મધરાતે ભુતખાનાં આગલ પકડી પાડી હતી તે વેળા પોતાને પકડાઈ આવેલી જોઈ આ લુચ્ચી ને બાંગર છોકરીએ રતન મેહતાને બનાવવા અને ઠગવા તરેહવાર બાંહણાંઓ અને ઉલટાપ આપી હતી, અને આંવી મધરાતે આ છોકરીને એખલી જોવાથી તે હદથી જ્યાદા શંકાશીલ બની રહયો હતો, અને તેનો ભરમ જાણવા અને શોધી કાઢવા તે હજારો પ્લાનો પોતાનાં અશાંત મનમાં રચતો 'પરીન પેલેસ'નાં વરંદા પરથી ઉતરી, બાગમાં ધીરે ધીમે ચાલતો બાહેર નીકળવા જતો હતો, તેવામાં દુરથી ઝાડોની ઘટા વચ્ચે એક ઓરત અને મર્દનાં આકારને ઉભેલાં જોઇ રતન સ્વભાવીક ચોંકયો, અને તેઓ જ્યાં ઉભાં હતાં તેની પછવાડે ગીચ ઝાડી

આગળ આવી તેઓ કોણ હતાં તેની ખાત્રી કરવા લાગ્યો. તે ઓરત કોઇજ નહીં પણ દીનાં ગવરનેસજ હતી એમ તેનાં ચહેરાપરથી તેમજ ઢપછપ ઉપરથી તેની ખાત્રી થઇ, મગર તેની સાથે વાત કરતો ઉંચો અને મરદાનગીભર્યા સોહામણા ચહેરાનો ઇંગ્રેજી પોષાકમાં સજ્જ થયલો મર્દ કોણ હતો તે તે મુદલજ અનુભવી શક્યો નહીં. દીનાં લામને અંધારાનો લાભ લઇ કોઇ ત્રાહીત મર્દ સાથ વાત કરતાં જોઇ તે વધુ શંકાશીળ બન્યો, અને તેઓ શું વાત કરતાં હતાં તે ઉપર ધ્યાન આપવા દમ ઉંચો રાખી છુપાછુપ સાંભળવા ઉભો.

"નહીં, નહીં વહાલા ભાઈ" દીનાં ગમખ્વારીથી બોલતાં સંભળાઇ "તું કશી ફીકર ના કર! મારૂં માનીને, હોમી તું આયોછ તેવોજ એકદમ પાછો જા–હોમીબાઇ–આજને આજજ પાછો ચાલી જા. તું શું કામ ગભરાયછ! મારો ખુદા મારી સાથે છેજ! ખુદરતના ભેદભર્યા સંજોગોને શરણ થયલી હું બીનઅનુભવી વગર જાણથી અહીં આવીછ તો હવે તે ખુદરતનાં હાથમાંજ મારી સરજાટ સોંપી આગળ ને આગળ હું રસ્તો લેવસ." અને આટલું બોલી દીનાંએ પોતાના હાથમાં પેલા મર્દના બંને હાથો માયાથી કે વાહલથી પકડેલા રતને જોયા; પેલો સખ્સ તે પછી ઘણુંજ ધીમેથી બબડયો અને તે સાંભળવાની ગમે એવીબી કોશેશ કરવા છતાં તે શું ધીમેથી બોલ્યો તે રતન કમભાગ્યે મુદલજ સાંભળી શક્યો નહીં.

"શું? હું અહીંથી જતી રેહું? હોમીબાઇ! વાહલા ભાઈ! તારી રૂડી સલાહ મને ગળામાં આવી ખુટેછ! નહીં! નહીં! એક રસ્તે જો આગળ પડી તો તે રસ્તાનો છેડો આવે ત્યાં લગીન સબુરી અને સહન-સીલતાથી ખુદરતને તાબે થઇ, પાછળ હઠવાનાં કરતાં આગળ ને આગળજ રસ્તો લેવામાં હવે તો ડાહપણ છે! તું ફીકર ના કર વાહલા ભાઈ! તુંને ખબર છે કે કેવો ખુદરતનો ભેદભર્યો સંજોગ થયોછ કે પેલી મેહતાની મેહરાંનીબા પધરામણી અહીં થયલી છે! કેવું અજબ જેવું? આહ! દુ:ખી અને તુટેલું જીગર તેનો બદલો લેવા તલપલી રહેલું છે! પણ ધીરજ–બસ ધીરજથીજ મારે આગળ રસ્તો લઇ મેં જે ખુદાને બાર મારો જીને લેબાનાં પવીત્ર કસમ લીધાછ તે પુરા પાડવાની તે કીરતારની કરમ–બક્ષેસ અને રહેમદીલી મારા ઉપર ઉતારે એવીજ આરજુમા હું ધીરજ પકડી બેઠીછ!"

"પણ તારે તું નહીંજ માનતી–હમેશની એકજ વચની થઈ હજીબી તું તારી આવી હીણી સરજતમાં બી મક્કમ રેહેછ? હું દલગીર છેઉં ડીયર

કે મારી અરજ નામંજુર રાખી બેઠીછ! ખેર! તારી મરજી છે તો હું એખસોજ પાછો જવસ! સુખી રેહે!"

"વાહલા ભાઈ! શાને વાસ્તે દલગીર થાયછ? મારું થાયછ મે સારાંનેજ કાજે! તું બસ મારી અરજ માન. આજે રાતેજ બની શકે તો પાછો જા–કાગળ મારફતે શું શું ભેદભર્યા બનાવો બનવા પામેછ તે હું જણાવતી રેહવસ! ચાલ–સાહેબજી વાહલા ભાઈ."

અને તેનાં બંને હાથો ચુમી દીનાં ત્યાંથી હરણીની ચપલતાથી બીજે રસતે નીકલી ગઇ, અને પેલો સખ્સ બી દીનાંને જતાં જ્યાં વેર તે દેખાઈ ત્યાં વેર ત્યાંજ ઉભો રહી જોયા પછી લાંબો નિશ્વાસ ફેંકી ત્યાંથી ભારી પગલે ચાલી ગયો

દીનાં લામની વાતચીત સાંભળી પેહલી હરોલમાં તો રતન મેહતા જાણે કે મુઘ્ધબુધ્ધ વીનાનો હોય એવીજ અદાથી જ્યાં ઉભો હતો ત્યાંજ ચોટકી બેઠો. જ્યારનો તે 'પરીન પેલેસ'માં આવતો જતો થયો હતો, ત્યારથી દીનાંનાં ભેદથી તે વધતો શંકાશીળ અને તાજુબ બની રહયો હતો, અને એક રાત્રે છેક બાર વાગે ભુતખાનાં આગળ આ પ્રપંચી અને લુચ્ચી અબળા નધારેલી રતનને મલી જવાથી તેનો ભેદ શોધી કાઢવા પાછળ તે મંડયો હતો, તેવામાં આજની કોઈ ત્રાહીત સખ્સની છુપી મુલાકાત અને તેની સાથની વાતથી ગોયા હદથી જ્યાદા તાજુબ બનવા ઉપ્રાંત ઘણોજ શકમંદ બન્યો. પેહલી હરોલમાં તો તે ધાસ્તીથી ચીંતાતુર બની રહયો કે એકાદ પળે દીગમુઢ બની જાણે કે પોતાની હસ્તી બી ગોયા વીસરી ગયલો જણાયો કાંકે દીનાં ગવરનેસે વાતચીતમાં જે મેહતાની મેહરાંને વાસ્તે ઇસારો કીધો હતો તે તો તેની પોતાની બેહનજ હતી, અને પોતાની બેહનને આ ભેદ-ભરી પાખંડી છોકરી દીનાં કેવી રીતે, કયાંથી અને કેવા ભેદી સંજોગોથી ઓળખી શકે, અને પેલા ત્રાહીત મર્દ આગળ પોતાની આ બેહન મેહેરાંની યાદ દેવડાવવામાં આ ભેદી છોકરીનો શું હેતુ અને ભાવાર્થ હતો તે મુદલજ સમજી ન શકે એવો ભેદભર્યો અને ગુચવાડાભર્યો સવાલ રતનને થઇ પડયો. વળી ખુદાને બાર પવીત્ર કસમ લીધેલા અદા કરવાની અને કીનો લેવાની જફાકારક અને ત્રાસદાયક યોજનાં કોણને માટે આ અપરાધી છોકરીએ ઘડી રાખી હતી, અને તણીને એવું તે શું માહભારત દુઃખ આગલા વખતમાં થયું હોય કે જેથી તુટેલાં જીગરે તે કીનો લેવા તરસી બની રેહી હતી તે આ સાલેસ જુવાન મુદલજ સમજી શકયો નહીં. તેનું ભેજુ ચકભમ થઇ ફરવા લાગ્યું; આજની ભેદભરી વાતચીતથી તેણે નક્કી અનુ-

માન બાંધ્યું કે આ ગરીબની પોરી ગવરનેસ ઘણાં ઉંડાં પાણીમાં ફરવા ઉપ્રાંત હદથી જ્યાદા પાખંદી, બાજંદી, લુચ્ચી અને મકકરખોર હતી.

તેનો ચહેરો ચીંતાથી જર્દ મારી ગયો, તેની છાટી વિચારનાં દચકાં-ઓથી ગોયા ગુંગળાવા લાગી. પોતાની બેહનનું નામ દીનાંએ શાને વાસ્તે પેલા મર્દ આગળ દીધું હતું અને તે તેની સાંમે એકાદ ગુંચવાયલા ગુચડાં માફક બીકટ અને અઘડો સવાલ થઇ પડવાથી પોતાનાં મનમાં મુન્જાતો બબડયો, "આએ દીનાં છે કોણ? મારી બેહન મેહરાં સાથ એને શું સંબંધ? ઠીક! ઠીક! તું તારા ભેદથી બધાંનેજ ગુંચવાડામાં રાખેછ, છોકરી, પણ આજથી હું કસમ લેઉંછ કે તું કોણ અને કેની છે તે મારે બની શકે તો ગોયા આકાશનાં ઉંચાણમાં નહીં તો પાતાલમાં પેટામાંબી ગરક જઈ શોધી કાઢુ ને ફર શોધું. મારી મેહરાં સાથ તુંને ને પેલા શખસને શું લાગેછવળગેછ તેબી હું જાણવા માટે આખી ખલકતને ઉંધી કરીનેબી ખોલા કાઢસ."

અને ગમગીન વિચારોની ગીરફતારીમાં ગર્ક ગયલો તે ભારી પગલે 'પેલેસ'માંથી બાહર પડયો.

---

## પ્રકરણ ૨૦ મું.

---

"જેવું કરશે તેવું ભરશે, એવો છે ખુદરતનો ખેલ,
જેવું માંગશે તેવું પામશે, એવો છે જગતનો મેલ,
માગે આરૂં, થાય ન સારૂં હોય પાપમાં છકેલ,
લાગે જેવું વાગે તેવું, પામે જે પોતાની પેહેલ!"

"કાંય પપાજી! મને તેરાવી?" જર પોતાનાં બાપ સર જાલેજરને શોધતી બાગમાં આવી ઉભી.

"હા! દીકરી મને તારી સાથે ઘણીજ ખાનગી ને ગંભીર વાત કરવાની છે! આવ બેસ."

પોતાનાં બાપની એવી તે શું ખાનગી વાત હશે તેથી તાજુબ થતાં તે પોતાનાં પીતાની પાસે આતુરતાથી બેઠી અને આસપાસ કોઈ ન હોવાથી પકકી ખાત્રી કરી લઈ જાલેજરે ધીમેથી શરૂ કીધું. "દીકરી! પેલો લખો-

પતી ધન હીરામાણેક આવ્યાને બધા દહાડાનાં દહાડા પાણીનાં રેલા માફક પસાર થયા, પણ મેં જે ઉમેદ મારા મનમાં રચીછ તેને બરનું ભાગ્યવંતુ કાંઇબી આજ તક થવા પામ્યું નથી તેનો મને દરરોજ અંદરનો અંદર ઘણો અફસોસ બરપા થાયછ! જર-મારી ટલ્યાંઝાંટક સ્થીતીમાંથી છુટવા મે ઇચ્છયું'તુ કે ધન જ્યારે ચાલી ચલાવી અકોંવેર તુંને શોધ્યનો આવે ત્યારે બની શકતી તરતીબ ને તદકીરથી તારે હાથ કરી લેવો, કે જેથી તું એક લખોપતીની ભાગવંતી મોહરદાર થવા ઉપ્રાંત મને મારી લેભાગુ લાચાર હાલતમાં માહબારટ ટેકો થઈ પડે, પણ તેંબા આજ વેર તેને છટકામાં સપડાવવા કાંઈ કીધું નથી એ માટે મને બહુજ અફસોસ થાય છે! દીકરી મારાં ભવીષ્યમાં બનનારા જફાકારક બનાવની આગાહીથી હવે મારાં હાડે હાડ ધ્રુજેછ! માંગનારાંઓને હાથનાલી આપી હું વધુવાર આવી ભપકાભરી જરદાર સ્થીતીમાં કદીબી રહી શકનાર નથીજ અને એકબારગી જો સહેજબી સંસારો બાહર જવા પામે કે હું તો તદનજ ગરીબાઈની કંગાલ્યટમાં ગબડી પડયોછ, તો યાદ રાખજે દીકરી કે ધનવાન ને આગેવાન ચાપલુસીખોર પોર્યાઓ હાલ તારી પુઠે પુઠ ભમરા માફક ભમેછ તેમ તે વેલા તારા જેવી ગરીબ થયલી લાચાર બેચાર પોરીનો કોઈ ભાવબી પુછશે નહીંજ! દુન્યા મતલબની છે! ચલકતી ચાછચાછનાં ચલકાટ ઝલકાટમાંજ આજ ને કાલ તો માન અને શોભા સચવાયલી છે. સમજી" અને હયાં તેણે લાંબો નિશ્વાસ ફેંકયો.

"પણ પપા તેમાં તમે શું મારો વાંક કાહડોછ! હું તેમાં સું મારૂં માથું ફોરી લોહી કારૂં! મુતું નશીબબી એવું બે આંગલ આગળનું આગળ દોરેછ કે જે વેલા એક દિવસ ચાલ્યો ચલાવ્યો ધન મારા હાથની ઓફર કરતો મારી આગળ આવ્યો અને પોતાની મનની ભલી મુરાદનો પાક એકરાર કરવા તૈયાર હતો ને તેજ કટોકટ અભાગણી ઘડીએ પેલી રાંડ કાભા ગવરનેસ દુકતી ત્યાં એકાએક કવાબમાંનાં હાડકાં માફક આવી નડી ને તે દીવસથી તે આજની ઘડી વેર મેં આશા રાખીછ કે ધન બીજી વેલા પોતાની ઓફર કરવા મારી આગલ આવે, પણ અફસોસ, કે હું મારા વિચારમાં ઠગાઈછ! આએ ધનબી મને તો કોઇ ઉલ્લુનો પઠો ને પારખુંનુ પુછડું લાગેછ, કાંયકે અભાગણી ઘડીથી પેલી રાંડ નાપાક ગવરનેસને જોઇને જોઇ, તે ઘડીથી તે રાંડનાં એબલગામણાં ચહેરાપર એબી તાજુબી પમાડનારી કીસમે મોહી પડયા, ને તે દિવસથી મારી સાથ વધુ વખત પાસ કરવાને બદલે આએ રાંડ કોઇ હીણાંછીણાં રખડેલ અને મુવાં

લુચ્છાં ચોતાં રખડતાં રવડતાં માયબાપની એવીજ ખંધી ને એબલગામણી પેટભરી પોરી પર હવે ઓભાઈ પંથરાય જાયછ, તે મને શું જોવાની આંખ નથી? ને પપા, જે જુવાનનું દીલ મારી તરફ નહીંજ તેવા સાથ માત્ર દોલતની લોભ અને લાલચને ખાતર મને તેની સાથ પરણવાની ઓહસ કરોછ તો તેવો જુલ્માત હું કેમ ખમી શકું?" જરનો ચહેરો બોલતાં બોલતાં ગુસ્સાથી લાલ બની ગયો.

"પણ ગરીબાઇમાં અવત્યાં મારવાનો જુલમ તું કેમ ખમસે તેનો વિચાર કર, દીકરી! હું ભીખારી થવસ તો તુંબી થશે તો પછી તુંને ગરીબીમાં અવત્યાં મારવા પરસે સમજી. તું બાહરથી તો મોભાદાર ને વગદાર સરની છોકરી છે મગર બાતેનથી સાધારણ ગરીબ વરગથી હાલ કોઇબી પ્રકારે ચઢતી પંકતીની નથીજ. તું જોયછ કે જાણેછ કે ધન અદેખાઇ ઉપગ્નવનારી હદ સુધીનો પેલી ગવરનેસ ગરીબની પોરી ઉપર ફીદા બની રહયોછ અને તેના સહવાસમાં સુખ સમજી તેની સોડ સાંધવા તે નીરંતરજ તલ્પી રહયોછ! અગાઉ આલાંમાયના હુકમથી એ ગવરનેસને આપણે હોલમાં કે કેંઇબી બેઠાં હોઇએ ત્યાં ફટકવાનો જરાબી હુકમ નહીં હતો, ને હાલ ખાસ જાણે કે એજ ધનની સત્તાથી તે આપણી સાથ ભેલાયછ ને તેનાં આગ્રહથી વાતચીતમાં ભેલાઈ ગીતરંગ ગાઈ વધુ ને વધુ ધનને આ લુચ્છી પોરી પોતા તરફ ખેંચેછ. એનો એનો ઉપાય કર, દીકરી, નહીં તો યાદ રાખજે કે આ ગરીબની ખંધી ને પાખંદી પોરી પોતાની ગરીબાઇમાંથી સદાની છુટવા આ લખોપતી જુવાનને એક હાથ કરી તેની સાથ કદાચ પરણી જશે તો તું સદાની હાથ ઘસતી કુંવારીજ રહી જવાની. તારી ગરીબ સ્થીતી જો જણાશે તો એક કોમન સખસબી તુંને ધુંખારીને જોયે નહીં, એ મારા બોલને યાદ કરજે. જરા ટક મલવે તુંજ એને ધરીને એની કબુલાત લઇ લે, એની પુઠેપુઠે ભમીને કે ફરીનેબી એને તારા છટકામાં સપડાવી બાંધી દે કે પાછલથી પસ્તાવો કરવો પડે નહીં. જર સંભાલજે, પેલા વલી રતન મહેતાની અતરેની આમદથી જો તારૂં ભેજું જેમ છ વરસ પર ગીયું 'તુ તેમજ જો હાલ ચકભમ થયું હોય અને જો અગાઉની જાનફેશાંની હાલ પાછી ઉભરી આવી હોય, અને તેનાં જેવા ભુખરીબારસને ગરીબનાં પોર્યા તરફ જો તારો દીલસોજી બતાવનારી ચાલચલણુથી જો આ લખોપતી જુવાનને મચક નહીં આપતી હોય તો તેમાં તું તારી ખાનેખરાબી હાથે કરી કરશે એ યાદ રાખજે. એ ધનની પુઠેપુઠ ફરી પેલી રાંડ ગવરનેસ પોરીનાં કરતાં

ધનની નજરમાં તું ઉંચો અને મોહબતવંતો છાપ બેસાડવાની કોશેશ કર, નહીં તો મારૂં માનજે કે તું બનીશમાં જરૂર પસ્તાસે. જ્યારનો એ રતન અહીં આવી નડયોછ ત્યારનો મને તારી પર જરાબી વીસવાસ નથી. તું આલાંમાયને સમજાવી કાંઇબી કરી પેલી રાંડ ગવરનેસને બાહર કહાવ કે જેથી તારો રસ્તો કાંઇબી કરી ખુલ્લો થાય."

"પપા—તમે મને ઘણું ઇનસલ્ટ કરોછ! રતન મેહતાને મસે મને ઘણું સખત બોલોછ. અકસમાતીક રીતે એ અહીં આલાંમાયનો માનીતો થયો તો પછી શું એનેબી અહીંથી ખરતો કરાવવાની તમારી મતલબ છે? શું હું લોકોને દેખડાવા ને તેઓની હસીમાં આવવા રતન સાથ વાત નહીં કરતાં ઉંચે મોઢે ફરૂં? એમ કેમ બને? તમે ખોટો શક તમારાં મનમાં લાવોચ. વલી ધનને પગે હાથે લાગતી અને તેને હાથની ઓકર ચાલી ચલાવીને મને વરસ વેચાવા જેવી અને મને હીણપસ્તી અને નીચું દેખાડવા જેવી અકક્લ વગરની લાગેછ! હું મારો ટેકને ટેકાવ છોડી દઇ એમ તો કદીબી તેને પગે હાથે લાગવા જવા મારી આબરૂ ગુમાવું નહીં આહ! પેલી રાંડ પેટબરી દુકતીને વાસ્તે હું જરૂરજ આલાંમાયને સમ જાવસ ને બને તેમ તેને અહીંથી પેડો અપાવવાની હું તજવીજ કરસ. એ મરે રાંડ પેહાની પરતી ને આવતી જતી!" અને જેટલી દેવાઇ એટલી ગાળ દેતી તે ઉઠી અને મીજાજમાં ઝડફથી ચાલી ગેઇ, અને તેનો બાપ તેની પાછળ ધીમે કદમે પાછળ ગયો.

આ બાપ-બેટીની સર્વ વાત તથા બેટીની અદેખાઇનાં આનસથી બલતાં જીગરમાંથી નીકલેલી પેટ ભરતી ગાળો ધન હીરામાણેક શબ્દે શબ્દ સાંભળી લીધી હતી. તેઓ બાજટપર બેઠાં હતાં ત્યારે ધન હીરામાણેક દીનાને શોધતો બાગમાં ઉતરી પડયો હતો, અને આ બાપ-બેટીને બાગના એકાંતમાં ગંભીર ગુફતેગોમાં મશગુલ જોઈ તે તેઓની પાછળની ગીચ્છ ઝાડી આગળ છુપાછુપ માંજનું જોતો ઉભો અને ઉંચે દમે વધતી જતી તાજુબીથી આ લખોપતી શેઠયાએ આ બાપ દીકરીની વાત બરાબર સાંભળી અને તેઓનાં ત્યાંથી જવા કેડે સખ્યારાનો લાંમો દમ ખેંચ્યો અને ખુદરતથી મલી ગયલા આ નવી જાતના સબકથી તથા બનીશમાં આવી પડતી મુશકેલીમાંથી કેટલે દરજ્જે પોતાને છુટો થયલો જોઇ તે કીરતારની તેણે લાખોલાખ શુક્ર ગુજારી કીધી

જસાવાલાની જરને તે સાલેસ, માયાળુ ગરવી અને નમાનીજ સમજતો હતો, અને પોતાનાં બેહસ્તી બાપનાં બીછાણાંપર જાલેજર જસા-

વાલાની આ જર સાથેજ બનતાં તુલીક સ્વાદીની સાજવારીથી એક થવા મરતી વેળા તેનાં બાપે ખાહેશ બતાવેલી હોવાથીજ તે ખાહેશને માન આપવા તે ચાલ્યો ચલાવ્યો હયાં વેર આવીને જરને હાથની માંગણી કરવા તે ગયો હતો, મગર કટોકટ વેળાએ તેનો તાજુબી પમાડનારી હદ સુધીનો બચાવ થયલો જોઈ હાલ તે દાદગર દાવરની જીગરો જાનથી સ્તુતી કરવા લાગ્યો, કાંકે જર કેવી તુમાખી અને મગરૂર નમબળા હતી તે તેઓની વાતચીતપરથી ઝટ અનુભવ્યું હતું, અને જો તે અગાઉ ધન હીરામાણેક આ ઠગ અને ઢોંગી છોકરી સાથ કબુલાતથી એક થઇ બંધાઈ ગયો હતે તો નશીબમાં આવી લુચ્ચી મતલબી અને ગણત્રીબાજ ગરૂર અબળા સાથ છતે પૈસે તે દુઃખનાં માહસાગરમાં સરબસર ડુબી જતે એમજ તે ધાસ્તી કરવા પડયો.

"બેશક જેવી મોનાં પરથી ગોરી ને મીઠી છે. તેવીજ આ તુમાખી છોકરી લુચ્ચી અને પાખંદી તેમજ અદેખી માલમ પડી આવી" ધન બબડયો. "ઠીક! ઠીક! ગરીબો તે જાણે કે તદનજ ગટરમાં નાખી દેવાનાં હોય એમજ એ છોકરી તુમાખી છોકરી પેલી બીચારી સાલેસ, નમાની, ને ગરવી ગરીબની દીના ગવરનેસનાં પેટપર લાત મુકી તેને રસ્તે રખડાવાનો જે સંકેટ રચેછ પણ તેમાં તે કેટલી હદ સુધીની ફ્તેહ પામેછ તે હું બી જોવસ! મારે મનસે ગરીબ અને તવંગર એકજ સરખાં! મારે મનસે જર અને દીનાં એકજ સરખીજ! જરદાર માલેતુજારની છોકરી છે તો શું થયુ, એ દીનાં કોઈ મુફલીસ મોહતાજમંદની દીકરી થઇ તો શું મુજાહકો? બંને તે દાદગર દાવરનીજ બેદી બનાવત છે! એક સાલેસ, ગરવી, નમાની, તાબેદાર અને ગુણવંતી છોકરી પછી તે ગમે તો મુફલેસની બેટી હોય પણ મારે મનથી તે રાજકરતી રાણીજ ગણાય। ઠીક! ઠીક! જર! ખુદાની હું શુકરગુજાર કરંચ કે તું તારા ખરાં રૂપમાં ઓળખાઇ આવીછ! જોઉંછ કે ગરીબ છોકરીને હયરાન કરવાથી નતીજો તુંને કેવો મલેછ!"

અને વિચારવંત ધપે આ લખોપતી સાલેસ જુવાન પોતાનાં અશાંત મનમાં જરભરી અને મુફલેસીનો, સાલેસાઇ અને તુંડાઇનો તેમજ ભલમનસાઈ અને તુમાખનો મુકાબલો આ બંને છોકરીઓનો કરતાં તે પોતાનું મન શાંત કરવા કાજે બાગની બહાર પડયો.

---

# પ્રકરણ ૨૧ મું.

## લોકીટ કોણની ?

દીનાં લામ એક સાંજે બાગનાં એકાંતમાં એક બાજતપર પોતાની વર્ક બાસકેટ મુકી આલાંમાયનેમાટે લેસ ગુંકતી પોતાનાં સુંદર બુલબુલી શરોદે ગીત ગાતી નિર્દોષ અદાથી બેઠી હતી. અને તેનો સુંદર હલક ધન હીરામાણેક તે જ્યાં બેઠી હતી તેની પાછળથી સાંભળતો અને વખાણતો ઉભો હતો, તે આ દીનાંને સહેજ પણ અંશે ખબર હતી નહીં. ગીત ગાઈ રહયા પછી ધન કુદકો મારી દીનાંની નજદીક એકદમ આવી ઉભો, અને તેનાં સુંદર હલકે ગાયલાં ગીતનાં મીઠાસથી તેનો જીવ હદથી જ્યાદા દીલખુશ થયલો હોવાની પ્રમાણીક અને સાચી સીફારસનાં વખાણભર્યા માયાળુ શબ્દો તે બોલ્યો, જેની મોહબતવંતી અસરો હેઠળ દીનાંના મનોહર રૂખસારો ઓશકથી ગોયા લાલ થઈ ગયા, અને મીઠાસથી હસી ધનનો તેની સારી લાગણી માટે આભાર માનવા લાગી.

ધન હીરા માણેક આ ગરીબની છોકરીને તે કશીબી સુગ ધરાવયા યા કચવાયા વીનાં તેની દીલખુશ અને મનપસંદ સામેલગીરી અને હાજ-રીની આર્જુ ધરાવતો તેની સોડ સાંધતો હતો. પેહલી હરોલમાં તો આ ગરીબની ગવરનેસને નોકર વર્ગનીજ પંકતીની ગણી તેણીને આગલા હોલમાં યાતો જ્યાં બધાં બેઠા હોય ત્યાં તેણીને કદીબી તે તરફ ન આવ-વાનો તેની શેઠાણી આલાંમાયનો સખ્ત હુકમ હતો, મગર રફતે રફતે ધન હીરામાણેકે તેવા હુકમનો અનાદર કરાવી દીનાંને તેઓ વચ્ચે છુટથી ભેલાવાની અને વારંવાર પ્યાનાપર પોતાના બુલબુલ જેવા સુરીલા શરોદે ગાઈ સંભલાવાની આગેવાની કરવાથી આલાંમાયેબી તે પછી ઘણો વાંધો ઉઠાવ્યો નહીં કાંકે તેણીએ દીનાં લામની સાલેસાઈ, વીવેક અને સભ્યતાથી ઝટ અનુભવ્યું કે જો કે દીનાં એકાદ નિર્ધન માબાપની મુફલેસ છોકરી હતી, છતાં તેનામાં એવો એકબી સરસમાં નાખનારો દુર્ગુણ સેહજ પણ અંશે હતો નહીં, મગર તેથી ઉલટું જાણે કે એકાદ જરદાર માલેતુજારનીજ કેળવાએલી બાળા હોય એવીજ ફીસમથી બધું મનપસંદ અને રીતસરજ તે તેઓની વચ્ચે કરતી જતી હતી.

ગરીબ થયાં તે કાંઈ રસ્તે યા ઉકરડે ફેંકી દેવાનાં નથીજ, એ ધન હીરા માણેકનો વાજબી મજબુત વાંધો હતો, અને એવીજ પરોપકારી વર્તણુથી ધન હીરામાણેકે દીનાં લામને આગળ પાડી હતી.

અને ત્યારે દહી ને જોઇતું વૈદે ફરમાવ્યા જેવી કીસમે ધન હીરામાણેકને દીનાં લામ સાથ એખલાં એકાંતમાં તેની સોડ સાંધવાનું ઘણુંજ પસંદ હોવાથી તે તેની પાસેજ ખુશ ટાહેલાં કરતો બેઠો, મગર થોડીજ મીનીટમા કવાબમાં હાડકું તેને એકાએક નડવાથી ધન જીગરનાં ઉંડાણથી થોડો ઘણો કચવાયો તેઓની વાત વચ્ચે ખલલ નાખનાર કોઇજ નહીં પરંતુ જરનો બાપ જાલેજર હતો. તે તો આ બંનેને બાગનાં એખલાં એકાંતમાં ખુશ ગુફતેગુમાં મસગુલ જોઇને હદથી જ્યાદા તાજુબ થયો, મગર પોતાની અજાએબી જીગરમાંજ છુપાવી જાણે કે કશાંમાં હોય નહીં એમ હસ્તે મુખડે તેઓની નજદીક આવ્યો. ધન હીરામાણેકને પોતાની દીકરી જરની સોડ સાંધવાને બદલે આ ગરીબની છોકરી સાથ દીનપ્રતીદીન વધુ ને વધુ ભેલાતો જોઈ આ શેઠયાનું દરમંદ દિલ હદથી જ્યાદા દુઃખી થતું હતું, કાંકે ધન હીરામાણેક અકકલ વરીક કબુલ ન કરી શકે એવી કીસમનું જો બે મલાહજાભર્યું કામ કરે યાને ધનવાન આગેવાન ખાનદાનની મનોહર જર સાથ સ્યાદીનાં ગાંઠથી એક થવાને બદલે પેલી કંગાળ પોરી સાથ ચોકઠું ગોઠવવાની સર્યામ હેમાકાટ કરે, તો બેશક તેની સર્વ ધારેલી ઉમેદ અને મુરાદનો કોટ આંખનાં પલકારામાં ધરરધુસ તુટી પડે અને વળી તે સાથ પોતાની બતંગ સ્થીતીમાં વધુ લાચારીમાં આવી પડે તો લોકમાં મોંહ દેખાડવું તેને ઘણું બારી પડી જાય. એક પળમાં તેને લાખો વિચારો પોતાનાં અશાંત મનમાં કીધા, અને ધીમે કદમે જાલેજર બાજટ આગળ આવી ઉભો, જ્યારે એતેફાક દીનાંની વર્ક બાસકેટ જે જમીન ઉપર મુકી હતી તે ને અચાનક અજાણતાં જાલેજરની લાટ લાગવાથી તે બાસકેટ ઉદલાઇ પડી અને અંદરની દરેક ચીજો વેરવીખેર જમીન પર પડી. જાલેજર વાંકો વળી બાસકીટ લેવા કરતો હતો તેવામાં દીનાંએજ વાંકી વળી તે બાસકીટ લઈ બાજટ પર મુકી, અને તેમાંથી બાહર પડી ગએલી ચીજો પાછી બાસકીટમાં મુકી. બાસકીટમાંથી કાંઈ ચલકતી ચીજ એક બાજુ પડવાથી જાલેજરે વાંકો વળી તે લીધી અને દીનાં લામને તે આપવા જતો હતો, તેવામાં તે એકદમ ચોંકી હાથ ખેંચી ઉભો અને તે ચીજને એકકી ટગરે જોતો ઉભો. તે હાથીદાંત ઉપર કોઈ મર્દની ચીતારેલી તસવીર સાથની શુશોભીત લોકીટ હતી, કે જે સબી આસપાસ જીણાં જીણાં મોતી મઢી

લીધાં હતાં. જાલેજર તો આ લોકીટની સબીનેજ એકકી ટગરે જોવા પડયો, પછી એક લાંબો દમ ખેંચી દીનાં તરફ શકમંદ નજરે થોડીક પળ જોઈ તે બોલ્યો. "મને તુંને પુછવાની બેઅદબી કરવી પડેછ, તે માટે દલગીર છેઉં, પણ આએ લોકીટ તારા કબજામાં કાંહથી આવી તે જાણવાની મને જરૂરતેજારી લાગેછ."

"તારે શું તમે આએ ચહેરાને પીછાણોછજી?"

"તું શું એને પીછાણેછ વારૂ?"

"નહીંજી! મને કાંઈ ખબર નથીજ! એતો આજ છએક વર્ષપર ઘણીજ અકસમાટીક રીતે મારા કબજામાં આવીછ. એ લોકીટનો ઘણી શોધવા મેં ઘણીબી જુસ્તેજુ કીધી પણ હું તેમાં ફતેહ પામી નહીં! જેની પાસથી તે મેલવી તેનું નામ નાજાંમાય નવલખી હતું."

"હેં! શું! નાજાંમાય નવલખી!" જાલેજર પોતાની યાદદાસ્ત તાજી કરતાં વિચારવંત રૂપે બોલ્યો. "મને કાંઈ એ નામ ધ્યાન આવેછ. પણ એની પાસ આએ સબી કયાથી આવે?"

"પણ જી એ સબી તમે ઓલખી?"

"અલબત નહીં કાંય? એતો મારી મરનાર ધણયાણીનો એક પુરો ભાઈ માણેક દાવર જે હાલ હું ભુલતો નહીં હોઉં તો ચીનમાં હોશે. આએ નાજાં માય નવલખી કોણ, ને એની સબી સાથની લોકીટ એનાં હાથમાં કેમ આવી તે હું પુછાવી મંગાઉં? કેવી રીતે એ તું મેલવી શકી?"

"જી! છ વર્ષપર હું એક ઠેકાણે મ્યુઝીક ટયુશન આપતી'તી ત્યાં કોઈ કોઈ વાર મારી બાઇને આએ નાજાંમાય નવલખી નામની બૈરી મલવા આવતી મને મલતી હતી, ને હમારા વચ્ચે વાતચીતનો વેહવાર હતો પણ ઘણાં કાંઇ સહીયારાં નહીં કેતાંજી! એક દિવસ મારી આગલ આએ લોકેટ લઈ આવી ને અંદરનાં મઢેલાં બે મોતી ખરી પડેલાં હોવાથી તે મને આપીને કોઈ પંચીગર પાસ પાછાં જડાવવા મને અર્જ કીધી, ને મને તે લોકીટ સ્વાધીન કીધી. વચમાં ચાર એક દીવસ રહી પંચીગર પાસ મોતી જડાવી હું મ્યુઝીક ટયુશન આપવા ગેઇ તો મારી બાઇએ જણાવ્યું કે કાંઈ ચોકસ સંસારી ખટપટ થવાને લીધે મારામારી કરી. નાજાંમાય તો ત્યાંથી જતી રેહી, અને કયાં ગામ ચાલી ગેઇ તે પત્તોજ મલતો નથી. લોકીટ તે પછી મારી પાસેજ રહી. નાંજાંમાયને શોધી કાઢી લોકીટ તેને

સ્વાધીન કરવા અનેક પછાડા માર્યા, પણ ફોકટ, તેની આજ લગન ધનનસલ મલતી નથી. મને તો ખબરબી નહીં કે આ સબીમાંના ગ્રહસ્થ તમારાં મરનાર મોહરદારનાં ભાઈ થાય! કેવું અજબ જેવું!"

ઉંચે દમે જાલેજરે આ હકીકત સાંભળી. તે દીનાં લામને શકમંદ નજરથી ટીકતો ઉભો. આ વાત તેનાં ધ્યાનમાં ઉતરી શકી નહીં અને આ છોકરી બધાં પાટયાં ગોઠવતી હતી એમ શંકાશીલ બની દીનાં લામ માટે તે તરેહવાર બુરા વિચારો પોતાનાં મનમાં લાવવા પડયો. પેલી લોકીટ દીનાંને પાછી આપતાં તેણે પુછયું

"વારૂ એ નાંજાંમાય કદમાં કેવી ઉતી?"

"જી, કદમાં તેવણ ઠીગણાં, અને ગોલ ભરેલું મોહુ હતું, તેચહેરોબી જોનારને ખુશ કરે એવો નખરાંબાજ ઉતો! પોતે નવલખી સાથ પરણ્યા અગાઉ તે નાજાંમાય મીસ્તરીને નામે ઓલખાતીતી—"

"હેં! એમ! તારે તો હું ધારૂંછ તેજ-તેજ એ હોવી જોઇએ-આહ-હું એ બૈરીને તો વરસો થયાં મરી ગયલી ધારૂંછ આહ-તેજ બરાબર તેજ" અને એમ બોલતાં અગાઉની કાંઈ ગમખ્વાર કાંહણીની યાદ તેને તાજી થઇ હોય એવી ધાસમથી તે વિચારવંત દપે ઉભો, તેનો ચહેરો સહેજ જર્દ મારી ગયો, અને એક લાંબો નિશ્વાસ ફેંકી તે ત્યાંથી ભારી કદમે વિચારોમાં ગીરફતાર બનેલો ચાલી ગયો. નાંજાંમાય નવલખીના અને લોકીટની અચાનક વાત સાંભળવાથી તેનાં ચહેરામાં હદથી જ્યાદા ફેરફાર થઈ ગયો હતો. તે આ ઓરતને બરાબર પીછાણતો હોય યા તો આગલાં વરસોમાં તેની તરફથી કાંઇબી સારો કે નરસો નતીજો મલ્યો હોય એવીજ કીસમથી જર્દ મારી ગયલા ફીકા ચહેરાથી ગભરાટની અદાથી જાલેજરને ત્યાંથી ચાલી જતાં જોઈ દીનાં લામ કાંઈ ઓછી તાજુબ થઇ નહીં.

---

## પ્રકરણ ૨૨ મું.

### એક જફાકારક કાંહણી.

જાલેજરનાં ત્યાંથી જવા કેડે દીનાંએ ધન હીરામાણેકને પુછયું "તમે આએ માણેક દાવરને પીછાણતા હોશોજી!" અને દીનાંએ પેલી સબીવાલી લોકીટ ધનનાં હાથમાં મુકી.

"નહીં! મેં કાંઈ એ માણેક દાવર તે આએ જાસેજરનાં સાળાને જોયો નથીજ, પણ એને લગતી લંબાંણુ હકીકત મારે કાને આવીતી ખરી. ખરેખર ઘણો મનોહર અને દમામદાર ચેહેરો છે! બેશક જાસેજરનાં મરનાર મોહરદાર કરતાંતો ચહેરો ઘણોજ સોહામણો છે."

"ત્યારે તમે શું તેવણને જોયલાં કેજી?"

"નહીંરે! તેનો બીચારી ચોકકસ સંજોગો વચ્ચે પોતાની દીકરીનાં જનમ પછીનાં બીજા અડવાડયાંમાંજ બેહ તનશીન થઇ. પોતાની માતાની સબી સાથની લોકીટ કોઇ કોઇવાર જરબાનું પેહડેછ તે મેં જોઇછ. પણ અજબ જેવું તો એ છે કે માય અને આ દીકરી જરનાં ચહેરાને ઘાટઘટમ વચ્ચે આસમાન જમીનનો ફરક લાગેછ, એટલુંજ નહીં પણ જર તો પોતાનાં બાપ જેવીબી લાગતી નથી. તદનજ જુદાજ ચહેરાની લાગેછ. કોઇ સગાંવાહલાંમાંબી એવો ચહેરો મલતો આવતો નથી એટલી જુદા ચહેરાની એ લાગેછ! દીનાં હું સાચો એકરાર કરૂંછ તે તું માનસે નહીં પણ બાજે વેલા જાણે કે તારો ચહેરો જાસેજરનાં મરનાર મોહરદારને મલતો આવતો હોય એમ લાગેછ."

"એમ? નહીંજી એ મારા માન્યામાં નહીં આવતુંજી."

"નહીં, આ મારો પ્રમાણીક એકરાર છે, ને તેમાં જાસેજરની વાતથી ટેકો અને કેટલે દરજ્જે સાબેતી મલેછ, કે મુંબાઈ હતાં ત્યારે જાસેજરે તુંને પેહલવેહલી એકદમ જોઈ ત્યારે તેવણ સરખામણીથી તાજુબ થયાના! જર તો જ્યાર ત્યાર પોતાની માતાની લોકીટનો ચહેરો જોઇ તારા ચહેરાનાં મલતાપણાં માટે ઘણી અજબ થાયછ. તે ચેહરામાંની માયાભરી આંખો, તેમાંનો ચેહરો સોભા આપે એવું જીણું નાખ, અને તેવીજ ઘપછપનો મુકાબલો સેહેલાઇથી તારા મનોહર ચહેરા સાથ થઈ શકે. ખરૂં કેહુંછ કે જરની મરનાર માતાનો આબેહુબ મલતો ચહેરો જેટલો તેની પોતાની જણેતી દીકરી જરનો નથી મલતો આવતો તેટલો તુંને મલતો આવેછ! ઘણું તાજુબીભર્યું છે, દીના!"

દીના આવી સાચી સીફારસથી જરાબી હર્ખથી પ્રફુલ્લીત થઇ નહીં. તેણીએ સર્વ શાંત ચહેરે સાંભળ્યું અને ધીમેથીજ જવાબ આપ્યો "દુન્યામાં બાજે વખત મલતાં ચહેરાનાં અનેક આવી શકે તેમ મારોબી ચહેરો મલતો આવતો હોય તેમાં હું અજબ થાઉં નહીંજ! જુઓની પેહલી હરોલમાં તો મારો ચહેરો પોતાનાં મરનાર કાકાની દીકરી મરનાર પરીન

શેઠનાનાં જેવોજ આબેહુબ મલતો આવતો જોઈ, જાંહાંગીર શેઠ તે મરનારનો ભુત જોયો હોય એમ મને જોઇ બાજે વખત ચોંકયા. વળી તમે કહોછ તેમ જરબાનુનાં પપા જાલેજર શેઠબી પોતાની મરનાર મોહરદારનાં જેવોજ મારો આબેહુબ ચહેરો જોઇ પેહલી મને જોતાં સમેટજ ચોંકયા. ત્યારે શું મારા ચહેરામાં એવું જાદુ ભર્યુંછ કે બધાનાંજ ચહેરાને મલતે! મારો ચહેરો આવોછ. તે હ્વારે પેલા અગ્યારીપરનાં પંડકી આયા તેબી મને જોઇ છ વરસની વાતપર અહીં જાંહાંગીર શેઠની મરણ પામેલી સગીનાં જેવીજ હું આબેહુબ દેખાવાથી ભુત જોયો હોય એમ ચોંકયા! અજબ જેવું! ત્યારે આએ લોકોટમાંની સબી તો :કેથી જાલેજર શેઠનાં ધણ્યાણીનાં ભાઇની નીકળી પણ તારે તેવણુ અને આ નાંજાંમાય સાથ શું એવો ધાડો રીધો યા આડકત્રો સબંધ હતો કે ભેટ દાખલ આ લોકીટ નાજાંમાયનાં હાથમાં આવી! શું તેઓ વચ્ચે જાનફેશાની હદથી જ્યાદા હતી?"

"હા તેમ ઉતું ખરૂં એમ મેં સાંભળ્યુંતું. વાત એમ છે કે માણેક દાવર પોતાની બેહેનને ત્યાં પહરેણો ઉતરેલો તે દરમ્યાન આ નાજાંમાય સાથ ખુબ પીછાણ પડી અને કદાચ તે જાનફેશાની પરથી વાત વધીને કદાચ તેઓ ધણી-ધણીયાણીબી થઈ શકતે ખરાં પણ માણસ ધારેછ શું ને ખુદા કરેછ બીજું! આએ નાજાંમાય તે વખતે જાલેજર શેઠને ત્યાંજ હોવાથી આ માણેક દાવર તેની નખરાંબાજ અને મતલબી ધપછપને ખુબસુરતીથી અંજાઇ લોભાઇ ગયો ને મોટાં ખાનદાનનાં આ જુવાન્યાને તેણીએ પોતાની લભાસ ને નાંજેનખરાંથી હાથ કરી લીધો, ને આ ભોલા જુવાને તેની સાથ લગન કરવાનું નકકી કીધું."

"પણ મેં તો એમ સાંભળેલું કે આ બધી લયલા મજનુંની વાત એ બેહસતનને જેવી ખબર પડી કે લાગલી નાજાંમાયને લઇ બાહરગામ ચાલી ગેઈ ને થોડા દીવસ બાહાર ગામજ રેહવા દેઈ આડકત્રો રીતે પોતાનાં જરદાર ને આગેવાન ખાનદાનનાં ભાઇનાં લગન આવી મુફલેસ ને લુચ્ચી સાથ થતાં અટકાબ્યાં. ખરી વાત કે જી?"

"હા-તું કેહછ તે બરાબર છે-પણ મારા વિચાર ને મત પ્રમાણે જાલેજરનાં મરનાર મોહરદારે પોતાના ભાઇનાં લગન આ ગરીબની છોકરી નાંજાં સાથ અટકાવવામાં દાહપણ કીધેલું નહીં કેહવાય. બેશક, નાંજાં તેની બેહનને ત્યાં સાધારણ નોકર યા કમપેનયન તરીકે ઉતી એ વાત ખરી પણ તેની અસાધારણ ખુબસુરતી પર માણેકે અંજાઇ લોભાઈ તેની સાથ

પરણવા માંગ્યું, અને તેની પોતાનાં ખાનદાનની ટોચ અને ટેક રાખનાર બેહને આ લગનની વાત અડછતી જાણતાં જે પગલું ભરી તેઓનાં લગન અટકાવ્યાં તેમાં મારા ધારવા પ્રમાણે મોટી ગફલતી ને ભુલ કીધેલી કેહવાય. રાજાને ગમી રાણી ને છાણા ઠાપતી આણી! માણેક જરદાર અને આગેવાન ખાનદાનનો હતો અને તે આ નાંજાં જેવી ગરીબ વર્ગની અબળા સાથ પરણવા માંગતો હતો તો તેમાં ખોટું શું હતું? ગરીબ તે કાંઈ નાખી દેવાનાં નથીજ. તેઓમાંના કેટલાંકો તો એવી હદ સુધીનાં ખાલેસ જીગર અને અમીરી ખવાસ ધરાવતાં જણાયછે કે જેઓ જરદાર માલેતુજાર કરતાં લાખો દરજ્જે સર્વો-તમ માલમ પડેછ. તે કીરતારની કરમબક્ષેસથી હું લખોપતી થયોછ પણ આગલી મારી ને મારા મરનાર પીતાની કંગાળ સ્થીતી હું જોકે ભુલી જતો નથીજ ને એકબારગી જો હું મારી આવી જરદાર માલેતુજાર હાલત વચ્ચે મારાં સુખની સાગેર્દ તરીકે કોઈ ગરીબની રાંક છોકરી પસંદ કરૂં તો તેમાં ખોટું કીધેલું શું કેહવાય? તેમજ માણેક દાવરે પેલી નાંજાંમાય જેવી ગરીબની છોકરીને પણવા ધાર્યું ને તેમાં તેની બેહને ફાંચડ મારી તો તે કામ મને તો ઘણું જબુન ને અધર્મી લાગેછ. નહીં વારૂં?"

"નહીંજી? તમારા મન સાથ હું મલતી નથીજી! મેં તો એમ સમજ્યું તું કે આએ નાંજાંમાય જેવી બાહરની ખુબસુરતી ધરાવતી'તી તેવી બાતે નથી મેલી કપટી અને ખરાબ ઉતી, અને ગમે તેવી ગરીબ હતી પણ સાલેસ ઓરતને ન છાજે એવી નખરાંબાજ અને મતલબી હતી, અને માણેક દાવર આવી લુચ્ચી બદમાસ ને ખરાબ ઓરત સાથ વેહલો પરણી ધીરેથી પસતાવો ન કરે, પોતાના તોખ્મી ને અમીરી ખાનદાનને એબ ન લગાડે એવાજ ઈરાદાથી તેવનની બેહને લગન અટકાવવા જે વેહવારૂ પગલાં ભર્યાં તે ખુદ ખુદાને બાર વેરનીપસંદગી પામે એવાં તદનજ રાસ્ત ને દરસ્ત હતાં એમ હું માનુંછ. ગોલાબ સાથ કૌવચ ભેલાય નહીંજજી"

"એમ કે? હોયબી-પણ, ત્યાર પછી તો માણેક દાવરે પોતાની બેહનની આ લગન અટકાવાની ઠગબાજી માલમ પડી આવવાથી તે તો એકદમ દેશાવર ગીયો ને આજે ચીનમાં તે લખોપતી વેપારી તરીકે જાણીતો છે."

"ને હવે તેવણ એક કંગાલ કમીનીને લુચી મતલબી ઓરત સાથ લગનનાં ગાંઠથી પોતાને છુટા કરવા પોતાની મરનાર બેહેનને ખરાં હેસાન વચ્ચે યાદ કરતા હોસેજ." દીનાએ વચ્ચે ટાહુકો મુકયો.

"ત્યાર પછી તો તે બીજા સાથ પરણી ગેઈ. તેઓને ત્યાં એક છોકરીનો જનમ થયો જે પછી તેનો વર બીચારો મરી ગીયો."

"અને જાલેજરનાં મરનાર મોહરદારે કદાચ આએ નાંજાને સહાય થઈ હોશે વારૂં !"

"નહીં ! ત્યાર પછી તો એવો કમનશીબ અને દુ:ખી બનાવ બન્યો કે મરનાર બીચારી પોતાનાં આ ધણી જાલેજરને પડખેથી નાહસી આ નાંજાંમાયનાં ઘેરમાં આસરો શોધતી આવી અને ત્યાંજ પોતાની સંસારી જંજાલો વચે એક બેટીનો જનમ આપી નાંજાંમાયનીજ હાજરીમાં તેનાંજ ઘરમાં મરનાર બેહસ્તનશીન થઇ. આ જફાકારક કાંહણી મારા પપાએ કહેલી મને યાદ છે ! મરનાર બીચારી એકાએક ધણી કાચા કાનની બની ગેઈ, અને પોતાનાં ધણી જાલેજર માટે તેણીને ઘણો મજબુત ને બુરો વેહમ પેઠો. ને એતો પારકી અબળા સાથ ઘણો સંબંધ ધરાવતો હતો, એમ વેહમ રાખી મરનારે ઘણીજ સખત મારામારી કીધી. અને કાચા કાનની ખરાબીમાં આ વરવહુ સદાનાં જુદાં પર્યાં અને મરનારે પોતાનાં ધણીનો આસરો છોડી પોતાની બેજીવની હાલત સાથ આ નાંજાંમાયનાં ગરીબ જુંફડાંનોજ આસરો લીધો ને તાંજ બીચારી આએ જરને જનમ આપી પોતાનાં ધણીની હાજરી યાતો દીલાસા સંભારા વિનાં દુ:ખમાંજ માર્ગે લાગી. જાલેજર મરનારને પોતાને બંગલે લાયો ને નાની બુચીને તો નાંજાંનીજ સંભાલ તલે રાખી. જાલેજરે કાંઇબી અઘટીટ પગલું ભર્યું હતું કે કેમ તે તો કોઈ જાણતું નથીજ. પોતાની મરનાર મોહરદારનાં જફાકારક મોતથી તેવણને ઘણો બુરો ફટકો લાગો, ને પોતાનો ગમ વીસરાવાને લોક નીંદા-માંથી છુટવા એકદમ જાલેજર પોતાનો બંગલો બંધ કરી દેશવટો ભોગવવા ગીયા અને આએ જર નાંજાંમાયની સંભાલ તલેજ ઉછરવા લાગી. બે વરસ વેર પોતાનો ગમ ભુલાવવા જાલેજર અહીં તહીં ભટકયા કીધા, જે અરસામાં નાંજાંમાય તરફથી જરને હવે પોતાની સાથે યાતો બીજે કેંડે રાખવાની આજુજી કરવાનું કાગજ જાલેજરને મલ્યું, કાંકે નાંજા પોતાની દીકરીને લઇ બીજે કેંડે જતી હોવાથી, નાંજાંએ જરને જાલેજરની સંભા-લમાં સોંપવા બાપપર લખી જણાવ્યું, જે વેળા પોતાની દીકરી તરફનો પ્યાર ઉભરવાથી જાલેજર નાજાંમાયને ત્યાં ગીયો, ને પોતાની બેટી જરને નાંજાને ત્યાંથી લઈ આવી પોતાનાં સગાંને તાંહાં રાખી વલી પાછો તે દેશાવર ચાલી ગયો. નાંજાંમાય તો તે પછી પોતાની દીકરીને લઈ કોણ જાણે કાં ગેઈ તે આ જાલેજરનેબી મુદલજ માલમ પડયું નહીં, ને તે

જીવતી હતી એમ આજેજ તારે મોંઢેથી આ લોકીટ એતેફાક જોવાથી સાંભલ્યું ને જાણ્યું. ખરેખર ઘણીજ જફાકારક કાંહણી કેહવાય. મરનારે પોતાનાં ધણી માટે એવો બુરો વહેમ રાખ્યો નહીં હોતે, તો સંસારનું આવું સત્યાનાસ થઈ ધણી જુવાન વયે કંગાલ્યતમાં તે બીચારી માર્ગે લાગતે નહીંજ, પણ બાચારી કાચા કાનની ખરાબીથી નીંદાનો ભોગ થઈ પડી. કોઇ બદમાસોએ પોતાની મોજને ખાતર આ સુખી ધણી–ધણીયાણીનાં સંપીલા સંસારનું સત્યાનાસ વાળી નાખ્યું! એક અબળા પોતાનાં ધણી માટે જો પોતાનાં મનમાં બુરો વેહમ લાવી રાખી તેને માટે બુરૂં વિચારી કાચા કાનની ખરાબીની જો સંસારની કીસ્તીને નાશકારક તોફાન વચ્ચે સપડાવી નાખે, તો તેવી અબળા માહભારટ અપરાધની જેમ હયાં તેમજ તે કીરતારની નજરેબી એકસરખી ગુનેહગાર ને તકસીરવાર કેહવાય ને લેખાય!"

"મને તો લાગેછ કે આએ વર–વહુ વચ્ચેનાં વીયોગ ને કંકાસનું મુલ નાંજાંજ હોવી જોઇયે. પોતાનાં લગન અટકાવ્યાં તેના ક્રોધમાં કાંય નહીં આએ લુચ્છી વેરણ પાપી બલાએ ધણી–ધણ્યાણીને જુદાં પાડવાનું માહભારટ પાપ કીધું હોય, ને તેમાં પોતાનું વેર કાંય નહીં લીધું હોય?"

"હોયબી– તે હું જાણતો નથી કે જાલેજર અને મરનાર વચ્ચે કોણે કંકાસ સોધાવ્યો. પણ આવી જફાકારક કાંહણી યાદ કરવાથી મારૂં દીલ ખરેખરજ આજોર્દ થયુંછ, તેથી હું અહીં આયો તે અગાઉ જેવા મીઠાસથી દીલપઝીર ગાયન ગાતીતી તે ગાઇ સંભળાવી મારાં દીલને ખુશ કરવા તું આતુર રેહશે એવી આર્જુ ધરાઉંછ."

"હાજી! કાંય નહીં, લેઓની તમારૂં દીલ ખુશ કરવા હું મોટી ખુશીથી ગાવસ." અને પોતાના વાંસલી જેવા બુલબુલી હલકે એવું તો દીલપઝીર અને દીલકશ મધુર ગાયન ગાયું, કે જે સુરીલાં કંઠમાં જાણે કે આખી દુન્યાનો મીઠાસ અને પમરાટ, આખી ખલકતનું સુખ અને મોજ, સમાએલાં આ ધન હીરામાણેકે તે વેલા અનુભવ્યાં!

---

# પ્રકરણ ૨૩ મું.

## કાન આગળની ચોગરીની નીશાની.

જાંહાંગીરને માથાંમાં થયલો જખમ રૂઝ વલ્યો. તે દીન પ્રતિદીન ઉદાસ બેબાખલો અને કાયલી બની રહયો હતો, કાંકે તેને એટલી હદ સુધીનું કરજ હતું, અને માંગનારાંઓ તેની ઉપર ખાનગીથી એવું તો દબાણ કરતા હતા, કે હવે તેઓ જાહેરમાં આવી જાંહાંગીરને સતાવી તેની આબરૂનું ગાબરૂં કાઢી નાખવાની સખ્ત ધમકી આપતા હતા. 'પરીન પેલેસ' તો જુગારી છોકટાએ અત્યાર આગમચનો છુપાછુપ મોર્ટગેજ મેલ્યો હતો. 'પેલેસ'માંથી નોકરનફરોને કાઢી મુકવા, પોતાના કાકાસસરા જાલેજર અને તેની બેટી જરને પોતાને વતન જવા, તથા બીજા કોઇનેબી પેલેસમાં ન રાખવા, અને મોંઘીદાટ પાર્ટીઓનાં ખરચ ન કરવા અનેક વેળા આ બદમાસે પોતાની ઉડાઉ મોહરદાર આલાંમાયને કહી ઝુંબેસ ચલાવી હતી, મગર બુરાં પરીણામોની કશીબી પરવાહ કે કનવાર કર્યા વિનાંજ તે તો અગાઉ મીસાલજ પાર્ટીઓનાં રંગરાગમાંજ પોતે મોજ અને સુખ માની લેતી હતી. પોતાનાં કાકા જાલેજરને તથા તેની દીકરી જરને પોતાનાં ધણીની બોહસ પર તેની ગમે એવીબી ના મરજી છતાંબી પેલેસમાંજ રાખી મુકયાં હતાં અને એટલાંથી ન ધરાંતાં જાણેકે પેલેસ તે કાંઈ એકાદ ધર્મશાળા યાતો મુસાફરખાનું હોય એવી કીસમથી આલાંમાયે રતન મેહતાની બેહન મેહરાંનેબી ખાસ પેલેસમાં સાથે લાવી રાખી હતી. આ ઉડાઉ અબળાનો જાન રતને બચાવેલો હોવાથી તે એટલી હદ સુધીની તેની ઉપર ફીદા બની હતી કે જાણે કે પોતાનાં જાન બચાવવાનાં બદલામાં તેની ઉદાસ કાયલી અને નબળી બેહનને પોતાનાં 'પેલેસ'માં રાખવાની બોહસાબોહસી કીધી હતી. અને મેહરાંની મતલબ પેલેસમાં આવી વસવાની જરાબી ન હતી, છતાં પોતાનાં એકાંટવાસમાં ગમગીન બેસવાનાં કરતાં આવી મોટા લોકની કંપનીમાં કેટલે દરજ્જે સોહવાઈ જશે એવી પોતાના ભાઈની વીનંતીથી તે પોતા સાથની નાની બુચી ગુલાં સાથ પેલેસમાં આવી વસી હતી, અને આલાંમાયની નાની બુચી હીરા સાથ આ નાની ગુલ એટલી હદ સુધીની પલોટાઈ ગઈ હતી, તેઓમાં એવો તો ખુદરતી ખેંચાણકારક પ્યાર બાઝી ગયો, વલી તાજુબી પમાડનારી હદ સુધીના બંનેના ચહેરા જેમ મનોહર

તેમ કેટલે દરજ્જે એટલા તો મલતા આવતા હતા કે તેઓ બંને બેહનોજ હોય એવી કીસમથી અકેકનાં ગળામાં હાથ ભેરવી આસપાસ આખો દિવસ ફરતાં જોઈ સર્વે કોઈ અજબ થતાં હતાં.

ત્યારે જાંહાંગીર પોતાને થયલા અકસમાતમાંથી સાજો થયો હતો છતાંબી પોતાના ઓરડામાંથી બહાર પગ મુકતો ન હતો, એટલુંજ નહીં પણ પારકાને તે પોતાને ઓરડામાં આવવા દેતો હતો નહીં. રતન મેહતા તેનો દીલસોઝ દોસ્ત હતો, અને આ વેળાબી તે તેની સાથ માત્ર દીનાં લામનીજ વાત કરતો બેઠો હતો. રાત અને દીવસ ઉંઘમાં કે જાગૃત સ્થીતીમાં જેમ જાંહાંગીરને મરનાર પરીનનો ચહેરો તથા આ દીનાં લામનો ચહેરો સતાવતો રહયો હતો તેમજ રતન મેહતાબી દીનાં લામને લગતાજ ભેદમાં રાતને દીસ તેનાંજ ખ્યાલમાં મશગુલ ને ચકચુર બની રહયો હતો.

"જાંહાંગીર, મેં આએ તમારી મરનાર પરીનની સબીને મેગની-ફાઇંગ ગલાસે બારીકીથી ચહેરાની રૈનકને તપાસી, તો ઘણે દરજ્જે એ ચહેરો આએ ગવરનેસને મલતો આવે છે," અને એમ બોલી રતને પોતાનાં ગજવામાંથી મરનાર પરીનની સબી કાઢી જાંહાંગીરના ધ્રુજતા હાથમાં મુકતાં બોલ્યો, "વારૂ, આએ પરીનને ડાબા કાનની આગળ આ ચોગરી જેવી નીસાની આ સબીમાં પડીછ તે સાની છે વારૂં?"

"એ નીસાની સબીમાં છે તે બરાબર છે. એ નાહ્લી ઉતી તે વેલા અકસમાત દાદરપરથી પડી ગયલી હોવાથી કાનની આગળ ઉંડો જખમ થયો હતો જે ઉપર ટાંકાં મારી લીધા હોવાથી ચોગરીની ઇંધાણી જાવેદાન સુધીની પડી રહેલી છે. પણ તે પુછવાનું કાંઈ કારણ, રતન?"

"નહીં! ખાલી પુછુંછ! વારૂં, મરનાર પરીન મરી ગઈ તે અગાઉ છેલ્લી તેજ રાતે કોઈ ડૉકટરનાં ઘરમાં હતી એમ તમે કેહવોછ તો તે ડૉકટર હાલ કાંહ છે ને—"

"આહ! તે તો હોમી ડૉકટર પોતાની માય હીરાંબાઈ સાથ અત્રે રેહતો હતો ને મારા કાકાએ પોતાનાં પૈસાથી તેને વેલાત મોકલી શીખ-વ્યો'તો! હાલ તો હું ધારૂં છ ત્યાં સુધી તો મુંબઇમાં હોવો જોઇએ."

"અહીંથી થોડે દુર ભુતખાનું કરીને બંગલો છે તેને માટે તમે કાંઈ જાણોછ, જાંહાંગીર?"

"હા! મને તો તેનું નામ સાંભલીનેબી ધ્રુજરાં છુટેછ! તેમાં તો ભુતની વસ્તી છે, ને રાતે તે તરફ જતાં આવતાં લોકને ભુત વારંવાર

ફેરેછ. અગાઉ બએ વખત અંદર ખુન થયાં હતાં ને તેઓ ભુત થઈ ત્યાં ફરેછ ને લોકોને હેરાન કરેછ."

"ઓશ! લોકો તો તરેહવાર ગપ્પા મારે, પણ મારા માન્યામાં આવતું નથીજ, પણ વારૂં, એ ભુતખાનામાં કોણ રેહેછ?"

"ભુતખાનામાં તો મરનાર પરીનની નાનપણની જે બુઢી મુસલમાન નોકર હતી તે એખલી તાંહાં રહેછ! ભુત--પલીદની વાત તું હસી કાઢેછ, પણ મને તો જ્યારથી મેં તે દહાડે બાગમાં એહસ્તન પરીનનો ભુટ જોયો ત્યારથી ભુતની વાતનાં ધ્રુજરાં ને લખલખાં છુટેછ."

"ઠીક! ઠીક! હવે બધો ભરમ ખુલ્લો થશે એમ મને તો લાગેછ! ભુતખાનામાં કોણ ભુત છે, તમારા બાગમાંનો કોણ ભુત છે ને આએ ગવરનેસ કોણ છે તે હું બધું થોડા વખતમાં દીવાની જોટ જેવું ખુલ્લું બતાવી દેવસ."

અને એમ બોલતાં તે જાંહાંગીર આગળથી બાહર પડયો, અને ધીમે કદમે બાગનાં ઉંડાણમાં ઉતરી વિચારવંત ધપે ફરવા લાગ્યો. દીનાં લાંમ કેવા પ્રકારની ખંધી ને લુચ્ચી છોકરી હતી તે શોધી કાઢવા પાછળ તેનીજ પુઠ તેને ધરી રાખવાનો તે હાલ કસદ કરતો હતો, જેવામાં એતેફાક તેની નજર દુરનાં એકાદ બાજટપર કોઈ ઓરતને બેઠેલી જોઈ તે ધીમે કદમે નજદીક ગયો તો તેને માલુમ પડયું કે બાજટપર દીનાં લાંમ બેર ઉંઘમાં પડી હતી.

દીનાં ઉંઘમાં હતી તો તેનો લાભ લઈ તેના કાન આગળ જખમની ચોગરીની નીશાની છે કે કેમ તેની ખાત્રી કરવા રતનનું મન લલચાયું અને આસપાસ નજર ફેરવી તે તદનજ અળગાં કદમે બાજટનાં છેક લગોલગ નજદીક આવ્યો અને દાબા કાન આગળ વાંકો વળી જોવા પડયો, મગર દીનાએ કપાળ આગળથી પોતાના રેશમ જેવા ચળકતા કાળા બાલ એવી તો સીફટથી પોહલાં પત્યાં પાડી નીચે ઉતાર્યા હતા કે બાલથી તેનાં બંને કાન તમામ ઢંકાઈ ગયા હતા, જેથી રતન કાંઇબી જોઈ શકયો નહીં. શું તે પોતાની ખાત્રી કરી લેવા બાલનાં ઝુલ્કાં કાન આગળથી સહેજ ઉંચકી કાન આગળ ચોગરીની નીશાની છે કે નહીં તે જોવાની હામ બીડે? બેશક, આ એક જોખમભર્યો અને સભ્યતાથી વેગળો અખત્રો હતો તો ખરો. તેનાં બાલને હાથ લગાડવા જતાં જો એતેફાક દીનાં જાગી ઉઠે તો ઓરતનાં દીલને આવી હાલતે હાથ લગાડવા

માટે તે હીણપસ્તી કે નામોશીમાં આવી પડે એવો મામલો હતો, છતાંબી આવો જોખમભર્યો અખત્રો કરવા તેને પોતાની સર્વે હીમત એકઠી કીધી અને ઘણોજ નજદીક આવી દીનાંનાં દાબા કાન પર પડેલાં બાલનાં ઝુલફાં તેણે ઘણાંજ ધીમેથી ઉંચકયાં, અને કાન આગલનો ભાગ ખુલ્લો થતાં સમેતજ કાન આગળ ચોગરીની નીશાની રતને ખુલ્લી જોઇ અને ધાસ્તી સમેત તે બે પગળાં પાછળ ઉઠી ગયો.

જાંહાંગીરે આપેલી મરનાર પરીનની સબીમાં પરીનનાં દાબા કાનની આગળ જેવી ચોગરી હતી, કે જે ચોગરી નાનપણમાં સખત ઘાની નીશાની હોવાની વાત જાંહાંગીરે રતન આગળ સંભળાવી હતી અને આવીજ ચોગરીની ઇધાણી દીનાંલામનાં દાબા કાન આગળ જોવાથી હવે પછી શું અનુમાન કરેવું તેના વિચારમાં તે ગુંચવણ અને મુંઝવણમાં પડયો. શું આ ચોગરીની નીશાની બાહરનાંઓથી છુપાવવાને કાજેજ દીનાં બાલનાં આવી સુંદર રીતે પટયાં પાડી કાનનો ભાગ સદંતર ઢાંકી દેતી હતી? શું ત્યારે મરનાર પરીન જીવતી હતી? શું ત્યારે દીનાં લામ એક ઠગારી, ધુતારી, પાખંડી અને લુચ્ચી અબળા હતી? શું ત્યારે પરીન શેઠનાં તેજ દીનાં-લામ હતી? તેનાં અશાંત મનમાં એકાદ પળમાં લાખો વિચારો વીજલી વેગે પસાર થવા લાગ્યા.

આ બાજુ રતનનો હાથ તેનાં બાલને લાગવાથી દીનાં ઓચીંતી ચોંકી પોતાની ઉંઘમાંથી બીદાર થઈ, અને આંખ ચોલી આસપાસ જોવા પડી અને પોતાની સાંમે હંમેશ મુજબ રતન મેહતાને જોઈ આ ગરીબની છોકરી એક ભારી નિશ્વાસ ફેંકી તેની સાંમે ટગર ટગર જોતી ઉભી અને તેનાં દીલને શા માટે હાથ લગાડયો હતો તે જો સવાલ દીનાં રતનને પુછશે તો તેનો શું જવાબ દેવો તેનાં વીચારનાં વમળમાં રતન ગુચવાડામાં તેની સાંમેજ ઉભો રહયો.

---

## પ્રકરણ ૨૪ મું.

### તર્યાપાવ!

થોડીક પળ તો બન્ને એકેકને જોતાંજ ઉભાં જે પછી દીનાંએ ગંભીરાઇથી બોલવાનું શરૂ કીધું. "હું ધારતી'તીજ કે તમે હોશો! આજ ને

કાલ જાણે કે મારા પડછાયાં માફક તમે મારા જેવી ગરીબ નોકર વર્ગની સ્ત્રીને કોણ જાણે શા સબબથી પુઠ પકડી હેરાન કરોંછ તે મને સમજ પડતી નથીજજી."

"દીનાં! તું અત્રે 'પેલેસ'માં સર્વ ભેદભરમોનો મુળ સબબ થઈ પડીછ તે વીસરી કેમ જાયછ, ને તેનું મુળ ઉંડાણથી શોધી કાઢવા માંગુંચ. તાહરો ચહેરો જાંહાંગીર શેઠની છ વરસ પર મરણ પામેલી સગી પરીન શેઠનાંનાં ચહેરાને એવો તો આબેહુબ મળતો આવેછ કે તેથીજ બધો ગરબર ઘોટાળો વધુ ને વધુ ગુંચવણથી થવા પામેછ. વલી પેલાં ભુતખાનામાં ભુત ને દાકણની વસતી છે તેથી લોકો તેની નજદીક વટીક જવા તરખાયછ ને ધુજેછ જ્યારે તું અરધી અરધી રાતે ત્યાં એખલી જવાની હીમત કરેછ ને તુંને ભુટ સતાવતા કે નડતા નથી એ એક બીજો ભરમ છે. વલી તે દાહરે સાંજે જાંહાંગીર શેઠ આગલથી બાહર પડતાં મેં તુંનેજ કોઇ યુરોપ્યન પોષાકમાં પારસી સાથ વાત કરતાં મારી નજરે જોયો જેને તેં હોમીનાં નામથી બોલાવેલો મને યાદ છે ને વલી જાંહાંગીર શેઠે છ વરસની વાત ઉપર મરનાર પરીન આપઘાત કરવા અગાઉ કોઈ હોમી ડોકટરનાં ઘરમાં છેલ્લી જોવામાં આવી હતી એવી વાત સાંભળવાથી તથા તે ડોકટર મરનારને ઓછો વધતો ચાહતો હતો એમબી જાણવાથી મને તો લાગેછ કે છ વરસની વાત ઉપરનો તેજ હોમી હોવો જોઇએ. આ એક વલી ત્રીજો ભરમ ઉમેરાયો. વેરી વેલ! બીજું તું જાણેછ કે ધન હીરામાણેક જર સાથ વચનથી વરસો થયાં બંધાએલો છે એવું તું જાણી ચુકીછ છતાંબી એખલાં એકાંતમાં તું તેને મલી ભેટી તેને તારી જાલમાં બીછાવવાની લુચાઇ કરે તો તે નામોશી ને હીણપતી ભર્યું છે. એટલું યાદ રાખજે, નાદાન છોકરી, કે તું આ લખોપતી શેઠયાને હાથ કરી તેને પણવાનાં હવાઇ સ્વપ્ના જોતી હોવામાં તું ઠગાશે ને સેવટે હીણપસતીની હરઘુટમાં તુંને તદનજ નીચું જોવું પડશે કાંકે એક કોમન ઇજારદાં પીજારદાંની હલકી વરણની ભેદભરી ખંધી અને મતલબી ગવરનેસ ચાકરદી વર્ગની પોરીને આ લખોપતી શેઠયો પરણી જાય એ નહીં બનવા જેવું છે, સમજી. તું સુઝમાં રોજા ખોલેછ. એકબારગી આ ભાણુભુલો શેઠયો તારાં નાઝેનખરાંથી તથા તારી જુઠી સાચી લબાસનાં ઝેરથી જો અંજાઇ ગયો હોશે તો તું કોણ છે ને અરધી અરધી રાત કયાં ને કેમ ભટકેછ તે સર્વ વાત આ ધનને કહી હું જરૂરજ એવો નાપસંદ બનાવ અટકાવવા મારા જીવનાં જોખમેબી આગળ પડસ, સમજી."

"ભાઇ," દીનાં ગમખ્વારીથી બોલી. "મેં તમુને અગાઉબી કહયુંતું ને હાલબી પાછું પુછુંછ કે મેં તમારૂં શું બગાડયું કે જેથી તમે આવી અદાથી મારી પુઠ પકડી બેઠાછ? ગરીબ અને મોહતાજમંદ મુફલેસોને સતાવવાની તમારી વર્તણુક ખરેખર ખુદા વાજબી નથીજજી."

"ધન હીરામાણેક મારો ફ્રેન્ડ છે ને તે એક મકકરખોર અને મતલબી અબળાની જાલમાં ફસી પડે તે જોવા હું માંગતો નથી. તારે લીધે 'પેલેસ'માં તું જ્યારથી આવીછ ત્યારથી કંકાશને મારામારીનુ બી રોપાયુંછ, તે ખેદકારક છે. તારા ભરમો હું જાણુંછ ને તે જો મને જણાવવાની ફરજ ન પાડતી હોય તો તું ધન હીરામાણેકનો પીછો છોડ. ને ગુપચાપ અહીંથી બીજે કેરે ચાલી જા કે તેમાં શોભા છે! ભુતખાનામાં અરધી અરધી રાત વેરની તારી રખડપતીને સર્વે ભેદ ભરમનો છેડો આવવો જોઇએ, નહીં તો દુન્યાની નજરે તુંને હીણુપસ્તીની હડધુટમાં ઉઘાડી પાડી જગની નામોશીમાં લાવવાની મને લાઇલાજ ફરજ પડશે! હવે મને જવાબ દે. તે દાહરે સાંજે પેલા કોઈ પારસી જેને તેં હોમીનાં નામે ઓલખાવ્યો હતો તેની સાથ વાત કરતાં તેં 'મેહરાં મેહતાબી અહીં આવેલી છે' એમ તેને કહી સંભલાવ્યું તું તે યાદ કર! હવે મને જણાવ કે મેહરાં મેહતાં સાથ તુંને કે તે મરદને શું સનાન સુટક છે?"

"હં! તારે તે વખતેબી તમે સભ્યતાથી વેગળા જઈ હમારી વાત છુપાછુપ સાંભળી કે? ઘણું સારૂં! મને મેહરાં મેહતા સાથ શું સનાન સુટક છે? ભાઈ! તમે મને ભેદભરમોથી ભરપુર જાણોછ ને માનોછ પણ તેવા ભેદભરમોમાં હું એખલીજ નથી. દુન્યામાં એવાં ઘણાંબી ભેદી માણસો હોઇ શકેછ! દરેક આદમી પોતાની છાતીમાં પોતાનો થોડો ઘણો ભરમ દુન્યાનાં લોકથી છાનો છુપો રાખી દુન્યામાં ફરેછ. દાખલા તરીકે આલાંમાયની આગલી જીંદગીનો ભરમ જાંહાંગીર શેઠ જાણેછ? જરબાનુંનાં જીગરનો ભરમ તમે કોઇબી જાણી શકયાંછ? તેમજ તમારી બેહનનો આગળનો ભરમ તમેબી જાણી શકયાછ કે તમે બીજાનો ભરમ જાણવાની દાનેશમંદીથી દોડાદોડી કરોછ? ઠીક! તમે કોઇબી દહાડે તમારી બેહનને મોંઢેથી જસી વાહડયાનું નામ બાહર પડતાં સાંભલ્યુંછ વારૂં?"

"હા! એ મેં નામ સાંભળ્યુંછ" રતન વિચારવંત ઢબે બોલ્યો, "પણ મારી મેહરાંને મોઢેથી નહીંજ. પણ તારે એ કોણ છે, ને મારી બેહન સાથ શું લાગે વલગે?"

"ઠીક! તે જવાબ આપવા ને ભરમ ખુલ્લો કરવાનો આ વખત નથી? ચાલો મને જવા દેઓ! હવે ઘણું અતેરું થયું! તમે જો મને હેરાન કરવા બેઠાછ, મને હીણપસ્તીમાં લાવવાનો કસદ કીધોછ તો ભલે મને તેની કશી તુંભા નથીજ! અહીંથી મને તમારી લાયકીથી જો કાઢી મુકાવશો તો વલી બીજાને તાં હું તુરત રેહવશ! મારા જેવી ગરીબ નોકર વર્ગની છોકરી પોતાનો પેટનો ખાડો પુરવા ગબેરાં વકીતરું કરી જરદાર ને તુમાખી બાઇ ને શેઠના તાણા તપલા ને ઠપકા મુંગે મોંઢે સાંભળી લાચારીમાં ફરજ્યાટ દીવસો પુરા કરે તો તેવી એક કંગાળ છોકરીને સતાવી તેનાં પેટ પર લાટ મુકવાની લાયકી ખુદાબી ખુદ ખમી ન શકે એવી માહબારટ છે! ખેર! તમે તમારાથી થાય તે કરજો! ગરીબોને સતાવવામાં કોઇ સુખી તો થતું નથીજ. તમારે ગમે તે સખત પગલાં ભરજો. મને તેની પરવાહ નથીજ–તમારે ગમે તો રાત ને દીવસ જાસુસ માફક મારી પુઠ પકડજો, તમારે ગમે તો પેલા સાલેસ શેઠયા ધનજીશાહને બધી રીત ને વાતથી વાકેફ કરજો મને તેની કશી દરકાર નથીજ–સમજ્યા! હું આવી લુચ્ચી ને મતલબી ને કંગાલ ઇજારદાં પીજારદાંની પોરી છેઉં એમ ધનજીશાહ ને કેહજો ત્યારે એમબી એટલુ જણાવશો કે એવનની લાખોની દોલતપરજ માખ માફક ભમી જર પણવા તૈયાર થએછ, નહીં તો મારા કે તમારા જેવી હાલત એવણની હોતે તો આ તુમાખી બાઈ ધનજીશાહ શેઠને ઝાંખીને જોતે વટીક નહીં." અને દીનાં ત્યાંથી હરણીના જેવી ચપળતાથી રતન આગળથી સડસડાટ ચાલી ગેઇ, અને તાજુબીથી દંગ થતો રતન તેને જોતોજ થોડીવાર ત્યાંજ પુતળાં મીસાલ સાવજ જેવો ઉભો રહયો.

---

## પ્રકરણ ૨૫ મું.

### બુચી ગુલ.

મેહરાં મેહતા ઉદાસ કાયલી અને બેચેન દીસતી હતી. જમાનાની ગીરદેશથી તેનો મનોહર દીલકશ મુખડો ગોયા એકાદ કરમાએલાં ગુલ માફક કરચલી વળેલો ઝાંખો દીસતો હતો અને આવી ભરજોબન વયમાં કેટલાંક માહબારત દુઃખના બોજા હેઠલ કચડાઈ ગઇ હોય એવી કીસમની તેનાં

ચેહરા પર ઘેરાએલી ગમગીનીનાં બોજા હેઠળ દુઃખી અને તમામ અસંતોશી દીસતી હતી. તે સીકલી દીસતી હોવાથી પોતાનાં 'પેલેસ'મા પોતાનાં સાહયા હેઠળ અનેક કીસમની મોજ શોખ અને ખાણીપીણીથી મેહેરાંને તંદરોસ્ત અને આસુદી બનાવી નાખવાનાં ફાંકાંમાંજ જીદ્દ કરીને આલાંમાયે તેણીને પોતાના મેહલમાં લાવી રાખી હતી, અને કોણ જાણે શા સબબથી ખુદરતી 'પરીન પેલેસ'માં તેનું આવવાનું દીલ સેહજ પણ અંશે લલચાયું નહીં.

સાંજનો વખત હતા, અને બાહર ફરવા જવા માટે ગાડી જોડાતી હતી તેટલાં એક બાજુનાં ઓરડામાં આલાંમાય અને જરબાનું મેહરાં સાથ વાતે વળગ્યાં હતાં, અને તેણીનાં કુટુંબને લગતી કેફયત આલાંમાય પુછતી હતી.

"છ વરસની વાત અગાઉ તો હું કરાંચીજ રેહતી'તી" મેહરાં બોલી "અને મારા ભાઇએ એકાએક બસ દુર દેશાવરજ જવાનો મનસુબો કરવાથી જીભરું એતો ચાલી ગીયો અને મને નવલ કાકાને ત્યાં રાખી. ખોદા રાખે નવલ કાકા પાંચ પૈસે ઘણા સુખી ઉતા, અને હમો માયબાપ વગરનાં ભાઈબેહનપર ઘણોજ પ્યાર હોવાથી મને પોતાની દીકરી તરીકેજ રાખી હતી, ને ખુદા ન કરે ને કાકાજીને કાંઇ કશું હોય તો મનેજ સર્વ મલે એમજ લોકમત ખોટું દોરવાયું હતું, અને ઘણાંકો પૈસાનાં જીવ પર મારી પર તરભર્યાં બીરતા'તા. આદમીનાં ઢંગઢડા વગરનાં વિચાર પર કાંઈ ભરૂસો છે? વખત આસાનીથી વહી ગયો ને નવલકાકા જેવણુ કુવારાજ ઉતા, ને કુંવારીજ જીંદગી ગુજારવાનું પસંદ કરતા'તા, તેવણુ આખરે પોતાનાં ઠેરાવ પર પાણી ફેરવયું ને કોઈ જુવાન છોકરી સાથ પરણી ઠર પડી ગીયા! મેં તો ઘણું બી સમજાવ્યું, અનીખનાં તારા તોડયા પણુ એકનાં બે નહીં થયા, ને હું તો અદેખાઈ કરૂંછ ને એવનનાં પૈસા પર કુદી રેહીછ, એમ ખોટાં ખોટાં અનુમાનથી મારી સાથ ખુબ મરાઇ પર્યા ને આખરે નવી ને જુવાન કાકી લઇ આયા ને કાકી તો રાંડ તે એવી અદેખી એવી—અદેખી કે મારો તો પોપરોજ કાઢવા બેઠી અને દરરોજ ચીઢરાં ફરવા લાગી ને કાકાને તરેહવાર ઉલટું સુલટુ સમજાવી મારો પગદંડો ત્યાંથી કાઢવાનીજ નીચ યુકતીમાં આખરે એ રાંડ ફાવી ને મને કાકાજીએ આએ રાંડ નવા રમકડાંનાં કારસ્તાનથી ખુબ મારામારી કીધી ને મને પોતાનાં ઘેરમાંથી સદાની ચાલી જવા કહયું. રખેને કાકાનાં દલ્લામાં હું અદેખાઇથી ભાગ પાડું એવા ઈરાદાથીજ કાકીએ મારી પુઠ પકડી ને આખરે તેમાં ફાવી. મને બી કરાંચીથી ઘણોજ કંટાળો

આવેલો, ને ત્યાં રહેવાનું બી ઝેર જેવું લાગવાથી એકદમ હું તો મારાં માયનાં દુરનાં સગાંને ત્યાં મુંબઈ આવતી રેહી. મુંબઈમાં જે ઘેરમાં વસ્તી'તી ત્યાં નીચે ભોંયતળીએ આએ મારી ગુલ કોઈ ડોસાં સાથ રહેતી'તી ને મારી સાથ એને ઘણોજ પડોસ પડી ગીયો. થોડાક વખત પછી તે ભોંયતળીએનાં ડોસાં બીચારાં ગુજરી ગીયાં ને, મરે આએ ગુલાબની કલી એકાએક તદનજ નીરાધાર ને નાચાર થઇ પડી ને મને એ ઘણીજ ગમતી હોવાથી તથા ઘણોજ પડોસ હોવાથી મેંજ એને મારી સાથે રાખી આ બુચી કાંઇ પેલાં ડોસાંની નહીં ઉતી તે એવણ મરતી વખતે બધી કાંહણી કહી ગીયાં. ડોસાંની કોઈ દુરની સગાંની છોકરી કેટલાં વરસની વાત ઉપર એકાએક આએ નાલ્લાં ઝમ્મરને લઇ નવસારીથી આવી. અને બેએક દીવસ રેહી બાહર જવાનું બાહનું કાઢી એકાએક કોણ જાણે સા સબબથી દર્યામાં નખાવી દીધું ને મરનારનું કોઈ ઓલખીતું પાલખીતું નહીં હોવાથી તથા આએ નાલ્લાં બચ્ચાંને તદનજ એખલી નીરાધાર ને લાચાર થયલી જોઈ ડોસાંને દયા લાગવાથી પોતાની સાથે રાખી, ને ત્યાર પછી હું જ્યારે મુંબાઇ આવી ત્યારે માળપર મારાં સગાંને ત્યાં હું રેહતી'તી ત્યાં ચાલુ આવવાથી એવો તો પડોસ પડી ગયો, કે મારી આગલથી તો ખીસવાજ નહીં માગે તેથીજ ડોસાં ગુજર્યાં પછી મને દયા ને દીલ લાગવાથી મારી સાથેજ રાખી ને મને એના પટપટારાથી ઘણુંજ સોહવાઇ જાયચ ઘણીજ બોલકણી છે. તેમ વલી ખાનદાની હોય એમ ઉંચા તેસ્ત દેખરાવે એવી સુગડ ને સ્વચ્છ છે!"

" પણ મરે આલાંમાય—હીરાબી એની સાથ પેહલે દહારેથી એવીતો પલોટાઈ ગેઇછ કે બસ સાથેજ ખાયછ ને સાથેજ ફરેછ ને રમેછ બંને એવાંતો એકેકનાં હાથમાં હાથ ઘાલીને રમ્યા કરેછ કે આખો દહારો કાંહાં એ લોક ફરેછ તે મુદલ માલમ પડતું નથી. એનેબી હીરાનાં જેટલાંજ વરસ હોસેની?" જર બોલી.

" હા, એટલાંજ હોસે " આલાંમાય બોલી. " ને નહીંતો એકું અદકું હોશે. ગરીબને પેટે અવતરેલી તે લાગેછ એવી ગોરી ઘટમારી ને ગુલાબની કલી જેવી કે જાણે કોઈ મોટાંની છોકરી હોય એમ લાગેછ-વલી મરે મેહરાં-વચારે તો અજબ જેવું એ છે કે આ ગુલને ઘાટ ઘટમણી કેટલે દરજ્જે મારી હીરાંનાં જેવો લાગેછ ને જો તમારી એ ગુલ જરા લાંબી નહીં હોતે તો જાણું જબરે બેઉ એકનીજ હોય એમજ કોઈ ધારી ને [illegible] બેઉ જણાં એકેકનાં ગળામાં હાથ ભેરવી ફરેછ તારે તો મને

બર્યું ઘણુંજ હસવું આવેછ કે આટલા થોડા દીવસમાં જાણેકે કેટલાં વરસનાં સહી મીટાં હોય એમ એકેક વગર ઘડીબી ચાલતું નથી."

પણ ગાડી પોરટીકોમાં તૈયાર ઉભી હોવાથી તેઓની વાત ત્યાંજ અટકી પડી અને ત્રણુંડે જણાં ગાડીમાં ફરવા બાહર ગયાં.

દીનાં લામ એતેફાક તે ઓરડામાં કામસર આવતી હતી તેવામાં બુચ્ચી ગુલને લગતી વાત તેઓને કરતાં સાંભળી દીનાં અંદર આવવાને બદલે બાહર બારણાં નજદીક સક્રીનની પાછળ ઉભી રેહી તેઓની સર્વ વાત બોલેબોલ સાંભળી લીધી હતી અને ચુપચાપ ત્યાંથી ચાલી જઈ બાગનાં ફંડાણુમાં ઉતરી પડી.

આલાંમાયની બુચ્ચી હીરા ગુલ સાથ બાગમાં કયારાઓ વચે પટગયાં પકડતી હતી તે તરફનાં નજદીકનાં બાજટ પર દીનાં જઇ બેઠી અને બંને બુચીઓ દીનાંને જોઈ તેની તરફ રમતી રમતી પોતાનાં પકડેલાં પટગયાં દેખડાવતી દોડતી આવી.

દીનાંએ ગુલને માયાથી પોતાનાં ખોળામાં બેસાડી અને તેનાં ગળામાં જીણી સુનાની સાંકળી સાથ લટકાવેલી કેકનાં આકારની જીણી લોકેટ ઘણાં ધ્યાનથી જોવા પડી. વાત કરતાં કરતાં આ કેકનાં આકારની નાની સુશોભીત લોકીટ દીનાંએ ઉઘાડી તો તેમાં અંદરની બાજુ ઉપર એક મનોહર અબળાની ઘણીજ જીણી સબા દીનાંએ જોઇ. આ સબી તેણીએ ઘણુંાજ ધ્યાનથી ચીપી ચીપીને તપાસી અને પાછી લોકીટ બંધ કરી પુછવા પડી, " દીકરી આએ લોકાટમાં સબી છે તે કોણની ?"

" જી! એતો કેની–તે કેની તે મારાં મમાજી ગુજરી ગીયાંની તેવનની એતો સબી છેજી. એતો મેહરાં માસીએ, મને ગમેછ કેની તેથી, પહેરાવીચ ને મેં પેહરી રાખીચ." તે નિર્દોષ બાળકે ખુલાસો કીધો.

" હં! ને તારા પપાબી નથી કે ?"

" નહીંજી પપાબી નહીં ને કોઇ–કોઇબી નહીંજી–આએ મારાં માસીજીજ છેજી; મને તો માસીજી ઘણુંાજ ગમેછ ને તમેબી મને કેવાં ગમોછ જોજી ?"

દીનાં હસી પડી અને પોતાને ગળે વળગાડી પ્યાર અને હેતથી તેનાં રૂખસારો પર ચુમો લીધી.

આ બાળક બેટીનાં વાહલાંની જન્નાકારણુ કાંહણી દીનાંએ બડછતી મેહરાંને મોઢેથી સાંભલી લીધેલી હોવાથી આ માતપીતા વગરની નીરાધાર

બાલકી ગુલ માટે તે હદથી જ્યાદા ગમગીન બની રેહી. આ નીરાધાર લાચાર બાળકાની માતા મુફલેસ અને મોહતાજમંદ હતી, અને કોણજાણે આ સબબથી છ સાત વરસની વાત ઉપર પોતાની જીંદગીથી કંટાલા ને કાયલી બની પોતાને હાથેજ પોતાની કંગાલ જીંદગીનો છેડો ઘણીજ ગમખ્વારીથી લાવી હતી, એમ મેહરાંને આલાંમાયને અને જરને કેહતાં દીનાંએબી સાંભળવાથી તે આ બાલકબેટી માટે પોતાનાં દીલસોઝ દિલમાં હદથી જ્યાદા દયા બતાવવા લાગી. તે જોતી આવી કે જ્યારથી મેહરાં આ ગુલને લઇને 'પેલેસ'માં આવી હતી ત્યારથી આલાંમાયની, નાની બુચી હીરાં સાથ બોલ બોલતાં એવી તો પલોટાઇ ગેઈ હતી કે બંને સાથે ને સાથેજ ખાતાં પીતાં તથા ફરતાં હરતાં હોવાથી, દીનાં તેઓ વચ્ચેની તાજ્જુબી ભરી જાનફેશાનીથી ઘણીજ હેરટ રેહી, એટલુંજ નહીં પણ આ ગુલાંનો ઘાટઘટમ અને પરી સુરત ચહેરોબી વધતો ઓછો આલાંમાયની હીરાનાં મનોહર રંગરૂપને કેટલે દરજ્જે મલતો આવતો હોવાથી જેમ આલાંમાય ને જર તાજ્જુબ થયાં તેમજ દીનાંબી કાંઈ ઓછી તાજ્જુબ થઇ નહીં? થોડીક પળમાં તેણીનાં મનમાં વીજલી વેગે હજારો વિચારો બરપા થયા અને પોતાનું મન શાંત કરવા ગુલ અને હીરાંને સાથે લઈ તેઓને રમાડવાના હેતુથી બાગનાં ઉંડાણમાં જઈ ઉતરી.

---

## પ્રકરણ ૨૬ મું.

"કર ને જો હયાં—ન હોય પછી તો ત્યાં,
અંહી તહીં કયાં—મલી સજા જ્યાં;
તો ખાતરે ખુદા—ન કર તું ખતા,
થઈ એગુમાં આ જેહાનમાં, ઓ જાહેલ!

સાંજનો વખત હોવાથી પોતાનું મન મનાવવા પોતાના ઓરડામાં આખો દિવસ ગંધાઈ રહેલો જાંહાંગીર ભરાતો છુપાતો બાગમાં આવેલા 'સમર હાઉસ'માં ગમગીન વિચારોની ગીરફતારી વચ્ચે ગર્ક ગએલો બેઠો હતો. રખે માંગનારાઓ રસ્તે તેની ગાડી અટકાવી તેની પર દબાણ કરી તેની આબરૂ લે અને લોક વચ્ચે હલ્કુપસ્તીમાં આવી નીચું જોવું પડે એવા

ઇરાદાથી તે ઘણો બાહર જતો ન હતો, અને જો કદાચ જતો તો સાંજનાં એકાંટ પછીજ તે બાહાર નીકલતો હતો. પોતાનું મન તેજ રાખવા અને અશાંત મનને શાંત રાખવા તે સહવારથી તે મોડી રાત વેર દારૂ પીચતો હોવાથી તેનો ચહેરો જોવાજોગ હદ સુધીનો કદર બીહામણો લાગતો હતો. તેના ટેપચાં સુજી આવેલાં લાગતાં અને આંખો લાલ થયલી દીસતી હતી, અને દારૂની મોહકાંણથી તેનાં હાથપગ ધ્રુજતા હતા. એક વારનો લખેપતી મગરૂર શેઠયો જમાનાની ગીરદેશથી પોતાનાં પાપની માહબારટ શીક્ષા ભોગવતો આજે કોડી વીનાનો કરજમાં દૂબી ગયલો એકાદ મુફલેસનાં કરતાંબી હજાર દરજ્જે વધુ કંગાળ હાલતે પોતાનો કાલ નિર્ગમન કરતો હતો.

પોતાના હીણાં નશીબને નામે રડતો, આગલી પાછલી ગમખ્વાર સ્થીતી યાદ કરતો જાંહાંગીર માથે હાથ દેઇ 'સમર હાઉસ'માં બેઠો હતો જેવામાં હીરાં અને ગુલનાં મોટેથી બોલવાનાં અવાજથી તે એકદમ ચોંકયો અને તે તરફ જોવા પડયો. આ બંને બુચીઓ એકાદ નિર્દોષ પટગ્યાંની પુઠેપુઠ તેને ધરવાની કોશેશ કરતી બુમ મારતી દોડતી હતી, અને એતેફાક પટગ્યુ 'સમર હાઉસ'માં ઉડી જવાથી બંને છોકરીઓ તમામગ બોલાઇથી 'સમર હાઉસ'માં અંદર દોડતી જઇ પોહચી. અને હીરા પોતાનાં બાપને ગમખ્વારીથી ત્યાં બેઠેલો જોઈ દરવાજા આગળજ અટકી ઉભી અને ગુલનેબી ત્યાંજ રોબાડી.

આ નિર્દોષોનાં ત્યાં અકસમાતીક સંજોગોએ આવી ચઢવાથી જાંહાંગીર મન સાથ બબડવા લાગ્યો કાંકે તેનાં અશાંત મનને તેથી વિશેષ હાંણી પુગેલી તેને જણાઇ.

"આની રાંડ ગડબડ કરતી આવી—જોતી નહીં કે તારો બાપ સીક છે તે જરા અહીં આવી દર પર્ગોછ તો તાંહબી રાંડ આવીને સતાવેછ" જાંહાંગીરે ગુસ્સામાં પોતાની દીકરીને ધમકાવી કાહી.

"શું જો પપા, એનો આએ 'બટર-ફ્લાઇ'ને પકડવા હમે અંહી આયાં ને તમે એમ અમથી અમથી ગાર સાની દેઓછ જે તેની વાત?" હીરાંએ જવાબ આપ્યો, જ્યારે ગુલ જાહાંગીરનો વીકાલ ચહેરો જોઈ બીહયેલી બહાથી હીરાંની પાછળ ધાસ્તીથી છુપાઇ રહી.

એકાએક જાંહાંગીરની નજર ગુલ ઉપર પડી, અને એ પળ પગથી માથાવેર ધારી ધારીને જોઈ તે જાણે કે બંને છોકરીઓનાં ચહેરા સરખાવતો હોય એવી ઢીસમથી બંનેને ફાટેલે ડોળે અટેક પછી ટીકવા લાગ્યો, અને

ધાસ્તીથી પોતાની જગ્યાપરથી એકદમ ઉઠયો અને પોતાના બને હાથ માથાંપર મુકી બંનેને ધ્રુજતાં તનબદનથી જોવા પડયો! તોફાની પવનમાં હાલતાં ઝાડનાં ધ્રુજતાં પાંદડા પેરે આ બદમાસ ગોયા પગની પાટલીથી તે માથાંની ટાંળકી વેર ધ્રુજતો હતો. તેનો ચહેરો ઉજલો પુની જેવો થઈ રહયો. તેનાં ડોળા ધાસ્તી અને આફ્તની આગથી ગોયા લાલ થઈ બાહર નીકલી પડતો લાગ્યા. લાંબી ઉંઘમાંથી એકાદ ભયંકર સ્વપ્નો જોઈ બીહ યા તો જાગૃત સ્થીતીએ એકાદ ભુટ જોયો હોય યાતો પોતાનાં માહ-મારત પાપનો પડછાયોજ તેની નજદીક ને જોતો હોય એવી કીસમથી આ બાયલો હીચકારો તાજુબી પમાડનારી હદ સુધીનો બીહધ્રુજી રહયો. તેનું મસ્તક ફરવા લાગ્યું તેને ગોયા ફેર આવવા લાગ્યા અને બાજટને પોતાનાં ધ્રુજતા હાથે પકડી ટેકો દઈ ઉભો.

"એ! એ! આએ-આએ કોણ—હીરાં—આએ કોણ-ક-ક—કોણની છોકરી છે?"

અને એકવાર ફરીથી ગુલને તે ધારી ધારીને જોવા પડયો. તેની આવી કીસમની ફેરવાઈ ગયલી સ્થીતીથી તથા એકલી ટગરે ગુલનેજ ધારી ધારી ધારીને જોવાથી આ નિર્દોષ બાળકી ગભરાટ સમેટ બીહ ધ્રુજી રેહી અને હીરાંનો ફ્રોક ખેંચી ત્યાંથી ચાલી જવા તે કોશેશ કરવા પડી.

"એતો પપા—આપરાં છે તે કે આંહી મમાનાં સહી છેની પેલાં મેહરાંમાસી તે મેહરાંમાસીની એતો બુચી ગુલ છે. પણ પપા તમે એમ શું જોયા કરોછ જો—આ મને તો બીહક લાગેછ જો."

"મેહરાંમાસીની ગુલ-બોલ—બોલ બરાબર બોલી મર દુકતી એ કોણની દુકતી છે?"

"પપા તમે આજે એમ શું કરોછ? મને બધી ગભરાવી નાખી? એમ ધમકાવોછ તે હું મમાજીને કેહી દેવસ! એતો પેલા રતનજી આવેછ કેની—જેવણે મમાજીને તે દાહરે બચાવ્યાં તેવનનાં બેહન મેહરાંમાસી રહેલાં છે તેવનની આએ તો ગુલ છે." અને પીઠ ફેરવી ઝડફથી ત્યાંથી દોડવા જતી હતી તેવામાં જાહાંગીરે તેણીને જતાં ત્યાંથી અટકાવી અને છેક નજદીક આવી ગુલનો હાથ પકડી આગળનાં બાજટ પર તેને ધસડી બેઠો, અને આ નવી જાતની બળાથી નિર્દોષ ગુલ તો રડવા પડી, જેને હીરાંએ પસાવી મુગી રાખી અને જાહાંગીરબી તેને પતાવીને પોતાની પાસે બેસાડી

મુંગી રાખી અને ગુલ ગભરાટથી ધ્રુજતી પોતાને હીંમત આવે એવા ઇરાદાથી એક હાથે હીરાંનો ફ્રોક મજબુત ઝાલી રાખી બેઠી.

"બીહ નાં દીકરી–બેસ મારી પાસે" બાતેનથી ધાસ્તીથી ધ્રુજતાં ગુલને પટાવી પુછવા પડયો, "તારાં મમા–પપા છે કે?"

"જી–ન–ન–નહીંજી–મમાબી નથી ને પપાજીબી નથી ને કાઇ કોઈ નથીજી. મારાંતો–મારાંતો માસી માયજ છે બીજું કાઇ–કોઈ નહીંજી" ગુલે ધીમેથી પણ હાવકી રીતે જવાબ આપ્યો.

"માસી માય કોણ?"

"મેહરાં માસી રે પપા–રતનજી પેલા આવેછ કેની તેવનનાં બેહન કેની તે મેહરાં માંસી સમજ્યા, પપા" હીરાંએ વચમાં તાપસી પુરી, "પપા મને તો એ ઘણીઇઇઇજ ગમેછ જો—હા—"

કેટલે દરજ્જે જાંહાંગીરને સધ્યારો આવ્યો. તેની નજર ગુલનાં ગળાંમાંની સાંકલી સાથની કેકનાં આકારની લોકીટપર પડવાથી તે તેને ફેરવી ફેરવીને જોવા પડયો, અને એકવાર ફરીથી તે ધાસ્તીથી ધ્રુજવા પડયો. ધાસ્તીથી ધ્રુજતા હાથોથી પેલી લોકેટ ઉઘાડી અને અંદરની મનોહર ચહેરાની અબળાની નાની સબી તરફ પેહલીજ નજર કરતાં જાણે કે એકાદ ભુત જોયો હોએ એવી ફાસમથી ચોંકયો અને પેલી સબી છેક નજદીક ધરી ધારી ધારીને જોવા પડયો અને બીજી પળે તેનાં ધ્રુજતા હાથોમાંથી પેલી લોકેટ સરી પડી, તેને ફેર આવવા લાગ્યા, તેનું માથું ફરવા લાગ્યું અને બીજીજ પળે મોટી ચીચ્યારી પાડી બાજટપરથી ઉઠલાઈ પડી જમીન પર બેભાન તુટી પડયો.

આ ઓચીંત બનાવથી બંને છોકરીઓ ચીસાચીંસ પાડવા લાગી અને તેઓનાં બુમરાંણથી તથા જાહાંગીરની ધાસ્તી ભરી ચીસથી દીનાં લામ જે 'સમર હાઉસ'થી થોડે દુર ફરતી હતી તેને કાને પડવાથી દોડતી દોડતી તે 'સમર હાઉસ'માં હાંફલી ફાંફલી દોડી આવી અને બંને છોકરીઓને ગભરાટથી રડતાં અને ચીસ પાડતાં જોઇ તથા જાંહાંગીરને બેભાન જમીન પર તુટી પડેલો જોઇ દીનાં ગભરાટથી ચોંકી.

'પેલેસ'માંથી કોઈબી ચાકરને તુરતા તુરત ત્યાં દોડી આવવા કેહવા માટે દીનાએ હીરાને જણાવ્યું અને આ બંને છોકરીઓ હાંફલી ફાંફલી 'પેલેસ'માં જઈ પોંહચી આ માઠા બનાવને લગતી વાત કહી સંભળાવાથી

નોકર નફરનું નાનું ટોળું તે 'સમરહાઉસ' તરફ ધસડાઈ આવ્યું, દીનાની સહાયતાથી નોકરોએ સંભાલથી પોતાના શેઠને ઉંચકી 'પેલેસ'માં લઈ આવ્યાં, અને તુરતાતુરત તેને સાવધ કરવાનાં અનેક ઉપાયો લેવા લાગી. કમનશીબે 'પેલેસ'માં આલાંમાય તથા જર કે કોઇ ન હોવાથી દીનાંને નોકરો સાથેજ જાહાંગીરને હુસ્યાર કરવાની જબરી જેહમત ખેંચવી પડી.

રાત પડી અને આલાંમાય જર તથા મેહરાં સાથ બાહરથી ફરીને આવ્યાં અને પોતાનાં ધણીના બેસુધ્ધ થવાના કમનશીબ અને સનાનનાં સમાચાર સાંભલી આલાંમાયતો દલગીર થવાને બદલે હદથી જ્યાદા ગુસ્સે થઈ અને પોતાનાં જુગારી કુછંદી અને દારૂદયા ને છાકટા ધણી માટે પોતાનાં અશાંત મનમાં તરેહવાર સેસ ભરવા લાગી.

આયંદે જાંહાંગીર હુસ્યાર થયો અને આસપાસ ચીંતા અને ધાસ્તીથી જોઇ આલાંમાયને પુછવા લાગ્યો "પેલી ગેઇ–પેલી દુકતી ગેઇ?"

તેની મતલબ ન સમજવાથી આલાંએ તે કોણને વાસતે બોલતો હતો, તે બરાબર સમજાવા કેહવાથી આ બદમાસ અધર્મી બોલ્યો. "પેલી–પેલી હીરા સાથ રમતી'તી તે–તે દુકતી!"

બસનો તે બોલેછ તેવામાં મેહરાં મેહતા સાથ હીરાં તેમજ ગુલ અંદર ઓરડામાં આંવ્યાં અને જાંહાંગીરની નજદીક આવવાથી તેની નજર બાછી ગુલ ઉપર પડવાથી તે મોટેથી બાંગ મારી ઉઠયો! 'એ–એ–એને બાહર કાઢ! એ દુકતીને મારી નાખ–આગ લગાર–મારી સાંમે નાં લાવ—"

જાંહાંગીર નિર્દોષ બાલકી ગુલ માટે શા સબબથી બીહધુજીને તેને માટે આવા કડવા સખુનો ઓચરતો હતો, તથા બાગમાંબી એજ છોકરીને જોઇને કીયાં કારણોથી બેસુધ્ધ થયો તે આલાંમાય મુદલજ સમજી શકી નહીં તે તો હદથી જ્યાદા કંટાલી ગેઈ હોવાથી મીજાજ ખોહી દેઈ ફફડી "મુઓ તો પીચીને આવીને હવે આવાં બેનખોટક કરેછ! બધાં ઢોંગ છે, બીજું કાંઈ નથી. તે દહાડેબી ખુબ પીધેલો તેની બાહરમાં બાગમાં ઠોકર લાગી હોશે ને તુટી પડયો ને ભુત જોવાનું બાહણું કાહડયું, ને આજે હવે વળી પીધેલાંની જુમમાં આ નાની છોકરીને પુઠે લાગોછ. એ શું તુંને નરવા આવેછ જે–મરેરે!—આએ નશાબંદાં મુઓ છાકટા હવે તો મને બહુજ નીચું જોવરાવેછ જો. એવાં મુવાં હોયાંબી સરખાં નહીં હોયાંબી સરખા બલા જાણેરે મારી" અને પોતાનાં ધણીને નામે ગાળો દેતી તે

ગુસ્સામાં ત્યાંથી ચાલી ગેઇ અને તેની પુઠે જર તેમજ મેહરાંબી બંને છોકરીઓને લઇને ત્યાંથી વીદાય થયાં, અને દીનાં તેમજ એકાદ નોકર ત્યાં રહયાં.

ફ્રાંટાંબાજ ખુદરત બાઝે વેલા અદભુત ચમત્કારથી એક પાપી અને બદમાસ ઇનસાનનાં માહબારટ પાપનો આયનો યા પડછાયો એવીતો તાજુબી પમાડનારી કીસમથી ભવીષમાં તેની સાંમે ખડો કરે છે કે એક પાપી ઇનસાન પોતાનાં પાપની માહબારટ તકસીરમાંથી બચી જવાને બદલે આ ફ્રાટાંબાજ ખુદરતનાં અંદીઠ હાથથી મોડે યા વેહલ્લે પોતાની માહબારટ તકસીરની પુરી શીક્ષા ભોગવતો આજ દુન્યામાં 'કર ને જો' ના કરણીનાં સર્વોત્તમ કાયદા મુજબ પોતાની ભુંડી કરણીનો નતીજો હયાંનો હયાંજ જોઈ તથા અનુભવી શકે છે.

---

# પ્રકરણ ૨૭ મું.

## "મેડમ મારગારેટ લેડીઝ એમપોરીઅમ."

બીજે દીને સહવારે આલાંમાયે પોતાના ધણી જાંહાંગીર સાથ વેંહચી લીધું. જાંહગીરે પેલી ગુલ કોણની હતી અને 'પેલેસ'માં કેવા સંજોગો હેઠળ આવી હતી તે ધાસ્તીના ધ્રુજારા વચ્ચે સર્વ આલાંમાય પાસથી જાણી લીધું અને જ્યારે તેણીએ તે બુચી કોણની હતી અને રતન મેહતાની બેહન મેહરાંએ કેવા સંજોગો હેઠળ રાખી હતી તે સર્વ વાત કહી સંભળાવા પછી તેઓને ત્યાં રાખવા માટે જાંહાંગીર ઘણો કચવાયો અને તે ફુકતીને તાબરતોબ ત્યાંથી બાહર કાઢવા આલાંમાયપર દબાણ કરવા મંડયો. પોતાના ભરથારે બુચી ગુલને પેલેસમાંથી હાંકી કાઢવા કહયું ત્યારે તે પોતાના ધણીની એક નિર્દોષ બચ્ચાં તરફની ધીક્કારભરી હલકી વલણ જાણી જોઇને તે હદથી જ્યાદા ખફા અને ગુસ્સે થઈ અને મીજાજ ખોહી દેઈ બોલી ઉઠી. "મરેરે! તમારૂં ભેજું તદન્જ ચકાસી ગીયુંછ જો! પેલી રાંડ ગવરનેસ તો તમારી રાંડ સગી વહાલી છ વરસપર કુવો તલાવ કરી મરી ગએલી તેનો ભુત આવેલો જાણી તેને બાહર કાઢવા તમે ઇલક કરી રેહયા ને થાકા, તે હવે આએ નાના નિર્દોષ બચ્ચાંની પુઠ પકડી તેને કાઢવાની વેતરણ કરોછ. પણ મારો જીવ જાય તો તે બનસે નહીં.

સમજ્યા. બુચીનાં ગળામાંની લોકીટમાંની સબી જોઈ તમે બેસુધ થયા તો હવે તેમાં બી તમારો હંમેશનો ભુતજ પાછો ભરાયો હોશે. મારી જીભરૂં હીરા સાથ તો એવી પલોટાઈ ગેઇછ કે એક ઘડીભર ખીસાડતી નથી તો તેને અહીં પેલેસમાંથી બાહાર કાઢું, તો મારી જીભરૂં દીકરી જુરાઇને દુશમન ઝુરપંજર થઇ જાય. એ વાત નહીં બનશે, સમજ્યા. આવતા બુધવારે પેલી મેડમ મારગારેટનાં ફેનસી બોલમા તમે હજારબી ના કેહો તોબી જવાની ને ફર જવાની."

"હું આજે ફરીથી ચેનવણી આપુંછ કે એ રાંદ ચંડાલ મડમનાં ઘરમાં પેલા મેરવાન મેજર સાથ જો જતાં જણાઇછ, તેના ફેનસી ડરેસ બોલમાં જો તું ગેઇછ, તો તુંને મારા 'પેલેસ'માંથી હાંકી કાઢસ! તું મને ના સતાવ, રાંડ ચંદાલ, તું મને ખરાબ લગાડેછ, હીણું લગાડેછ. આજે મેડમનાં ઘરમાં હજારોનો જુગાર રમેછ, ને મારી પર તે રાંડનાં કપડાંનાં બીલોનાં ઓઢાં તળે બીલ મોકલેછ તેનો હું જવાબદાર નથીજ. રાંડ એજ બદમાસ તારૂં સત્યાનાશ વાળી તારી અરધી અરધી ખાઈ તુંને બીખારી બનાવશે "

"બસ! બસ! તમારી ચેંચી નાં ચલાવો! મેરવાન મેજરની જુતીની કીમતનાંબી તમે નથી, સમજ્યા. આજે તો એને ગાળ દીધીછ તે જવા દેઉંચ, પણ હવે પછી દેશો તો તમારી જબાં ખેંચી કાઢસ. મુંવા લુચ્ચા બદમાસો સાથ રેસીસ વીગેરેના જુગારો રમતા ને દહારામાં બએ બાટલીઓનો ઘાણ કાઢતાં તમે સરમ નથી પકડતા? તમે બીલ નહીં પાસ કરે તો કોણ તમારા દાદાને કેહવા જાઉં? મેં બોલમાં જવા ડરેસ સીવાડયોછ, તેનાં બીલના પૈસા ને મેડમને ત્યાં થયલો ખરચ તમુને આપવોજ પડશે. મને પેલેસમાંથી ચાલી જવા કહોછ પણ મને કાઢનાં કાઢનાં તમેજ ચાલી જશો યાદ રાખજો. હું તમારી બોહસ પરજ જવાની ને ફર જવાની. તમારા સકારબી બરે! અરધી અરધી રાત કલબમાં ભટકી દારૂ પી થઇ લટરપર થઈ જમીન માપે, પછી ગામને એમ જણાવે કે એ તો ફલાણાનો ભુત જોયો ને ફલાણી ડાકણનો ઓળો જોયો! એવી વાહીયાત વાતથી હું તદન કંટાળી ગઇછ તમારાથી." અને એમ બોલી રોહસાબેર આલાંમાય બબડતી બબડતી ત્યાંથી ચાલી ગઇ.

મેડમ મારગારેટ બાનુઓના પોશાક સીવાડવાની અલાહબાદમાં દુકાન માંડી બેઠી હતી, તે કોઈ ઇટાલ્યન હતી, અને સાથે લાગી એવી હદ

સુધીની મનોહર અને ખુબસુરત હોવા ઉપરાંત, હદથી જ્યાદા નખરાંબાજ હોવાથી તેનાં નાંજો નખરાંથી અનેક જણું તેની ફરેબી જાલમાં ફસી પડી ખસ્તે ખુહારીની ઉંડી ખાઈમાં ગબડયું ખાતાં હતાં! મોંઘા પોષાકો બનાવી એકના બમણા બમણા ચીરવાનોજ તેનો હેતુ હતો અને નીચે દુકાન રાખી પોતાના માલ ઉપર આ પાખંડી લુચ્ચીએ ખાસ વેટીંગ રૂમ અને શો રૂમ રાખ્યા હતા, કે જ્યાં દરરોજ બંધ બારણે મર્દો અને ઓરતો સાથ જુગારની બાજી ચાલતી હતી, અને આવા લખમાં મેડમ પોતાની ખુબસુરતી અને નાંજોનખરાંથી હસી હસાવીને આગેવાનીથી તરેહવાર નિર્દોષોને ફસાવી હંફાવી સત્યાનાશ વાળી નાખતી હતી. જાંહાંગીર પણ પોતાના મીત્રો ભેગો વારંવાર ગયો હતો જ્યાં આ બદમાસ પ્રપંચી મેડમની મોહજાલમાં તે એટલો બધો તો ચકચુર ફસી ગયો હતો કે આ લુચ્ચીએ પોતાનાં ફરેબ ફંદાના ભયંકાર છટકામાં આ બદમાસ બાયલા જાંહાંગીરને સપડાવી હજારો રૂપ્યા હાથતાલી આપી સફાચક કરી નાખ્યા ત્યારેજ આ લુચ્છાની સુધબુધ બધી રીતે ઉઘડી અને હજારો રૂપ્યાનો ધુમાડો કરી મેડમ મારગારેટને ત્યાં ન જવાના તેણે કસમ લીધા. પોતાને આવી હદ સુધીનો કડવો અનુભવેલો હોવાથીજ મેડમ મારગારેટને ત્યાં પોતાની મોહરદાર આલાંમાયના પોષાકો ત્યાં સીવાડવાની વાત તેને કાને આવવાથી શરૂઆતથીજ જાંહાંગીરે મેડમ સાથ સંબંધ ન રાખવા ચેતવણી આપી, મગર આલાં માય તો બોહસા-બોહસીથી મેડમ સાથ બધાંને દેખડાવી મોટાઈ મારવાંનાં મનસુબાથી ગા-ડીમાં બાજે વેળા સાંજે સાથેજ ફરતી હતી! મેરવાન મેજરે આ મેડમ સાથ આલાંમાયની ઓળખાણ કરાવી હતી, અને મેરવાનની ફુસલવણીથી કોઇ કોઇ વેલા મેડમના ઉપરના શો રૂમમાં બીજાઓ ભેગી આલાંમાયબી જાત જાતની ફેટાલ્યન રૂધીની જુગારની બદીમાં ફસી પૈસાનો ધુમાડો કરતી અને હારેલા પૈસાનાં બીલ પોષાકનાં બીલનાં ઓઠાં હેઠળ મેડમને પોતાના ધણીને નામે કરવા જણાવતી, અને મેડમ મારગારેટ પોતાથી ફાવે એમ એકના બમણા કરી જાંહાંગીર ઉપર બીલોના ચોડા મોકલતી હતી, અને જાંહાં-ગીરે આલાંમાયને કોઈબી બીલ સહી ન કરવા તેને ચેતવણી આપી હતી, છતાંબી તેતો તેની બોહસ ઉપરજ મેરવાન મેજરની સોબતમાં મેડમનાં લેડીઝ એમપોરીઅમમાં આંધળો ખરચ કરતી હતી, અને હજારો રૂપ્યા બીલના ભરપાઈ કર્યા વિના પડી રહેલા હોવાથી તથા જાંહાંગીર બીલ પાસ ન કરતો હોવાથી મેડમ મારગારેટ ઉઘરાંણી માટે આલાંમાયને વીણવતી હતી, અને એકના ડબલ કરવા આ લુચ્છી બદમાસ ઓરત મેરવાન જેવા સંસારી શતરની બુરી ફુસલવણીથી તરેહ તરેહના જુગારમાં થાપ ખાતી

વધુ ને વધુ કરજમાં સપડાતી જતી હતી. જો જાંહાંગીર બીલ સહી ન કરે અને મેડમનાં નાણાં ભરપાઇ ન કરે તો તેને નામે ખોટી સહી ચેક ઉપર કરી ચેક વટાવી લાવવાનો નાશકારક રસતો આ બુરા અધર્મી મેરવાને સુચવ્યો અને અલાંબી ગોયા પોતાના ધણીને માહત કરવા અને ઠેકાણે લાવવા આ નીચ રસતો વધુ પસંદ કરવા લાગી, અને તેનો ધણી જો સીધે રસતે ન ચાલે તો આવી કીસમથી તેને હંફાવવાના સંકેટમાંજ તરેહવાર યોજનાઓ મેરવાન સાથ રચવા લાગી.

અને ત્યારે પોતાની મતલબ પાર પાડવા અને પોતાને ગ્રાહકોની આમદ વધારવા આ લુચ્ચી ઇટાલ્યન અબળાએ ફેન્સી દરેસ માસ્ક બોલ કરવાની યુકતી રચી અને તેમાં અનેક યુરોપ્યનો ઉપ્રાંત મોટાં ખાનદાનનાં લોકોને તેણીએ નોતરેલા હતા. આલાંમાય અને મેરવાનનેબી નોતર્યાં હતા તેમજ આ લુચ્ચી અબળાએ જાંહાંગીરને પણ ખાસ આમત્રંણ કીધું હતું. મેરવાન મેજર તેમજ આલાંમાય રોમ્યો અને જુલ્યટનો પોશાક પેહડી જનાર હતાં અને એક પારકા આદમી સાથ આવા બાલમાં ન જવાની તથા મેડમનો તેમજ મેરવાન મેજરનો સંબંધ સદાબરો છોડી દેવાની અનેક ચેતવણી આપી હતી છતાંબી તે જાંહાંગીરની બોહોંસપર મેરવાન સાથ વધુને વધુ ભેલાતી મેડમને ત્યાં ઘસડાતી જતી હતી.

---

## પ્રકરણ ૨૮ મું.

"તમે શેહનશાહની તોખમનાં, હું તો ગરીબ લાચાર,
ગોલાબ થુઅર એકજ કયારે, કયું ન દેશે બાહાર."

જાંહાંગીર ગુલનાં ગળામાંથી લોકીટમાંની સબી જોઈ શા કારણથી બેબાન થઈ ગયો હતો તે કારણ જાણવા દીનાં લામ ઘણી ઇંતેજાર અને અત્યાતુર હતી, છતાંબી તે તેનો ભેદ મુદલજ જાણી શકી નહીં. લોકીટમાં જે અબળાની સબી હતી, તેતો ગુલની મરનાર માતાની હતી, જે બીચારી કોણ જાણે કેવા ભેદી સંજોગો ઉપર મુફલસીની મુસીબતમાં આપઘાત કરી માર્ગે લાગી જવાની જફાકારક કાંહણી મેહરાં મેહતાએ આલાં તથા જરને કહી સંભળાવેલી એતેફાક દીનાંએ સાંભળી લીધી હતી તો પછી

પુચી ગુલ્નની મરનાર માતાની સબી પેલી લોકીટમાં જોઈ જાંહાંગીર જો તેથીજ બેભાંન થયો હોય તો મરનાર સાથ આ પુરા અધર્મીને એવો તે શું અણુબનાવ બનેલો હોવો જોઈએ, કે તેની સબી જોતાં સમેટજ તે એકદમ બેભાન થાય?

અને આ મુજબ દીનાં લામ પોતાનું ભરવાનું લેઈ બાગનાં એકાંટમાં ઉપલા ભેદી સંજોગોનો વિચાર કરતી બેઠી હતી, જેવામાં દીનાંને એખલી જોઈ ખાસ ટક સાંધી પેલો લખોપતી શેઠીયો ધન હીરામાણેક તેણીને સોહધતો ત્યાં આજે પુગ્યો. ધન હીરામાણેકને પોતાની જાલમાં ફસાવવાને લગતું ગંભીર તોહમત રતન મેહેતાએ મુકી તેને ઘણી રીતે બદનામ કીધી હતી, અને અદેખાઇ ઉપજાવનારી હદે તે જર અને ધન હીરામાણેકનાં સુખની વચ્ચે કવાબનાં હાડકાં મીસાલ આડે નડી જરનાં હાથમાંનું બેકીમતી બેમુલ ઈનામ પોતે લુચ્છાઇથી લઈ લેવાની તે નીચ વેત્રણ કરતી ધનને પોતાનાં ફંદામાં ફસાવતી હતી એમજ રતન મેહતાનાં ખોટાં તોહમતથી દીનાં લામ બાતેનથી હદથી જ્યાદા રંજીદા થઈ હતી. ધનને પોતાની સામે આવી ઉભેલો જોઈ વળી પાછો છુપાછુપ રતન મહતા તેણીને પકડી પાડી વધુ તરકટ રચે તેની ફીકરમાં તે બાતેનથી ડર કરવા લાગી, તોબી બાહરથી માયાભરી રીતે મીઠાસથી હસી ડોકાંનો માહબતવંતો લેહેકો કરી આવકાર આપ્યાથી ધન તેની પાસે મલકાતો બેઠો.

"દીનાં" ધને તેનાં હાથમાંનું ભરત કામ બાજુએ મુકયું અને તેનાં કોમળ હાથ પોતનાં હાથમાં કાંઈ મોહબતથી ધરી બોલ્યો. "દીનાં, આજે તુંને ખાસ એકાંટ શોહધતોજ આવ્યોછ ને મને તેવી ટક મળી ગયલી હોવાથી હું તે કીરતારની લાખોલાખ શુકરગુજારી કરૂંછ. મને આજે છેવટનો સાંભલી લે! મેં તુંને હજારો વાર કહયું હતું કે મારે મનસે જરદાર માલેતુજાર અને ગરીબ મોહતાજમંદો સરખાંજ છે! તું ને પણ તેવાજ વિચારથી ગણુતો આવી શરૂઆતથીજ માન અને મોહબતની લાગણી દીલસોજી બતાવતો રહયોછ, તો તેવી લાગણીનો પુરાવો અત્રે બતાવી આપવાને હું અત્રે ખુલાસો કરતો તુંને એકાંટ સેહધતો આવ્યોછ. મને ખુદાની કરમબક્ષેસથી કશાંનીબી હાજત નથીજ, કશાંનીબી ગરજ નથીજ, તોબી તારી સોબતની ગરજ હોવાથીજ હું તુને સોહધતો અત્રે આવ્યોછ. વાહલી દીનાં, તારી વાતચીતમાં, તારી અદામાં અને વર્તણુકમાં કાંઇ એવી તો તેજી અને ઝમકની નુરાની વસેછ, અને તારી રગોમાં જાણેકે એવું તો અમીરી ખવાસનું લોહી દોડતું હોય એમ મને લાગેછ, કે ગમે તેવી બી તું મુફલેસ

ખાનદાનની છોકરી છતાં, ગમે તેવીબી નોકર વગરની છતાં, હું તો તુંને એકાદ જરદાર માલેતુજારની બેટી તરીકેજ ગણુતો આવ્યોછ! નહીં તું મને સાંભળ! વચ્ચે નાં બોલ—મારાં હાથમાંથી તારા હાથ છુટાવી લેવાની વેત્રણ નાં કર. મને સાંભળી લે, પછીજ મને જવાબ દેજે, અને યાદ રાખજે કે તારાં નાસીપાસ ઉપજાવનારા જવાબથી હું મારી લાખોની માલમીલકત છતાંબી દુઃખી બનસ. જર સાથ ભવીશની સર્વોતમ દોરીથી મજબુત સીકડાઈ જવાના ઉમેદ ભર્યા હેતુથી હું ચાલ્યો ચલાવ્યો મારાં મુરબી મરનાર પીતાની ખાહેશ મુજબ અત્રે આવ્યો, મગર તે પછી તારી ને જરની વચેનાં દરરોજનાં આસમાન જમીનનાં તફાવટથી મારી આંખ એવી તો ભેદભરી કીસમથી ખુલ્લી થઇ, મારી નજરમાં બેઉમાંથી તું દરેક પ્રકારે એવી તો શ્રેષ્ટ માલમ પડીચ, કે જર સાથ સ્યાદીનાં ગાંઠથી એક થઇ, આવી લોભી છોકરી સાથ બરબાદી કરવાની ફીકરથી તેને બાજુ મુકી, તારા જેવી ગરીબ પણ સાલેસ અને અમીરી ખવાસ દેખાડનારી સર્વો-તમ છોકરી સાથ મારી ઉમેદ બાંધવા મેં મન પર લાધું, અને મેં જે મારાં ઉમેદભર્યાં મનમાં જે મુરાદ બાંધીચ તે સર્વો-તમ રાસ્ત અને ખુદા વાજબીજ છે એમ હું માનુંછ."

હયાં તે દમ ખાવા ઠોભ્યો, તે ટકનો લાભ લેઈ બોશકથી લાલચોળ રૂખસારો સાથ મીઠાસથી હસી દીનાં બોલી. "જી! તમારી વાત હું તદન સમજી ગેઇચિજી, ને તમે જે મનમાં મુરાદ બાંધવાનું પગલું ભર્યું છ, તે મારા નાકેસ વિચાર મુજબ દાનેશમંદી ભર્યું નથીજ! આ એક ન બની શકે તેવી જોખમભરી વાત છે, અને તમારી ઉમેદને મુરાદનાં ફલ કરમાઈ જાય તેનાં ઘણાજ જોરાવર સબબો છેજી! પેહલી હરોળમાં તો આપણા વચ્ચે આસમાન જમીનનો માહભારત અંતર છે, જે અંતરજ એક ન બની શકતી ચીજને કદીબી ઉમેદભર બનાવી શકે નહીં એમ છે! કાંહા ગાગાં શાહા ને કાંહાં ગાગાં તેલી. કાંહાં તમે જરદાર માલેતુંજાર લખોપતી શેઠયા અને કાંહાં પેટનો ખાડો પુરવા રખડતી વહીનરું કરતી હું મુફલેસ ચાકરડી! કાંહે સોનું ને કાંહાં કથીર! કાંહાં ગુલાબ ને કાંહાં થુઅર! તમુને નાપસંદ અને ગમખ્વાર જવાબ આપવાની મને ખચીતજ દલગીરીભરી ફરજ પડેછ! તમે જાણોછજી, કે તમે મારા જેવી ચાકરડી સાથ વધુ બેલાવોછ તેની અદેખાઈથી અહીં પેલેસમાંના કેટલાકોએ તો મારી પર તમુને ઉશકેરી મારી જાલમાં ફસાવી જરને ખરતી કરી નાખવાની નીચ યુકિત રચવાનું તોહમત મેલ્યુંછ, ને જે વખત જાયછ તેમાં આ 'પેલેસ' હીણપસતીની હડધુતમાં સદાનો છોડી જવાની ધાસ્તીમાં હું છેઉં! મારાંપર મુકેલાં તોહમતની હું મુદલજ તકસીરવાર

નથીજ કાંકેકશાબી પુરા ખ્યાલ કર્યા વગર તમોને હું દીલસોજીથીજ વખાણુતી આવીછ. તમારી એ માંગણી ના પાડવાની મને દલગીરી સાથ લાઇલાજ ફરજ પડેછ. મારા જેવી ગવરનેસ, હલકાં ખાનદાની, ઇજીરદી પીજારદી પોરી સાથ પરણી લોકચર્ચા અને નીદાંમાં તમે આવી પડો તે કારણુથી તમારી ઉમેદને હું પગભર કરી શકતીજ નથીજ માટે દલગીર છેઉં."

"શું તારે મને નાં કેહેછ! મને જનમોજનમની દુઃખી સ્થીતીમાં છતે પૈસે તું મુકવા રાજી છે! સમજ, વાહલી દીનાં! સમજ! લોક સાથ યાતો તેઓની નીંદા સાથ આપુને કશું લાગતું વલગતું નથીજ. તું ગરીબ ખાનદાનની હોશે, પણ હું તો તુને અમીરી ખસલતની ને તોખમની ધારૂં છ તો પછી શું મુજાહકો છે? સમજ વાહલી દીનાં સમજ, આ ઉમેદભર જીગરને તું તારા નાસીંપાસ જવાબથી દર્દમંદ ના બનાવ. મને તારા મીઠા 'હા' થી સુખી કરવાની બસ નવાજેશ કર!"

"નહીંજી, તેમ નહીં બનશે! મારી સાંમે બલતાં કાઢી મારી નીંદા કરનારાં પર, ને મારી પર તોહમટ મુકનારાંપર જો હું વેર લેવા માંગતી હોઉં તો આ સુન્ના જેવી તક છે, મગર હું ખાસેસ ને મોટાં મનથી તે ટક હાથથી જતી રેહવા દેવા રાજી છેઉં! હું જો ચાહું તો તમુને પરણી એક થઇ બધાંઓને ઉંધાં પાડી બરાબર સવાદ ચખાડું, પણ તેવી ખારીલી ખાસ્યટ મારી નથીજ. આ છેલ્લીવાર તમુને હંમેશનો 'ના'નો જવાબ આપવાની મને દલગીરીભરી ફરજ પડેચ."

"ખેર! આજથી હું છતે પૈસે દુઃખી છેઉં! મારે મનસે આજથી બધું અકારૂં, નકારૂં ને ઝેર જેવું થઈ પડશે! ખેર! તારા જેવી લાખોની દોલતનીબી લોભ લાલચની તુંબા ન કરનારી અમીરી અને ઉમદા ખવાસની સર્વોત્તમ છોકરીને હું હંમેશજ ભલાઇમાં યાદ કરસ! આહ! કેવું અમીરી અને તોખ્મી જીગર! આહ! કીસમત!" અને જીગરનાં ઉંડાણુથી લાંબી સરદ હય મારી ધન હીરામાણેક નાસબર, નાસીવાસ અને નાઉમેદ થયલો ભારી પગળે દીનાં આંગળથી જતો રહયો. તેનાં દર્દમંદ જીગરમાં દરેક ઉમેદ અને મુરાદ કચ્ચડાઇને કરમાઇ ગેઈ. તે લખોપતી હતો અને પોતાની લખોની દોલતનાં જાદુથી તે જે ચાહતો તે મેલવી શકતો હતો, મગર પોતાની લાખોની દોલતથી, તેનાં માહભારત ઝલકાટ—ચલકાટથી સેહજબી અંશે અંજાયા યાને લોભાયા વિના આ ગરીબની છોકરીએ તેની ઉમેદભેર માંગણી કઠણુ અને મકકમ દીલે ના પાડી હતી, અને છતે પૈસે પોતાની માંગણી

ને બરનો જવાબ ન મલવાની પેહલીજ વેળાની હારથી ધન હદથી જ્યાદા હયરાન પરેશાન થયો, અને જાણેકે તેને મનથી ખુદ દુન્યાજ ડુબી ગેઈ હોય એવી કીસમથી હારી ખાઈ સદાનો દુર દેશાવર એકાંત સોહધવાનાં મજબુત ઠેડાવ પર અચબુચ આવ્યો.

---

## પ્રકરણ ૨૯ મું.

### હડધુત!

પોતાની ઉમેદ અને મુરાદમાં નાસીપાસ અને નારાજ બનેલો ધન દીનાં આગળથી ચાલી જઈ ગમગીન વિચારોની ગીરફતારી વચ્ચે ગર્ક ગએલો બાગનાં દરવાજા તરફ જતો હતો, જેવામાં જર હસ્તી હસ્તી તેની સાંમે એકદમ આવી પુગી. ધન તદન ધુખરાએલો જેવો દર્દમંદ દીસતો હતો અને પોતાની સાંમે જરને આવી ઉભી રહેલી જોઈ તે હદથી જ્યાદા દલગીર થયો. ભલી દીનાં એ મોટાં દીલથી તેની ઓફર ના મંજુર રાખી હતી, અને તેની ઉમેદભર ઇચ્છા નહીં પાર પાડવાનું જર વચ્ચે નડતું હાડકું હતું, એમજ ધારી તે હાલ જરની આમદીથી ખરાં મનથી કચવાયો.

જરે તેને ખાસ સબબથી રોકી રાખ્યો અને તેને દીલ બેહલાવનારી વાત ચીતથી મલકાવી નાખવાની આ લોભી છોકરીએ પ્રયત્ન કીધી, પણ ધન એટલી હદ સુધીનો આજોર્દ અને હયરાન, પરેશાન બન્યો હતો, કે સર્વ પ્યારી ચીજ તેને અકારી નકારી અને ઝેર જેવી લાગતી હોવાથી, જરની ખુશી ભરી વાતથી બી કંટાલો ખાતો તે ત્યાંથી ચાલી જવાનું બાહણું કાઢતો હતો, મગર તેમાં તે મુદલજ ફાવ્યો નહીં, કાંકે જરે ધનને રોકી રાખી તેની સાથ વાતમાં મશગુલ બનવાની પોતાનાં મનમાં ખાસ ઇચ્છા રાખેલી હોવાથીજ તેણીએ તેને જવા દીધો નહીં. અને તેનો હાથ પકડી એક બાજુનાં ખુણામાં આવેલા રોણકદાર બાંજટ ઉપર બેસવા તેને ઘસડી ગઈ, અને વગર દીલે અને વગર મને ધન જરની સર્વ મતલબ તુર્તજ પામી જઈ ગુપચાપ તેની સાથે બાંજટ પર બેઠો. જરે તેનો હાથ પોતાના હાથમાં લેઇ માયાથી પોતાની મુરાદને લગતી દીલખુશ વાત કરી

તેનાં કાનમાં મધ રેડવાની વેત્રણ કીધી મગર આ નાદાન છોકરીને સ્વપ્ને વટીક ખબર થઇ નહીં કે સર્વ તેની દીલખુશ અને દીલબેહલાવનારી વાત તેનાં કાનમાં મધુર લાગવાને બદલે ઝેર જેવી કાટેલ લાગતી હતી, કાંકે તેનું દીલ અત્યાર આગમજનું ભાગી તુટી ગયલું હોવાથી એક પણ મોહબત ભર્યો મીઠો સખુન તેનાં તુટેલાં જીગરમાં સમાવવા માટે મુદલજ જગ્યા ખાલી ન હતી.

"કેમ ધન ડીયર." જર માયાથી મીઠું પીરસતું બોલી, "તમે કાંઇ હવડાં ઘણાં મોઘા મોઘા થઇ ગયાછ. ગરીબપર કાંઇ છેકજ ખફા છેઓ?"

"નહીંરે, તેમ કાંઇ નથી." ધુખરાએલે ચહેરે ધને જવાબ આપો.

"ધન, આજે હું ખાસ તમુને સોહબતીજ અહીં આવીછ ને સારૂં થયું કે તમે મલી ગીયા. ધન, મને સાંભળી લેવો. તમારે લગતીજ ઉમેદમાં મેં આટલાં આટલાં વરસ કાઢયાં ને મારાં મુરાદભર્યાં જીગરમાં ઉછાલા મારતી લાગણી ઉભરાઈ આવી આજે બાહર ખાલી કરવાની મને ખુશાલી બરપા થાયછ. વાહલા ધન! આ તન અને મન આજ વરસો થયાં તમા વાહલા પરજ સદકે કરી નાંખ્યુંછ. આ જીગર તમારા મોહબતના મીઠા સબ્યારા વચ્ચે ઉછાલા મારી રહયુંછ! વાહલા ધન! આજે એમ ધુખરાએલા જેવા કેમ છેઓ? તમુને આવા ઉદાસ જોઈ મારૂં કોમળ જીગર ચીરાઈ ને વીંધાઈ જાયછ! મારી વરસોની ઉમેદ પાર પાડી મને સુખી ને સરફરાજ કરવાની નવાજેશ કરશો. બોલોની વાહલા, મારાં જીગરને ખુશનુદી મલતો જવાબ તો આપો."

"જર" તે દબાએલે સાહદે મોંહ કુમલાવી બોલ્યો "તારી મતલબ હું પામી ગીયોછ, ને તારી ઉમેદને જવાબ કરતી ઢપનો આશાવંત ઇસારો કરવાનો હાલ મુદલજ વખત નથી એમ હું ધારૂંછ."

"નહીં, એમ ના બોલો વાહલા ધન" આ મતલબી છોડી નખરાં કરતી ધપે મોંહ કુમલાવી બોલી "તમે જાણોછ, વાહલા કે મારા પપા સાથ તમારા મરનાર બાવા આપણા વચે ભવીશમાં સયાદીનો ગાંઠ વાળવા કબુલ્યું હતું, અને જે આધારે હું તેજ ઉમેદમાં વરસો તક બેઠી, તો હજી તો હું કયાં લગીન તમારી મોહબતની આગમા ઝુર પંજર બની ફરૂં. મને જવાબ દેઓ, વાહલા તમારા ખુશાલી ભર્યા જવાબમાંજ મારૂં સર્વે સુખ સમાએલું છે."

"તુને તારી ઉમેદને કચડી નાખનારી ધપે મને નાં કેહવાની ફરજ પડેછ તે માટે હું ઘણો દલગીર છેઉં. મારા પપાએ તારા પપા સાથ જે

આપુને બંધાઇ જવાનાં કોલકરાર કીધાછે, મગર હાલ તે સમો ને સંજોગ નથી એમ વિચારી મને પેહલી ને છેલ્લી વેલા ના કહેવાની દલગીરીભરી ફરજ પડેછે. ચાલ સાહેબજી. મને જરા કામ છે તેથી જવુંછ."

અને જરને ટુંકમાં રોકડું પરખાવી તે ગંભીર ચહેરે ઉઠી ઉભો થયો અને જવા કરતો હતો તેવામાં ઝપાટામાં જરે ઉઠી તેનો હાથ પકડ્યો અને લુસાર નેણ ફેરવી બોલી "જરા ઉભા રેહવો. મને સાંભળી લેઓ. તારે શું તમારાં જીગરમાં કોઇ બીજી રાંડ પેટભરીએ ઘેર કીધુંછ ને તેથીજ મારો વરસોનો ઉમેદ ભર્યો પ્યારનો ઇનિકાર કરવાની હાનેશમંદી કરોછ? ઓ! હું તે મુદલજ સાંખી સકસ નહીં."

"એટલી આકરી ને અદેખી પડવા જેવી તારી અધીરાઇ ને નબલાઇ માટે મને ખેદ બરપા થાયછ, જર, પણ તેવું કાંઇજ નથી ને–"

"હા! હું બધું જાણુંજછ! મને બી જોવાને ખોદાએ આંખ આપીછ કે કાચનાં કટકા!" જર અણકા કરતી મીજાજથી બોલી "પેલી રાંડ પેટભરી માજંદરાની હીણાંછીણાંની એબલગામણી પોરી દીનાંએ તમારૂં મગજ ફેરવી નાખ્યુંછ ને એ રાંડ પેટભરી ચંડાલ તરફ તમેબી ઘણાજ લાલ્હતી ગીયાછ. ને તેવી એક ઇજ્જતરદી પીજ્જતરદી હલ્કી પોરી સાથ તમે કાંઇ ઉમેદ બાંધી બેઠાછ, ને મને મલવાનાં અખાડા કરી તેજ રાંડને છુપા છુપ મલવાની તમે હવે ઉમેદ કરોછ; પણ યાદ, આવી હલ્કી ચાકરદી વરગની એબદશા પોરીથી—"

આતો ઘણું અતેરૂં થયલું ધને જોવાથી જરને આગલ બોલતાં એકદમ અટકાવી તે ગુસ્સામાં બોલ્યો.

"એકાદ નિર્દોષ અબળા માટે આવાં કમકમાટ ઉપજાવનારી હદ સુધીની તારી તેજ જબાન ચાલતી જોઈ હું ઘણોજ દલગીર છેઉં! તારા તરફથી આવાં ખરાબ સાખુનો ઓચરેલા સાંભળવાની મેં સ્વપ્ને વકીક વકી રાખીતી નહીં! એ તો જેવાં જેનાં વિચાર! રાજાને ગમી સાથી તો છાણ હાથથી આણી! એકવાર ફરીથી પેહલી ને છેલ્લી વાર મને તુંને નાં કહેવાની ફરજ પડેસ." અને એમ બોલી એક છેલ્લી નજર વકીક કર્યા વગર રીસ ભરેલી આંખથી તે ઝડકથી ત્યાંથી ચાલી ગયો.

જરને ઘણુંજ નીચું જેવું પડ્યું! તે તો તદ્દન ઝંખવાણી પડી ગઇ! આવાં કાંટોનાં કટસરમી તો તેણીએ સ્વપ્ને વકીક ન રાખી હતી!

આવો અપજશ તો ખુદ ખુદા વટીક ખમી ન શકે એવો જુલમાટ ભર્યો તેણીને લાગ્યો. તેની આંખમાં અદેખાઇનો ગરમ આતશ બરપા થયો. વેરથી તેનું હૈયું ઉછાલા મારવા લાગ્યું. તેનો ચહેરો જનુનથી કાલો ઠણુક મારી ગયો, અને ફુફડાટમાં તે બબડી "ઠીક! ઠીક! આએ બધાં એજ રાંડ ભીખારીનાં કારસતાન છે! હુંબીતો ખરીકે આએ મહીનાની આખેરીએ અહીંથી રાંડને પેંડોજ પકરાંઉ, તારેજ આ ભાણ્ ભુલો પોતાની સુધ ઠેકાણે લાવસે! મારી વચ્ચે એ રાંડ કાભા જો આડી નડશે તો રાંડ પેટબરીનું કાટલુંજ કાહાડી નાખસ! હુંબી જોઉંછ, ધન, કે તું કેમ હવે એ લુચ્ચી મકકરખોરને મલેછ ભેટેછ" અને બુરા વિચારોનાં વમલમાં વીંટલાઈ તે ભારી પગલે 'પેલેસ' તરફ આગળ વધી.

---

## પ્રકરણ ૩૦ મું.

### મેહરાંનો ભરમ-જસી વાહડયો કોણ?

દીનાં લામને હલકી પાડી તેને ખરાં રૂપમાં બધાંની નજરે દેખડાવી હીણપસ્તીમાં લાવવાનું રતન મેહતાએ જાણે કે માથે લીધું હોય, એવી કીસમથી તેણે દીનાં સાથ ખુબ વેંહચી લીધું હતું. બધાં તો આ ગરીબની પોરી વીરૂધ થયાં હતાં, મગર રહયો સહયો આ રતનબી તેણીને સુખેથી જંપવા ન દેતો. પોતાની બેહનનું નામ આ મતલબી અને બદમાસ છોકરીએ શા માટે લીધું હતું, અને તેમાં શું ભરમ હતો તે દીનાં પાસથી જાણી લેવા માંગતો હતો, મગર આ હીંમતવાન છોકરીએ તો રતન મેહતાને પાણી ઉતાર કરી નાખે એવી અદાથી એવું તો રોકડું પરખાવ્યું કે તે હદથી જયાદા આ પોરી ઉપર ખફા થયો અને કોઇબી દાબ-દબાણથી 'પેલેસ'માંથી આ ઢોંગી અને હલકી વરતણની છોકરીને કાઢી મુકવાના સંકેટપર તે આવ્યો. જસી વાહડયાને માટે તેની બેહન કોઇબી વેળા રતન આગલ બોલી હતી કે નહીં તે માટે દીનાંએ બેદી સવાલ કીધા, અને તેનો ભેદ ખુલ્લો કરવાની ના પાડતાં તેનો ભરમ તેની બેહન પાસથીજ પુછી લેવા જણાવાથી જસી વાહડયાનો શું ભરમ તેની મેહરાં છાતીમાં રાખી છુપાવતી હતી તે જાણવા તલપી રહયો. જસી વાહડયો છ વરસની

વાત ઉપર ઝરીન પેલેસની પરીન શેઠનાં સાથ સ્યાદીનાં ગાંઠથી એક થનાર હતો, જે છેલ્લી ઘડીએ પરીનને ગરીબ અને લાચાર જાણી પરણ્યો ન હતો જે સર્વ વીટક વાત રતનને જાંહાંગીરે કહી હતી, તો તે જસી વાહાડયાને મેહરાં કેવી રવેશે ઓલખે તે તેને ભેદ ભરેલું ઉખ્યાણું થઈ પડયું. તે હદથી જ્યાદા શંકાશીળ બન્યો, અને પોતાની બેહનને મોંઢેથી ખરૂંનરૂં જાણુવાની અધીરતામાં તેણે પોતાની બેહનને શોધી કાઢી અને એકાંટમાં લઇ જઈ તેણે અચબુચ સવાલ પુછયો "મેહરાં—મને સાચુ જણાવી દે, કે આએ આલાંમાયની ગવરનેસ દીનાં લામ છે તેને શું તું ઓળખેછ?"

"નહીં, કેમ ભાઈ? એવો સવાલ?"

"વેલ! તારે તેં મને તારો વીશ્વાસુ નહીં કીધો ને તારી ખાનગી વાત જો હોય તો તે મારાથી છુપાવી તે માટે દલગીર છું—મને જવાબ દે મેહર, કે તું જસી વાહડયાને અગાઉ ઓલખતી'તી?"

જસી વાહડયાનું નામ સાંભળી જાણે કે સર્પે દંખ માર્યો હોય એવી કીસમથી મેહરાં એકદમ ચમકી! તે તનબદનથી ધુજવા પડી. તેની જબાંન મુદલ ઉપડી શકી નહીં. ધાસ્તીથી તે ઉજલી પુની જેવી થઈ ગઈ. તેણીના ચહેરાપરનાં આવા તાજુબી પમાડનારા ફેરફારો રતને ઘણી બારીકાથી અનુભવ્યા. તે ગંભીર ચહેરે બોલ્યો. "તારે મને જવાબ મલી ચુકયો, બેહન. તારે તું એ જસી વાહડયાને ઓળખેછ. ઠીક, તે કરાંચીનો રેહવાસી ઉતો જે પછી છ વરસ ઉપર મુંબાઇથી અહીં અલાહબાદ આવ્યોતો તે તુંને ખબર હોશે. અહીંથી તે જાણે કે પાતાળનાં પેટામાં ગરક ગયો એવી કીસમથી નાબુદ થઇ ગીયો તો. મને તું ખુલ્લે ખુલ્લું જણાવ. મેહર, કે એ બદમાસ પોર્યા સાથ તુંને શું લાગેછ વલગેછ! તારો ભરમ મને આજ લગીન નહીં જણાવ્યો તે મને ઘણી ઝાંઝ ચરેછ, કાંકે હાલનાં બારીક સમયમાં મને તારે લીધે એક હલકી ઇજારદી પીજારદી પોરીનાં તાણુાં તપલામાં આવવું પડશે."

મેહરાં જવાબ દેવાને તદન અશક્ત હતી, કાંકે આ ન ધારેલા ઓચીંતા સવાલથી તે તો હદથી જ્યાદા ધાસ્તીથી ગુંચવાડામાં પડી ગઈ હતી. તે મોત જેવી ફીકકી પડી ગઈ અને ધાસ્તીથી ધ્રુજતાં તે ડુસકે ડુસકે રડવા પડી.

"મને જવાબ દે, મેહર. આએ પેર્યાને અંહી અલાહબાદમાં છ વરસની વાતપર પરીન શેઠના નામની મરનાર છોકરી સાથ પરણ્યા અગાઉ તું એને કરાંચીમાં ઓળખતી'તી વારુ?"

"હા બાઈ."

"ગભરા નાં, હવે બની તે બની, પણ ખુદા ખાતર સાચ્ચે સાચ્ચું કહી દે શું હું દેશાવર જતો રહ્યો તે પછી તે એની સાથ મીત્રાચારી બાંધીતી વારુ? ને વખનનાં વેહવા સાથ તુંને ચાહી ઠગીને તુંને પડતી મુકી ચાલી ગીયો તો?"

"હા! બાઈ! મારાં એવાં ફુટેલાં બાયગજનો."

"એ લુચ્છો પેર્યો તુંને ચાહતો'તો તે આપરા નવલ કાકા જાણુતા'તા વારુ?"

"હા! તારા જવા પછી નવલકાકા સાથ હું વસી તારે આએ જસી સાથ મને ઓલખાણ પડી ને હું નવલકાકાની કરી લીધેલી દીકરી હોવાથી મને બધી દોલત મલવાની એવું તેને ધારેલું હોવાથી આ દોલતનાં જીવ ઉપર તે મારી પર જાનફેશાન કરી મલવા બેટવા લાગ્યો. નવલકાકાને હમારી છુપી મુલાકાતની ખબર થવાથી એની ચાલ ચલણ સારી ન હોવા માટે મારી ઉપર ખુબ ગુસ્સે થયા, ને તેને કદીબી ન મલવા મને સમજાવવા લાગા! પણ મેજ અભાગણીએ માન્યું નહીં. મને તે વેલા કમલાની આંખે પીલુંજ લાગું. હમે કાકાની હરુસેબી છુંપાં છુપ મલવા બેટવા લાગ્યાં, અને આયંદે કાકાએ પોતાની ચશમ ફેરવી અને કોઈ જુવાન છોકરી સાથ પરણી બેઠા, અને હું તદનજ રખડતી થઇ! મારો સર્વ હક કાકાંની દોલત પરથી જવાની મને હવે અરધી ન મલે એવું વિચારી જસી મને બેવફા થઈ, મને છોડી દેઈ સદાનો ચાલી ગીયો. ઓ! તેજ વખતે હું મુઈ અભાગણીની આંખ ખુલ્લી થઈ કે એ તો મારા કાકાનાં પૈસાપરજ મોહી પડી મારી પર જાનફેશાન કરતો હતો. ઘણે લાંબે વખતે મારી પર મારી સખીને કાગજ્યાં મોકલી આપ્યાં, ને પછી ન્યુસમાં વાંચ્યું કે એતો અલાહબાદમાં જરદાર માલેતુજાર શેઠયાની છોકરી પરીન શેઠના સાથ પરણવાનો છે. ને જે પછી થોડા વખત રેહી આ મરનાર પરીનનાં લગનમાં કેવું વખન થયું ને આએ વરરાજાએ પણવા ના પાડી ને તે કાં ગુમ થયો તેનો તેનો થોડો ઘણો જફાકારક હેવાલ ન્યુસમાં મેં વાંચ્યો હતો! ખચીત મને બેવફા નીવડવાનો એને ઘણો બુરો નતીજો તો મલ્યો" અને આટલું બોલા

તેણીએ લાંબી સરદ હાય પોતાનાં તુટેલાં જીગરમાંથી બાહર કાઢી. "તાર પછી તો નવી કાકી સાથ રોજની પંચાતી થઈ ને કાકાનેબી ઉલટું ભડકાવાથી તેવણબી ઘણી તણુપાંચ કરવા લાગવાથી હું આપરા માયનાં સગાંને ત્યાં મુંબઈ ચાલી ગઈ."

"નાદાન છોકરી, તેં તારા કાકાની હરૂસે ઘણું અવિચારી ને બુરૂં પગલું ભરી જીંદગીની ગોયા ખુવારી કરી નાખી, અને વળી તારા સગા ભાઇથી આ વાંક છુપાવવાની તેં કોશેશ કીધી. એ ઘણું બુરૂં થયું. આ અલાહબાદ છોડી હવે મુંબાઇ ચાલ, અહીં રેહવામાં સાર નથીજ."

"વાહલા ભાઈ! મને જણાવ કે તુંને આએ જસીને લગતી વાત કોણે કહી?"

"આહ! પેલી રાંડ કમીની લુચ્ચી પોરી દીનાં–પેલી આલાંમાયની ગવરનેસે કહયું. તારો ભેદ તે પાખંડી આગળ છુપો નથીજ. ગરમા ગરમ ટપાટપીમાં એ રાંડ બેશરમ છોકરીએ જસી વાહડયા માટે તુંને શું ખબર છે, તે તારી પાસથી જાણવા મને ફરમાણ કીધું. ખેર! એ બેદભરમની લુચ્ચી અબળાને ઉંધાડી પાડી હીણપસ્તીમાં લાવવાજ હું કોશેશ કરૂંછ પણ તારો ભેદ એ જાણતી હોવાથી હવે મને ગોયા એની આગલ નીચું જોવું પડેછ. ખેર! હું મારી બીઝનેસની એજન્સી અહીંથી કાઢી બીજે શેહરે કહરાવસ. કાંયકે જ્યારથી આએ અવરને અભાગ્યાં શેહરમાં પગ મુકયોચ, તારથી મને દરેક જાતની પીડા ને આપદામાં ચીંતા ને ફીકરમાં ઉતરવું પડયુંછ. મને અજાયબી એજ લાગેછ કે તારો આએ ભરમ આ ભમાતુ રખડેલ ને પાખંડી ગવરનેસ કેવી રીતે જાણવા પામી." અને ગમગીન વિચારોની ગીરફ્તારીમાં ગર્ક ગયલો તે ત્યાંથી ભારી પગળે આગળ વધ્યો!

મેહરાંને લગતો ભેદ દીનાં કેવી રીતે જાણવા પામી હતી તે જાણવાને માટે મેહરાંનો જીવ ઘણો અધીરો બન્યો. અને દીનાંને શોધી કાઢી તે ભેદ પુછવા દીનાંને શોહધતી તે બાહર પડી, અને આયંદે બાગમાં ફરતી તેણીને જોવાથી મેહરાં એકદમ તેની સામે જઇ ઉભી. મેહરાંને એકાએક તેની પોતા સાંમે આવેલી જોઈ દીનાં તાજુબ થઈ "દીનાં! મારે તુંને બે બોલ અગતનાં જ પુછવાછ તેથીજ તુંને શોહધતી હું ખાસ આવીછ". તેનો ચહેરો ગમગીન અને ઉદાસ થયલો અને તેની આંખ રડવાથી લાલ થયલી દીનાએ જોઈ.

"મને પુછોછ. હા મેલાસક શું પુછવું છ."

"હું જસી વાહડયાને વાસ્તે શું જાણુંછ તે મને પુછવા તેં મારા બાપને ખાસ હણાણથી બરમમાં જણાવ્યું તું, તો એ જસીને વાસ્તે તું શું જાણેછ તે મને નહીં જણાવે?"

રતનને જણવેલા પોતાનાં ભેદી સવાલની કેવી જલ્દી અસર થવા પામી તે જોઇ દીનાં હદથી જ્યાદા તાજુબ થઈ અને હસ્તી બોલી. "તમે શું ખરેખરજ તે સવાલનો જવાબ જાણવાની આર્જુ ધરાવોછો?"

"ખચીતજ! નહીં તો તુને ખાસ મલવા હું આવતે નહીંજ. મને જણાવ કે કરાંચીમાં તુને શું જસી સાથ મુલાકાત થઇતી વારુ?"

"મેં મારી જીંદગીમાં જસી વહાડયાને કરાંચીમાં જોયોતો નહીંજછ."

"તારે વારુ અલાહબાદમાં ઓલખાણ પડીતી?" કાંઇબી જવાબ આપ્યા વિનાંજ મેહેરાંને ટગર ટગર જોતી દીનાં ગુપચુપ ઉભી રહી.

"કાંય સમજેછ કે, તું મારે વરે ને જસી વાહડયાને વાસ્તે શું જાણેછ?

"હું બધું જાણુંછ જરાએ જરા અણીથી પણી વેર."

"હં બ-બ-બધું એ માંયરે તું બધું તે શુ જાણેછ."

દીનાંનો ચેહરો ગંભીર થયો, અને દમામથી તે બોલી "જ્યારે તમે મને બોલાવવાની ખાસ ફરજ પાડોછ તો મને બોલી દેવાની દલગીરીભરી ફરજ પડેછ. કે આ જસી વહાડયા જો તે જ્યાંબી હોય ત્યાં હવડાં જીવતો હોય તો તે કોઇજ નહીં પણ તમારો હકદાર લગનથી બંધાયલે એકવારનો ભરથાર થાય" અને એટલું બોલી તે મેહરાં આગલથી સસડાટ ચાલી ગઈ.

તેણીના છેલ્લા બોલોથી વીજલીનો જોરાવર પ્રવાહ મેહરાંના તનબદનમાં ગોયા પેવશ થયો હોએ એવી ફીસઅથી તે ચોંકી, ચમકી! તેના હોઠ અને તેનો ચહેરો ફીકફાક્ય પડી ગયા. તેનું માથું ફરવા લાગ્યું, અને તેનો જીવ એકાએક ફરી આવવાથી પોતાનાં મનનું સમાધાન કરવા નજદીક આવેલા બાજટ" ઉપર આ અભાગણી છોકરી તદનજ બાહટ થએલી ફસડાઈ પડી!

આ અભાગણી અને દર્દમંદ દીલની દુઃખી અબળાએ પોતાના જીગરોમાં છુપાવી રાખેલો પાપની માહભારટ તકસીર સાથનો અપજશભર્યો ભેદભરમ વરસો થયાં કોઇને ખબર વટીક ન પડે એવી રીતે છાનો રખા-એલો જોવાની તેને હીંમત આસા અને ધીરજ હતી, છતાંબી આ ગરીબની નોકર વર્ગની છોકરી દીનાંએ કેવા ભેદી સંજોગો હેઠળ તેણીનો ભરમ જાણી લીધો તે તે મુદલજ અટકલી શકી નહીં! મેહરાંએ આ 'પેલેસ'માંજ દીનાંને પેહલવેહલી વાર જોઈ અને જોની આવી હતી અને આગળ કેદેબી તેણીને જોયલી હોવાની તેને મુદલજ ખાત્રી ન હતી, છતાંબી આ સુચ્છી પાબંદી અને ભેદી છોકરીએ મેહરાંનું તરકટ અને પાપ કેવી રીતે પકડી પાડયું તે આ અભાગણી દુઃખી બાળાને ખચ્ચીતજ એક ભેદ ભરેલું ગુંચવાએલું ગુચળુંજ માલમ પડયું!

---

## પ્રકરણ ૩૧ મું.

---

### પરીન શેઠના—મરી ગઇ કે જીવતી?

મરનાર પરીનની સબીમાં તેનાં કાન આગળ જેવી ચોગરીની નીશાની હતી તેવીજ આબાદ દીનાં લામને કેવી રીતે હોઇ સકે રતન મુદલજ સમજી શકયો નહી. કાંય નહીં પરીન જીવતી હોએ અને દીનાં લામ તે પરીનનો બીજો અવતાર હોય? કાંય નહીં પરીનના મરણ પામવાનાં ભુડાં સમાચારમાં કાંઈ સહરાઘાટ હોય, અને તે જીવતીજ રેહવા પામી હોય, અને દીનાં લામનાં ઓઠાં હેઠળ તે અત્રે આવવા પામી હોય? પોતાની વધુ ખાત્રી કરવાના ઇરાદાથી આ હોમી ડોકટરનાં ઘરની તેહકીકની જુસતેજુમાં તે નીકળ્યો. છ વરસની વાત ઉપર જે રાત્રે છેલ્લી પરીન આ હીરાંબાઈ અને તેના બેટા હોમી ડોકટરનાં ઘરમાં ગેઇ હતી તે વેળા તેઓની નોકરીમાં રાખેલી મુસ-લમીન અબળા હુરમતનો પત્તો રતને 'પેલેસ'માંનાં નોકર નફરો પાસથી મેલવ્યો અને હુરમત અલાહબાદમાંજ કોઇ યુરોપ્યનને ત્યાં નોકરી હોવાથી 'પેલેસ'માંનાં એકાદ નોકર પાસ તેણીને 'પેલેસ'માં તાલતલાવટથી બોલાવી મંગાવવાની યુકતી રચી અને તે મુસલમીન ઓરત પૈસાની લાલચે આવી અને પૈસાનાંજ લોભમાં છ વરસની વાત ઉપર બનેલો બનાવ જે તેણીને યાદ હતો, તે રતન આગળ લંબાણથી કહી સંભલાવ્યો.

પરીન જે વેળા ડૉક્ટર હોમીનાં માતા હીરાંબાઈને મળવા આવી હતી તે વખતે તેનો મોત જેવો ફીક્કો અને રડમસ ચહેરો હજી બી આ નોકર હુરમતને યાદ આવતો હતો. પરીન સાથ પરણવાની જ્યારે જસીએ ના પાડી, તે વેળા સપલશાહે ઝનુનમાં દાદર ઉપરથી ગબડાવી નાખ્યો અને તે ભયભરી માંદગી ભોગવતો હોમીનાંજ ઘરમાં માળ ઉપર બીમાર પડ્યો હતો, તેને છેલ્લીવાર નજર કરવા તદનજ એખલી પરીન ઉપર ગેઈ હતી અને ત્યાર પછી ઘણોજ લાંબો વખત વેર પાછી હેઠે ન આવવાથી કદાચ બેભાન થઈ હોશે એવું ધારી હોમી ઉપર આવ્યો અને પરીન તો પાછલે દાદરેથી ગુપચુપ ચાલી ગયલી હોવાથી, તથા પોતાની જીંદગીની દોરી ટુંકી કરી નાખવા માટે પટપટેલી હોવાથી રખેને તે કેંડે નખાવી દે એવી ધાસ્તીમાં હોમી ગભરાટ અકલાટમાં દોડધામ કરતો પોતાની માતાને જણાવી એકદમ ઘરમાંથી ચાલી ગયો. પરીને નદીમાં નખાવી દીધું હતું, અને તેને નદી તરફ જતાં કેટલાકોએ જોઈ વરીક હતી અને હોમીએ તથા બીજાંઓએ પરીનની લાસને વાસ્તે ઘણીબી જુસ્તેજુ કીધી મગર તેનો કાંઈબી પત્તો ઘણીબી તજવીજ છતાં મલી શક્યો નહીં. તેજ રાત્રે પાછલી રાત્રે આ આયા હુરમત સુતેલી હતી અને તેને એકદમ ઉઠાડવા હીરાંબાઈ દોડી આવ્યાં, અને રાંધણીમાં જઈને ચુલો સલગાવી ગરમ પાણી તથા ચા કરવા ઝડપથી હુરમતને જણાવ્યું, અને તેવનની કોઈ માસીની છોકરી પુનેથી અલાહબાદ આવેલી હોવાથી, તથા માર્ગમાં ગાડીમાંજ એકદમ તે સીક પડી ગએલી હોવાથી ટાઢ ઉતારવા તથા સેક કરવા ગરમ પાણી અને જીવ ઠેડવવા માટે ગરમ ચા જોઈતાં હતાં, એમ જ્યારે હોમીનાં માતા હીરાંબાઈએ હુરમતને જણાવ્યું ત્યારે તેણી તુર્તાતુર્ત રાંધણીમાં ગેઈ અને ફરમાવ્યા મુજબ ચા વીગેરે તૈયાર કીધી, અને તે લઈ હીરાંબાઈજ તે માલ ઉપર લઈ ગીયાં. તેવનની માસીની છોકરી એકાએક સીક પડી તેઓને ત્યાં આવી ઉતરી હતી એમ બાહર વાત કરવા તેને સાફ ના પાડી હતી, એટલુંજ નહીં પણ તેણીને જ્યાં રાખવામાં આવી હતી તે ઓરડાનું બારણું બંધને બંધ રાખી મુકવામાં આવતું, અને હુરમતને અંદર જવા હીરાંબાઈ મુદલજ દેતાં ન હોવાથી તેવનની માસીની છોકરી કેવી હતી અને તેણીને શું હતું તે હુરમતને માલમ પડયું નહીંજ. વચમાં બે ત્રણ દીવસ પછી ઘરની આસપાસના બાગમાં અંધારી રાત્રે હોમી પોતાની સાથે હાથ પકડીને કોઈ કાલા પોષાકવાલી અબળાને ચલાવી ઘરમાં લાવતો હતો, તે હુરમતે રાંધણીની બારીમાંથી અડછતો જોઈ પણ તે ઓરતનો ચહેરો તેણીને મુદલજ દેખાયો નહીં.

"પણ વારૂં, તેનાં કદપરથી તું કહી શકે કે તેબી પરીનનાં જેવાજ દેખાવની હતી?" રતને વધુ બારીકીથી સવાલ પુછયો, જેનાં જવાબમાં આ હુરમત બોલી "પરીનબાઇનું કદ મને બરાબર માલમ હતું, ને બાઇની માસીની આ સીક પડેલી છોકરીનું કદબી ઘણું ખરૂં તેનેજ મલતું આવતું મને તો જણાયું, પણ અંધારાંમાં કાંઈ ચહેરો જણાયો નહીંજ. વચમાં દસ એક દીવસ નીકલી ગયા અને પેલી બાઇની માસીની છોકરી કોણ જાણે કેમ, કયારે અને કેવી રીતે ગુમ થઈ ગેઈ તે મને તો જરાબી માલમ પડયુંજ નહીં. તે પછી બે દીવસ રહી તાર આવ્યો ને તાર વાંચી બાહરવણે શેઠ એકદમ કેડે ગામ ચાલી ગીયા ને આઠએક દીવસ રહી પાછા આવ્યા ને મને મારો બે મહીનાંનો પગાર ચુકવી આપી મને રજા આપી બેઉ શેઠને બાઈ અલાહાબાદ ફરનીચર વેચીસાટીને મુંબાઈ ચાલી ગીયાં. હું તો શેઠ એટલુંજ જાણું છ."

"હં! પણ પેલો જે શેઠ મરનાર પરીન સાથ પણવાનો હતો તેનેબી ગંભીર સ્થીતીમાં આ લોકે રાખેલો તેનું શું થયું તે તુને ખબર છે?"

"અલ્લા જાણે કે તેનું શું થયું ને બાઇ શેઠે તેનું શું કીધું ને તેને કાંહાં રાખ્યો તે! પણ તેતો તદનજ ધડીપળ જેવોજ થઈ રહેલો, આંખ ઉઘાડીને જોય નહીં એવી ધાસ્તીમાં ઉતો, તો તે શેઠ તો બે ચાર દહારામાં કેડે લઈ ગીયાં હોએ ને મરીબી ગીયો હોય—પછી તો અલ્લા જાણે શેઠ!"

હુરમતના આટલા ખુલાસાથી સંતોશ પામી રતને તેણીને દસ રૂપ્યાની નોટ સેરવી અને ખુશી થતી તે ત્યાંથી ચાલી ગઈ.

તેનાં ખુલાસાથી રતનને ખાત્રી થઈ કે હીરાંબાઇની માસીની છોકરી કોઇજ નહીં પણ પરીન શેઠનાંજ હોવી જોઇએ, અને હોમી તેણીને ગુમ થયલી જાણી પુકે ગયો હતો અને તેણીને હોમીએ કેડે પકડી પાડી ખરા બીની ખુવારીમાંથી અટકાવી પોતાને ઘરે છુપાછુપ પાછો લઈ આવ્યો હોય. અને લોકની નજરમાં પરીન મરી ગયલી હતી એમજ દેખાડવા રખેને હુરમત બાહર જઈ વાત કરી બધો ભરમ ફોડી દે એવી કાસમથી માસીની છોકરીનાં ઓઢાં કે બાહણાં હેઠળ પોતાને ઘરે લાવી રાખી હોએ.

ડૉ૦ હોમી મુંબઈમાં હદથી જ્યાદા પંકાઈ ગયો હતો અને તેની તારીફની અનેક ખબરો પત્રોમાં વાંચેલી હોવાથી મુંબઈ જઇને મરનાર પરીનને લગતો ભેદ આ મા દીકરાં પાસથી મેળવવાનો સંકેટ રતને રચ્યો અને એકદમ મુંબઈ નીકલી પડવા તેને મન પર લીધું.

આહ! આ બધા ભેદ ભરમોનાં સંતોષકારક ખુલાસાથી રતનને જો એવું ખુલ્લે ખુલ્લું માલમ પડી આવે કે પરીને આપઘાત કીધો ન હતો પણ જીવતી હતી અને પોતાનું નામ નીશાન ફેરવી દીનાં લામનાં ખોટાં નામથી લોકોને ઠગાવી સુખી અને શંતોષી ઘરોનાં સત્યાનાશ વાળી મુકતી હતી-અરે એટલુંજ જો તેને માલમ પડે-તો એકદમ આ બદમાસ ઢોંગી અને પ્રપંચી લુચ્છી છોકરીને હીણપસ્તીની હડધુતમાં લાવી મુકી જગની નજરમાં હલકી પાડી, પોલીસનાં હાથમાં સોંપી તેની બદદયાનતનો ઘટતો ફેજ બતાવવા તેને મજબુત સંકટ રચ્યો.

---

## પ્રકરણ ૩૨ મું.

---

### વગર ખાત્રાની ચોરચી!

ડો૦ હોમી અને તેની માતા હીરાંબાઈ પાસથી પરીન શેઠનાનાં અને દીનાં લામ માટેનો ખરેખરો ભેદ કાઢી લેવા માટે રતન હાડમારી વચ્ચે મુંબાઈ આવ્યો.

ખંબાલા હીલ પરનાં પોતાનાં શુશોભીત બંગાલામાં એક સાંજે રતન મેહતાએ ડોકયું ખોસ્યું! તેને પકકો વિચાર કીધો હતો કે હોમી યાતો હીરાંબાઈ મલે તો તેઓને ધ્રુજાવી ધમકાવી અનેક કીસમની ધમકી અને ચેતવણી આપીનેબી મરનાર પરીનને લગતો સર્વ ભેદ પડાવી લેવા કદીબી ચુકવું નહીં.

તે અંદર ગયો, જ્યાં વરંડા ઉપર આયા બેઠી હતી તેને ડો૦ હોમીને માટે પુછપરછ કીધી અને શેઠ તો બાહરગામ સીધારેલા હોવાની ખબર નોકરે આપવાથી ટણુકા કરતો રતન પુછવા પડયો! "શેઠ કાંહાં બાહરગામ સધાવ્યાછ? અલાહબાદ ગીયાછ કે?"

"નહીં શેઠ તે હું કાંઈ જાણુતી નથી-પણ ઘણી વખતે બાહરગામનાં ડાકટરો બોલાવેછ તે ઘડી ઘડી જાએછ. અલાહબાદ ગીયા કે કાંહાં ગીયા તે તો બાઈ જાણુતાં હોસે."

પોતાનાં નામનો કાર્ડ આયાને આપ્યો, અને થોડીક પળ વીટાં બાદ આયા પાછી આવી, અને હોમીની માતા હીરાંબાઈ જે ઓરડાંમાં બેઠી હતી ત્યાં રતનને લઈ જઈ આયા ત્યાંથી ચાલી ગઈ.

"આવોજી બેસો." હીરાંબાઇએ નરમાસથી શરૂ કીધું. "કેમ જી શું કામ છે."

રતને સાંમે ખુરશી લેતો હીરાંબાઈ ને ટગરટગર ટીકતાં બોલ્યો; "મને તો તમારા દીકરાને મલવાનીજ ખાસ ખાહેશ હતી! પણ હવે મારે જ કહેવુંજ તે તેવણની ગેરહાજરીમાં તમારી રૂબરૂબી જણાવવાનું એકજ સરખું હું ધારૂંછ. તમારી આયા કેહતીતી કે શેઠ બાહરગામ સધાવ્યાછ, તો શું તેવણ અલ્લાહબાદ ગીયા હોશે-ખરૂં કેજી—"

હીરાંબાઇનાં હાથમાંનું સીવવાનું એકદમ ભોંય પર પડી ગયું! તેવણ સહેજ અંશે ચોંકયાં અને કાંઈબી બોલ્યા વિનાં રતનને ધારી ધારી જોવા પડયાં. તેવનનાં ચહેરા પર થએલાં ફેરફાર ઉપરથી રતને પોતાનાં સવાલનું વાજબી પણું તપાસી લીધું.

"હું જોઉંછ કે હું બોલવામાં ખરો છેઉં" તે ઠસ્સાથી બોલ્યો."હું પોતેબી અલાહબાદથીજ અંહીં ડૉ૰ હોમીને કાંઈ ઘણુંજ જરૂરીનાં કામને માટે આવેલો છેઉં. તમારા દીકરાની અલાહબાદની છેલ્લી ખાનગી વીઝીટ વેળામેં એવનને તદનજ અકસમાત સંજોગો હેઠળ જોયલા હોવાની મને ખાત્રી છે. 'પરીન પેલેસ' નામનો બંગલો છે તેનાં બાગમાં મેં જોયાતા.' એ 'પેલેસ' તો તમુને બરાબર ખબર તો હોસેંજજી વેલ! ત્યારે તમારા દીકરાને એક અંધારી સાંજે કોઈ ઓરત સાથ ખાનગીથી વાત કરતાં મેં મારી નજરો નજર જોયાતા. તે અબળા કોઇજ નહીં પણ દીનાં લામ હતી. તમે એ છોકરીને ઓલખોછ તો ખરા!"

અને હીરાંબાઇનાં ચહેરાનાં ફેરફાર ઉપરથીજ તેનાં સવાલનાં જવાબનું અવલોકન થતું હોય એવી કીસમથી આટલું બોલી રતને તેણીનાં ચહેરા તરફ બારીકીથી નજર કીધી. તો માલુમ પડયું કે રતનનો સવાલ સમજી હીરાંબાઈ ફરીથી અગાઉ માફક સેહજ ચોંકી અને ગભરાટની લાગણી તેમના ચહેરા ઉપર પ્રગટ થયલી જોઈ.

"આનોબી તારે મને જવાબ મળ્યો" તે જાણે કે એકાદ બેરીસ્ટર હોય અને બંધવાની ઉલટપાલટ તપાસ કરતો હોય એવી કીસમથી ઠસ્સામાંજ બોલવા પડયો. "તારે તમે એ દીનાં લામને પીછાણોછ, અને તેનાં લાભ અને ફાયદામાં તમે ઘણી કાળજી ધરાવોછ, ખરૂ કેની? એક વખતે તમારા દીકરાએ ઘણીજ કીમતી મદદ કીધી હતી; અને હાલમાંબી તેવણ તેના સાચા મીત્ર તરીકે રહેલા છે. તમે અને તમારો બેટો આટલી હદ સુધીની કાળજી કદર એ દીનાં લામ માટે ધરાવોછ તો તેને વાસ્તેજ હું

ખાસ ખુલાસો પુછવા આયોછ. આ ઢોંગી છોકરીએ "પરીન પેલેસ' અને સાથે અલ્લાહબાદથી છોડી જવાંજ જોઇએ, નહીં તો 'પરીન પેલેસ'નાં હાલનાં માલેક જાંહાંગીર શેઠનાંને તથા બીજાને ખરૂં કહેવાની મને ફરજ પડશેજ."

હીરાંબાઈ એકાએક ચોંકી, તેનો ચહેરો જર્દ મારી ગયો, અને ફીક-રમંદ ચહેરે તે ખુરશી પરથી ઝટાક મારી ઉઠી અને બોલી "તમે કોણ છેઓ! છેઓ કોણ?"

"મારૂં નામ રતન મેહતા છેજી. હીરાંબાઈ મેં તમુને ચોંકાવ્યાં તે માટે ઘણો દલગીર છેઉં, પણ મારે જણાવવું જોઇએ કે ગમે તો એ છોકરી દીનાં લામ અલ્લાહબાદ સદાનું છોડી જાએ નહીં તો સાચે સાચું બધું કહી દે!"

"એટલે શું સાચે સાચું કહે?"

"સાચું એમકે તે દીનાં લામ નથીજ, પણ છ વરસ ઉપર આપઘાત કરી મરી ગયલાંમાં ખપેલી પરીન શેઠનાંજ છે. હું બધું જાણુંછ, અણાથી પણી વેરનું જાણુંછ."

હીરાંબાઈ જર્દ મારી ગયલા ચહેરાથી પાછી ખુરશી પર બેઠી. બાતેનથી તેનું તનબદન ધ્રુજતુ હતું.

"મને બધી ખબર છે. પરીન શેઠનાં મરી ગયલીજ નહીં પણ તમારા દીકરાએ તેને છુપાવી જે તમારો દીકરો નાં પાડશે નહીંજ. જે રાત્રે તે આપઘાત કરવા તમારે ઘરથી ગુમ થઈ તારે તેને શોધવા તમારો હોમી તેની પુઠે ગીયો, તે તેને નદી નજદીક જતાં પકડી પાડી પોતાનાં ઘરમાં લાવી છુંપાવી અને તમે તમારી માસીની છોકરી એકાએક સીક પડી પુનેથી આવવાનું બાહણું કાઢી દરેક જણથી ખાસ છુપાવી તમારા ઘરમાં રાખી અને થોડા દીવસ પછી તે તમારી કેહવાની માસીની છોકરી સદાની ગુમ થઈ અને ત્રણ ચાર દીવસ વીટા બાદ તાર મલતાં તમારો દીકરો તેને મલવા ગીયો ને તે પછી થોડો વખત રેહી તમે લોકે અલ્લાહબાદ છોડી મુંબઇમાં વસવાટ કીધો. આ પરીને તે પછી ગામેગામ છુપે નામે નોકરી કીધી અને દીનાં લામનાં છુપાં ને ખોટાં નામ હેઠળ પાછી અલ્લાહબાદમાં અને તેમી વલી 'પરીન પેલેસ'માં પોતાનું વેર લેવા, જાંહાંગીરને ચોંકાવા ગભરાવા પાછી આવી. પરીન શેઠનાં તેજ દીનાં લામ છે તેની ઘણી સાબેતી છે! જ્યારે દીનાં લામ ગવરનેસ તરીકે

આવી ત્યારે પરીન શેઠનાના ચહેરાને આબેહુબ મલતાં આવતા ચહેરાથી પેલેસનો માલીક જાંહાંગીર અનેક વખત મરનાર પરીનનો ભુટ હોય એમ ચોંકયો, ને તે પછી ઘણાંકો ચહેરાની તાજુબી ભરી સરખામણીથી અજબ થયાં. મેં પોતેબી મરનાર પરીનની અગાઉની સબી જોઈ અને બારીકીથી મેં આ દીનાનાં ચહેરા સાથ સરખામણી કીધી. વળી પરીનની સબીમાં તેનાં ડાબા કાન આગલ ચોગરીની ઇધાની મેં જોઈ અને અજબ જેવું તો એ કે તેવીજ ચોગરીની ઇધાની આબાદ દીનાં લામનાં ડાબા કાન આગલબી મેં જોઈ! બોલો હવે હું મારી તપાસમાં તદન ખરો છેઉં કે નહીં? તમારી ચુપકીથી અને તમારા ચહેરા પરનાં થવલા ફેરફાર પરથી બધી પુરવારી મલી શકેછ કે આ પરીન મરી નથી ગેઈ પણ જીવતી જાગતી છે ને આ દીનાં લામ કોઇજ નહીં પણ પરીન શેઠનાંજ છે! જો એમજ હોય તો છુપાં નામ હેઠળ એમ લુચ્ચાઈ કરવા માટે તથા બીજાં-ઓને બીહવરાવવા અને ચોંકાવા માટે આ લુચ્છી ઢોંગી છોકરી ગંભીર તોહમત અને વાંકમાં આવી જાય અને સરકાર તરફથી ગંભીરમાં ગંભીર શીક્ષા જેમ આવી ઠગબાજી અને લુચ્ચાઇને માટે થાએ તેમ વળી તેવી લુચ્ચાઈ ચોટ્ટાઇમાં સામેલ થનારાં તમે લોકોનેબી ગંભીર તોહમટ વચ્ચે કાંઈ ઓછી શીક્ષા થાએ નહીં! બદમાસ અને પાપી છોકરીને ઉત્તેજન આપી ખોટી રીતે મદદ કરવાનાં વાંકમાં તમે અને તમારા દીકરાનેબી વાજમાં આવવુ પડશે! તમુને બધી ખબર છે. પરીન શેઠનાંની બધી દોલત સીધી રીતે કાયદાસર જાંહાંગીરનાં હાથમાં આવી. એ છોકરી ભીખારી થયલી હોવાથી આવી ટક મલતાં પોતાનું વેર અને કીનો લેવાને માટેજ ચાલી ચલાવી તેજ શહેરમાં તેજ મેહલમાં આવેલી છે! હજીબી હું થોડા દીવસની છુટાછુટ મુકુંછ એટલા વખતમાં તમે લોક એને આવા ખોટા રસ્તાથી પાછી હઠાવી અલાહબાદ એકદમ છોડી જવા સલાહ આપજો, નહીં તો યાદ રાખજો કે તમારો ને એ પોરીનો અંજામ ઘણો બુરો આવશેજ. ચાલો હવે હું તમારો વધુ વખત રોકતો નથી" અને ખુલાસાથી દમ ખેંચતો તે ખુરશીપરથી ઉઠી ઉભો થયો.

હીરાંબાઇએ સર્વ હીંમત એકઠી કીધી અને પોતે ઘણીજ ધીરજથી બોલી ઉઠી. "તમે બોલી રહયા-બસ! ઠીક! એકજ જઇફ ઓરતનો તરીકો અને મોભો જાલવ્યા વગર ધાક અને ધમકીથી ભરપુર તમારી દાનેશમંદી અને સાલેસાઈ ભરી સુફીયાણી વાતથી હું જેટલી અજબ થઈ તેટલી ચોંકીબી. દીનાં લામ કોણ ને પરીન તે એજ કે કેમ તે મેં કબુલ્યુંબી

નથીજ, તોબી આવી તમારી સાલેસાઈ માટે હું શું. વિચાર કરૂં ! બાઈ, તમે કેહા અકકલના દુશમેન છેઓ ! કાંહાં અલાહબાદની વાત ને તમે ચાલ્યા ચલાવ્યા કાંહાં મુંબઈ વેર પારકાં સાથ હોજ્જતોજી કરવા આયા. તમે બળતું ઘેર ભાડે લેવા આવેલા જણુવોચ. તે કોઈ બીચારી પેટનો ખાડો પુરવા વહીતરૂં કરતી હોસે તો તેની પુઠ પકડી તેનાં જાસુસ તરીકે તે બીચારીની દરેક હીલચાલ છુપાછુપ એક સાલેસ ગ્રહસ્થને જરાબી ન છાજે એવી રીતની તપાસી તેના પેટપર લાત મુકવાની તમારી ફુંકરાજીને તેંહકરાઇમાં કશીબી ભલાઈ કે મોટાઈ દેખાતી નથી. વળી તેને તમે પોલીસના હાથમાં આપવા નીકલ્યા તો નીકલ્યા, પણ હમે માય દીકરાંનેબી જેલમાં પુરવા નીકલવાની તમારી ધાક ધમકીથી આએ મારો એક બાલ વટીક વાંકો થયો હોય એમ હું જાણુતી નથી. તમારાથી થાય તે ભલાઈ અને ભલમનસાઈ કરજો, બાઈ. સુરજ સાંમે ધુળ છાંટવાનો નતીજો તમુને શીખવવો પડવાનો નથીજ. ભલે ભાઈ ભલે ! એક જઈફ઼ ઓરતને જેલમાં મોકલવાની તમારી ધાકધમકી નાના જોરીમાં સુતેલાં પોયાંને શીખાડતે ને બતાવતે તો તમારી સુફયાણી દાનેશમંદી અને અકકલનું તોલ બરાબર થતે ! જાઓ, ખોદાનાં સુકરાનાં કરો, કે મારો જીબરૂં દીકરો અહીં હાજર નથી, નહીંતો આવી ધમકીનો બદલો, તથા ઘેરનો ધણી હું, બાહર નીકલ તું, જેવી ઘેરમાં પ્રવેશ કરી ધાંધલ ધરપચનો નતીજો તો એવો તો ચખાડતે કે ગરીબોને સતાવવાની અને જુલમ ગુજારવાની તમારી સુધ્ધબુધ્ધ તરતજ ઠેકાંણે આવી જતે ! આવજો બાઈ—આવજો મરૂં ! ગમે તો આવતી વખત વધારે દબરાવા, ગભરાવા પોલીસ કન્સટેબલબી સાથે લાવજો ને બેડીબી સાથે લેતા આવજો ! આયા ! આયા !" અને આયા તુરત દોડતી અંદર આવેલી હોવાથી તે બોલી "જાતો, આ શેઠ સાહેબને આપરા બંગલાનો દરવાજો દેખડાવી આવ. બરાબર—આવજો હં ભાઈ—આવજો."

હીરાંબાઇનાં ઠંડા અને મીઠા બોલવાનાં ચટકા ઝટકામાં રતન તો તમામ આજેજ થયો ! તેણી મીઠું મોઢું પીરસી હસી હસીને પગની પાટલીથી તે માથાની ટાળકી વેર ધુજરી છુટી આવે એવા તાણા મારસે એમ રતને તો કશી વકકી રાખી હતીજ નહીં. તે તો એકાદ પળ દીગમુઢ બની રહયો, અને પોતાનો કાંઇબી ઉપાય ન ચાલવાથી હડધુતની હીણપસ્તીમાં તે ઝડપથી ત્યાંથી બાહર પડયો. તેને ઘણો ફફડાટ લાગો હતો. ધર્મ કરતાં કર્મ નડતુ હોવાનો તેને ભાસ થયો, અને રંજીદા થઈ તે ચીડનો માર્યો બબડયો ! "આગ લાગે બધી ચીજને ! કીયે ભોગ ચોઘડયે અલાહબાદમાં આવી

'પરીન પેલેસ'માં હું જતો આવતો થયો! મારાબી કાંહાં અભાગ લાગા કે પેલી ચપરખંથી ને બદમાસ દુકતીની પુંઠે લાગો. પણ હવે બન્યું તે તો બન્યું! છેક બરદર્યે આવી દુબી જવામાં સાર નહીંજ! એ રાંડ દાકણનો ફેંજ તો બરાબર લાવવોજ જોઇએ," અને તરેહવાર બુરા વિચારો કરતો તે ત્યાંથી બાહર પડયો.

ડૉ૦ હોમીને મલવા માટે તે નજદીક અડવાડયું ઘેર ત્યાં રહયો, પણ હોમી બાહરગામથી પાછો ફરેલો ન હોવાથી નાસીપાસ અને નાઉમેદ થઈ હારેલો મારેલો તે અલાહબાદ જવા નીકળ્યો. બધા દરમાંથી કાંઈ લેવટા નીકળવાની આસા રેહતી નથી, કાંકે કોઈ દરમાંથી એકાએક સાંપ પણ નીકળી આવે છે, તેની આ વગર વિચારે પારકાંઓની વચમાં બેવકુફાઇથી માથુ મારનાર રતન મેહતાને ખબર કયાંથી થાય?

---

## પ્રકરણ ૩૩ મું.

" નાર સમ અસ પુરી ન કોઇ જહાનમાહય,
પાપ ખસલત પુરી, નહીંકશુ સાચી થાય."

અભાગણી જર! પૈસા પર મધમાખ માફક લાલચથી ભમી રેહલી આ મતલબી અને લુચ્ચી લોભી છોકરીનાં મનની ઉમેદનો સર્યામ નાશ થવાથી તેણી હદથી જ્યાદા હયરાન અને રંજીદા થઇ. પોતાની નાસીપાસીને લગતી જફાકારક કાંહણી રદતી ચસ્મોએ પોતાના પીતા જાલેજરને કહી સંભળાવી અને આ લોભી પીતા પણ પોતાનાં હાથમાંથી સુન્નાની ચલ્લી સપાટામાં ઉડી જતી જોઈ ઘણો ગમગીન રહયો, તોબી પોતાથી બનતું કરી ધનને મનાવી પટાવી લેવાનાં તે કેડાવ ઉપર આવ્યો.

એક દીને રાત્રે ખાધા પછી ધન હીરામાણેક ચંદનીની ખુશનુદી ઘોસ્તો બાગમાં વિચારવંત ડપે ફરતો હતો, તેવામાં જાલેજરે તેની પુઠ પકડી અને એકાદ ખુણામાં લઈ જઈ તેણે વાત કરવાનું શરૂ કીધું.

"કેમ ધન, હાલ કાંઈ ઘણોજ વિચારમાં કેટલો વખત થયો ફરેચ, શું છે?"

"નહીં! મુંબાઇમાં ચોકસ બીઝનેસ હાથમાં લીધેલું હોવાથી તે માટેની હું ગોઠવણમાં છેઉં અને હવે આજે કાલે હું જવાનો છેઉં."

"ભલે, પણ તે અગાઉ મને સાંભળી લેશે એમ ધારૂંછ. હું શું કેહવા માંગુછ તે તું ચેતી ગીયો હોસે. ખરેખર તારાથી મને ઘણું નાસીપાસ થવું પડયુંછ. તારા મરનાર બાવાજીની મરતી વખતની ખાહેશને માન આપવા કાજે જે આશા મેં મારા જીગરમાં ઉછેરી મુકી તેનીજ આશામાં મારી જરનેબી ઉધારી મોટી કીધી, પણ તેમાં મને તદનજ નીરાશી મલીચ પોતાની જગ્યાએ મને ઉભું રહેવા અને તુંને છોકરા તરીકે ગણવા તથા ભવીષ્યમાં મારી દીકરીનો હાથ તારા હાથમાં સોંપવાની મરતી વખતની તારા પીતાની ખાહેશ હાલ તું ભુલી જતો લાગેચ, અને તેવી ફરજ બજાવવામાં તું પછાત પડેછ. તું અહીં આવ્યો તે વખતે તારા મરનાર પીતાની ખાહેશને માન આપવાનાજ ઠેરાવ સાથ આવ્યો, તોપણ પેલી પાંખંડી, ઢોંગી અને લુચ્ચીની ફરેબી જાલમાં ફસી પડવાથી તારો તે ઠેડાવ તું તેવી કમીની નીચને ખાતર બાજુ મુકી મરણ પામેલાં વાહલાંની ખાહેશ નામંજુર કરી મોટી તકસીરમાં આવી પડેચ."

દીનાં લામને માટે આવા અણુઘટતા સખુનો ઓચરેલા સાંભળી ધન વચ્ચે બોલી ઉઠયો. "લુચ્ચી! પાખંડી ને ઢોંગી! માત્ર તમે જો શકપરથી કોઇને બદનામ કરતા હોય તો તમારી તેમાં ભુલ કહેવાય, મી૦ જાલેજર!"

"નહીં, ભુલ નથીજ! મેં બધી વાતે ખાતરી કીધીછ, ને માલમ પડયુંછ કે આએ હલકાં ખાનદાનની ભીખારી પોરી બદમાસ, હલકી લુચ્ચી અને ખરાબ છે. પોતે ભીખારી હોવાથી તારી સાથ પરણી જઇ એકાએક દોલતમંદ થાએ એવા સંકેટો રચીનેજ મીઠાસથી અને મકકરથી પોતાની ફરેબી જાલમાં તુંને સરબસર ફસાવી તારી ભોલાઇનો નીચ લાભ લીધોચ. બાકી એ પોરી મીઠી બાહરથી છે, ને તેવી બાતેનથી કપટી, અદેખી અને ખરાબ ચાલચલણની છે. તેની બીછાવેલી જાળમાં ફસી પડી તું તેની પુઠેપુઠ ભમવાની હેમાકાત કરેછ, ને છુપી મુલાકાતોથી મલી ભેટી તું વધુને વધુ ફંદામાં ફસી તારા મોભા અને તારી તોખમનો તું નાશ કરેછ ને બીજાને બી તેથી તું દુ:ખી કરેછ! ધન! જરા વિચાર કર! કાંહાં તું ને કાંહાં તે? તું કાંઇ અવિચારી પગલું ભરે તે અગાઉ મારે તુંને એ દુકતીને વાસ્તે ખરી વાત જાહેર કરવીછ. પછી તો તારે ગમે તે કરજે" અને એમ બોલી પોતાનાં અંદરનાં ગજવામાંથી કાગજ્યાંનું પેકેટ કાઢી તે તપાસતો બોલ્યો "જો! જ્યારે દીનાં લામ મારી આલાંમાયની ચાકરીએ રહી ત્યારે એને આએ સરટીફીકેટ આલાં આગલ રજુ કીધી તે વાંચ!"

ધને તે સરટીફીકેટ લીધી, અને ચાપીચાપીને વાંચી. એક સરટીફીકેટ મુંબાઇનાં કોઇ નસવાનજી બનશાની હતી. બીજી કરાંચીની કોઈ બાઈમાય ભરૂચાની હતી. ત્રીજી કોઈ ખતીજાબાઈ મહમદભાઇની હતી. દીનાં લામે તેઓને ત્યાં સારી ચાકરી કરેલી હોવાની સરટીફીકેટ હતી જે વાંચી ધને પાછી જાલેજરનાં હાથમાં મુકી.

"વેરી વેલ! હવે જો આએ બધી સરટીફીકેટ સદંતર ખોટી છે! અને આએ દીનાં લામે ખોટી બનાવટી સહી સાથનું તરકટ ઉભું કરી લુચ્ચાઇથી ખોટી સરટીફીકેટ આલાંને બતાવી અહીં રેહીછ, એજ પેહલી હરોલમાં તેની ખરાબ ચલાચલણ પુરવાર થાએછ! મારા કરાંચીના સોલીસીતર બમનશાહ પર આએ સરટીફીકેટો મોકલી આપી તેઓને વાસ્તે તહકીક કરવા બારીકાથી જણાવ્યું ને તેઓએ મુંબાઈ અને કરાંચી જુસ્તેજુ કીધી તો માલમ પડયું કે સરટીફીકેટમાં જે નામોની સહી હતી તેવા નામોનાં કોઇબી તે સરનામાં મુજબ મુંબાઈ યા કરાંચી રેહતાં હતાં નહીં! તેવે નામનું કોઈ હતુંજ નહીં! જો આ સોલીસીટરનું કાગજ વાંચ."

જાલેજરે ધનના હાથમાં કાગજ મુકયું અને તેણે તે વાંચી એક નિશ્વાસ ફેંકયો. ધને તે કાગજ પાછું જાલેજરનાં હાથમાં મુકયું.

"કેમ હવે શું થાયું! આ લુચ્છીને પાખંડી છોકરી કેવી બદમાસ છે તે તેં હવે જોયું તો હોસેજ. હું જો ચાહું તો એને ખોટી સહી કરવા માટે અને લોકોને ઠગવા માટે પોલીસના હાથમાં આપું કે ઠેકાણે આવે. પણ નહીં એ જો અહીંથી પેડો પકરે, આબરૂમાં જતી રહે તો સતાનાનું સુનું. વારૂં, હવે એ હલકા ઇજારદી પોરી કેવી રખડતી રઝલની છે તે તુને જણાઉં. થોડા દિવસ પર મને ઉંઘ નહીં આવવાથી બાગમાં ફરતો તો ત્યારે એકાદ ખુણામાં છેક મોડી રાત્રે એ છોકરીને કોઈ મરદ સાથ છુપાછુપ વાત કરતાં જોઈ, બીજી વેળા તો છેક અરધી રાતે મેં એને બાહરથી જોહતી. આવી રખડતી પોરી અધી અર્ધી રાતવેર કારસતાન અને કોહતાં કાવત્રાં કરી મરદો સાથ ફરેહરે ને રખડે રઝડે તો તેવી બદમાસ લુચ્છી પોરીની આબરૂ કેવી કોડીની કીંમતની છે તે તુને સમજવું કાંઈ મુશ્કેલ નથીજ. એ રાંડ દુકતી જ્યારથી પેલેસમાં આવીછ, ત્યારથી કાંઈ ને કાંઇબી બુરા બનાવો બનેછ, ને એજ રાંડ મારી દીકરીની વચમાં કવાબમાં હાડકાં માફક આવી નડીછ. પેલા રતન મેહતાએબી એને અર્ધી અર્ધી રાતવેર ભટકતાં જોએલી, અને તેબી એ પોરીનાં કારસ્તાન શોધી કાઢવા પાછળજ લાગેલો છે. દીકરા, મારે હવે કાંઈ વધુ કહેવું નથી. તારા મરનાર પીતાની

મરતી વખતની ખાહેશને તું બેવચની અને બેવફા ન થાય, અને તારી ફરજ ભુલી જઈ તું કોઇ હલકી અને મકકરખોર દુકતીના ફંદામાં ફસી નહીં જાએ તેજ સબબથી ખાસ ચેતવણી આપવા, ને એ દુકતીને ખરા આકારમાં તુંને દેખાડવાનીજ મેં મારી ફરજ સમજીને આટલો ખુલાસો કીધોછ. યાદ રાખજે, તું મારી બોહસ પર જીદ કરી આ હલકી બાખારડી પોરીને પરણી જશે, તો મારૂં તેમાં કશું ચાલનાર નથીજ, પણ તેથી મરનારની ફરજ વીસરી જવામાં જનમો જનમ તું તકસીરવાર રેહસે. અને તારી જરદાર સ્થીતીમાં એક બાખારડીને પણવામાં જગની હીણુપસ્તી નામોશી અને હડધુતમાં આવી પડવા ઉપ્રાંત લોકને મોંઢું દેખાડવાનું બી ભારી પડી જશે" અને એમ બોલી જાલેજર ત્યાંથી ઝડફથી ચાલી ગયો. ધનનાં મન ઉપર તેનાં બોલવાથી કેટલે દરજ્જે અસર થયલી હોવાથી જાલેજર ઘણો સંતોખી બન્યો.

ધન હદથી જ્યાદા હયરાન રહયો. આ ગરીબની છોકરીને તેની મુફ-લેસી અને કંગાલ્યતનો નીચ લાભ લેઈ હદથી જ્યાદા પુઠ પકડી સતાવતાં હોવાથી ધનને ઘણો ખેદ બરપા થયો. ત્યારે શું દીનાં એવી હદ સુધીની લુચ્ચી, મતલબી અને કાવત્રાંબાજ તથા કીનાખોર હતી ? ખરેખરજ નહીં એમ ધને ખાત્રીથી માન્યું કાંયકે, જો આ ગરીબની કંગાલ પોરી જો બધાં ધારતાં આવ્યાં તેમ મતલબી, પાખંડી લુચ્ચી અને મકકરખોર હોતે તો પોતાની મતલબ પાર પાડવા, બધાં ઉપર પોતાનું વાજબી રીતે વેર અને કીનો લેવા અને પોતાની કંગાલ સ્થીતીમાંથી એકદમ ધનવાન અને આગે-વાન બની જવા તથા જર ઉપર કીનો લેવા તે જરાબી એોશકાયા વીના ધને પોતાની મોહરદાર થવાની ઉમેદભર ઓફર કાધી હતી, તે ઓફર મોટી ખુશીથી સ્વીકારી ધનની હકદાર મોહરદાર થતે! પણ ધને જોઇ લીધું કે અમીરી ખ્વાસની આ સાલેસ અને ભલી છોકરીએ પોતાનું બાદશાહી દીલ બતાવી રખેને કોઇ બીજી હકદારનો હક તેનાં વચ્ચે નડવાથી જતો રહે એવા સર્વોત્તમ અને ઉમદા ભલાઈ ભર્યા વિચારોથી ધારીને મોટાં માન અને હયશાન સાથ ધનની ઓફર તેણીએ મકકમ મને છેવટની ના પાડી હતી! આ સર્વ હકીકત ઉપરથી ધને માની લીધું કે 'પેલેસ'માં વસતાં દરેક જણાં આ ગરીબની સાલેસ છોકરીને તદનજ ખરાબ ચીતારી તેની પુઠ પકડી તેને હીણુપસ્તીમાં બાહર કાઢી મુકવાનીજ બાજી રચતાં હતાં તેમાં તેઓ કેવી બેવકુફાઇ અને હેમાકાત કરતાં હતાં તે તેણે ઝટ પારખ્યું.

---

# પ્રકરણ ૩૪ મું.

## મળતા ચહેરાની મુશીબત.

પોતાનાં મનનું સમાધાન કરવા 'પેલેસ'ના બાગના દરવાજા નજદીક ધન વિચારવંત હવે આવી પુગ્યો. દરવાજા આગલથી વળાણુ લેઈ તે બાહર જતો હતો તેવામાં કોઈ બે જણાં છુપાછુપ વાત કરતાં તે બાજુ ઉભાં રહેલાં તેની નજરે પડવાથી ધન ચાલતો એકદમ તાજુબી અને ગભરાટથી અટકી પડયો અને બંનેને ધારી ધારીને જોઈ તે હદથી જ્યાદા હેરત રહયો. અને દરવાજાની આડે ભરાઈને ઉભો. તેઓ એટલી તો ધીમેથી વાત કરતાં હતાં કે ધનને તે પરગરી સંભળાઈ નહીં. ચાંદની રોશનીમાં દીનાં લામનો ચહેરો તેણે ઝટ પારખ્યો, અને જાલેજર દીનાં અરધી રાતે મરદો સાથ ભટકતી હતી એવી વાત હવડાંજ કીધેલી હોવાની તેને ઝટ યાદ આવી. દીનાં પેલા યુરોપ્યન પોષાકમાં સજ્જ થએલા પારસીને હોમીનાં નામથી બોલાવતાં ધને સાંભલ્યો. વાત કરતાં પેલો મર્દ કે જે ધન આગળ પીઠ કરી ઉભો હતો તે ફરી ગયો અને માહતાબની ઠંડી બરફ જેવી રોશની વચ્ચે ધને તે મર્દનો ચહેરો ઘણીજ બારીકીથી જોયો અને અજાએબીના આહથી તે એકદમ ચોંકી ચમકી ઉછલ્યો! શું તેની આંખ દગો દેતી હતી? શું તે ખાલી સ્વપ્નો જોતો હતો? એકવાર ફરીથી પોતાની આંખો ચોળી અને અજાએબીથી ફાટફાટ થતા ડોળાથી પેલા મર્દનાં ચહેરાની ઘણીજ બારીકીથી તપાસ કીધી અને પોતે જોયલો બનાવ કાંઈ ખાલી કે ખ્યાલી સ્વપ્નો ન હતો, મગર ખરેખર બનાવ તે જોતો હતો એમ તે હદથી જ્યાદા વિસ્મય પામ્યો, અને દીનાં લામ તેમજ પેલા મર્દને ત્યાંથી ચાલી જતા જોઈ તે તાજુબીથી બબડયો.

"ઓ માઈ! આબેહુબ ચહેરો! જાણે કે તદનજ બેહસતી રૂસતમ કાકા! આહ! બેહસતી કાકાનોબી દેખાવ એવોજ દમામદાર ઉતો, ચહેરોબી એવોજ અમીરી તોખમનો હતો અને ઘાટમારોબી આબેહુબ તેજ! શું આએ સ્વપ્નો જોઉંછ કે ખરેખર બનાવ છે! કાંય નહીં બેહસતી કાકાના જેવો આએ મરદનો ચહેરો હોએ! નહીં અહીંથી મુંબઈ જાઉં તે અગાઉ આ મરદ કોણ તે જરૂરજ દીનાં લામને પુછી જોઉં! આહ! ખુદા! કેવો આબેહુબ કાકાનો ચહેરો! કેવું સરખાપણું?" અને એમ બોલતો તે ધીમેથી

બાહર પડયો અને બાગની બીજી તરફ વિચારવંત રૂપે ચાલતો હતો તેવા માં દીનાં લામને ઝડકથી "પેલેસ" તરફ જતાં તેણે જોઇ. પેલા મર્દને નાંકાનેર વળાવી આવી દીનાં છુપાછુપ 'પેલેસ' જતી હોવાનોજ ખ્યાલ ધનનેં થયો. આવી તક હાથમાં આવેલી કદી ન ગુમાવવી એવો મક્કમ ઠેરાવ કરી ધને દીનાંની ટુંકે રસ્તે પુઠ પકડી અને દીનાંની સામે તેનો રસ્તો ઘેરી ઓચીંતો ઉભો રહેવાથી ધનને એકાએક તેની સામે આવી મોડી રાત્રે આવી ઉભા રેહવાથી દીના હદથી જ્યાદા ગભરાઈ. મગર પોતાનો ગભરાટ દીલમાં સમાવી હસતી હસતી તે તાજુબીથી તેને જોતી ઉભી!

"મને માફ કરજે દીનાં કે તુંને મને રોકવાની ખાસ અગત પડેચ!"

"જી! બીજાંઓ ભેગા તમેબી મારી પુઠે છુપાછુપ આવોછો એમ મેં આજે જાણ્યુંજી!"

"નહીં! તેવા અપરાધનો હું તક્સીરવાર થયો નથીજ એ સત માનજે. બધાંઓ તુંને ખરાબ ચીતારતાં આવ્યાંછ ને તેમ ધારવા મારી પર દબાન વટીક કરવામાં આવેછ, છતાંબી હીરા અને કાચ વચ્ચેનો, ગુલાબ અને ડુવડ વચ્ચેના તફાવતની મને સારી રવેશે પીછાણ હોવાથી, હું તો તુંને ગમે તેવી ગરીબ છતાંબી અમીરી તોખમની અને બાદશાહી દીલની સાલેસ છોકરીજ માનુંછ એ નક્કી યાદ રાખજે! મેં તારી પુઠ પકડી નહીં પણ એતેફાક હું જે રસ્તેથી જતો'તો ત્યાં તુંને એક મરદ સાથ વાત કરતાં જોઈ અને તે મરદનો ચેહેરો જોઈ હું એકાએક ભુત જેવો ને જોયોજ બસ મને ખુદરતી ચટપટ થઈછ, અને તે કોણ હતો તે શોધી કાઢવાની કે જાણવાની મને અધીરતા થઇછ, અને તેજ સબબથી તારી પાસ તે જાણી લેવા તુંને રોકવાની જે મેં નફટાઈ કીધીછ તો તે માટે બેશક ઘણો દલગીર છું. મને કેહે, નીરાશ નાં કર! મારૂં જીગર તે જાણવા તે તલપેછ કે તે મરદ કોણ હતો કે જેની સાથ વાત કરવાની તેં એકાંતમાં તક લીધી?"

ધનને આકળો અધીરો પડેલો જોઈ દીનાં મીઠાસથી હસી અને બોલી. "જી! તમારા સવાલનો જવાબ આપી તમારી અધીરતાને તૃપ્ત કરી શકતી નથી તેથી દલગીર છેઉં! આ એક ખાનગી બાબત છે ને તે મરદનું નામ જાણવામાં તમુને શું હાંસલ મલશે તે હું સમજી શકતી નથીજ."

"નહીં, નહીં, દીનાં! મારી આ માગણી તું ના પાડતી નાં! મને તે એકદમ જણાવ! તેમાં તુંને કોઈબી રીતે હું નુકસાન પોંહચાડસ એમ મનમાં ડર નાં લાવ! મારી અધીરતા શા માટે ઉશ્કેરાઇછ તે હું તુંને પ્રમાણીકપણે

જણાઉંછ! આ મરદનો ચહેરો આબેહુબ મારા મરનાર કાકા રૂસ્તમકાકાને મલતો આવેછ. તેવણુને તો ગુજર પામ્યાં ને કાંઈ વરસો વહી ગયાંછ છતાંબી મેં જાણે કે જીવતા જાગતા મરનારનેજ તારી સાંમે ઉભા રેહલા જોયા હોએ એવી કીસમથી હું ચોંકયો!"

"ઓહ! એતો દુન્યામાં મલતા ચહેરા ઘણાબી આવેછ! તમેજ મારે વાસ્તે કહેતા'ની કે મારો ચહેરો પેલી જર પોતાની માયની સબીની લોકીટ પેહડેછ તે સબીનાં જેવોજ આબેહુબ લાગેછ. વલી જાંહાંગીર શેઠ બી મને પોતાની કોઈ છ વરસપર મરી ગયલી સગીનો ભુત જોઈ ચોંકયા. એ બધી મલતા ચહેરાનીજ મુશકેલી છે, અને તમારી મુશીબત બી એમજ સરખા ચહેરાનું પરિણામ છેજી!"

"નહીં! નહીં! તું મને ના તવલાવ! મને ખરેખરૂં કહી દે કે એ કોણ હતો! મારા મરનાર રૂસતમ કાકાએ હેદરાબાદમાં એક નવાબ તરીકેજ લાખોની રેલાછેલ વચ્ચે જાહોજલાલી ભોગવી'તી અને કેટલાંક વરસોની વાત ઉપર હેદરાબાદમાં ત્યાંનીજ કોઈ જરદાર રેહવાસી અબળાનાં ફંદામાં મરનાર ફસી ચુકેલા હોવાથી એવણ જ્યારે હકદાર લગનનાં ગાંઠથી બંધાયા ત્યારે કાકાજી પર વેર લેવાનો પેલી હેદરાબાદી ઓરત તરફથી નાગડો રચાયો અને કાકાજીનો નાનો એક પુરો દીકરો હતો જેને એક સાંજે આયા ગાડીમાં ફરવા લઈ ગેઈ અને અને આયા બીજે ઠેકાણે વાત કરવા જતાં ગાડીમાંથી તે છોકરાને કોઇએ કાઢી લીધો અને ગમે તેટલી બી જુસ્તેજુ છતાં તેનો પતો મલ્યો નહીં! કાકાજીએ હજારો રૂપ્યા ખરચ્યા, પણ ધારવા મેલે ઓરતની અદેખાઇને લીધેજ તેવણનાં છોકરાનું ખુન થયું હોય કે નદીમાં નાંખી દીધો હોએ એમજ લોકમત ધારવા લાગ્યું! ગમે તેવી બી બારીક જુસ્તેજુ છતાં બી કાંઈ પત્તો ન મલ્યો ને પોતાના એક દીકરાનાં ગમમાં મરનાર રૂસતમ કાકા ગુજરી ગીયા અને લાખોની દોલત મારા ને મારા મરનાર બાવાજીનાં નામપર કીધી અને ખાસ ફરજ આપી હતી કે જો તેવણનો દીકરો હૈયાત હોય એવું માલમ પડે તો હજારો રૂપ્યા ખર્ચીનેબી તેનો પત્તો મેળવી તેને સ્વાધીન કરવી. મારી ને મારા બાવાની હાલત તે વેલા તો ઘણીજ ગરીબ હતી. અને મરનાર કાકાની આ લાખોની દોલતથીજ હમારૂં નસીબ ફેરવાઈ ગીયુંછ, અને મરનાર કાકાની દોલતની બરકતથીજ વેપારમાં મેં લાખોની દોલતને વધારી મુકીછ! આહ! આજે બી જો તે મારો કઝીન હૈયાત હોય તો તેના મરનાર બાપની સઘી દોલત તેને હવાલે કરી મરનાર તરફની

ફરજ બજાવવામાં હું મોટી ખુશી માનું! દીનાં! હવે તુંને બરાબર સમજ પડશેજ! તું જે મરદ સાથ વાત કરતી'તી તેનો ચહેરો આબેહુબ મરનાર કાકાજીનાં જેવોજ હોવાથી તેવણનો ગુમ થયલો બાલક બેટો મને તુરતજ હૈયે આવ્યો, અને તે કદાચ મરી ન ગયો હોય અને જીવતોજ હોએ એવા ખ્યાલથીજ તે મરદનાં સરખા ચેહેરાથી તેનું નામ નીશાન જાણી લેવાની મને ખુદરતી ચટપટ થઈ! એમાં મારી મરનાર તરફની આઇન ફરજ બજાવવા સીવાય બીજી બુરી મતલબ કસી નથીજ એમ હવે તું ખાત્રી રાખશેજ. અત્યારેજ તે બાલક બેટો ખુદાની કરમ બક્ષેશથી જો હૈયાત હોય તો જે મરદ સાથ તું ખાનગીથી વાત કરતી'તી તેનીજ ભુરનો અને ઉમરનો તે આએ વખતે હોતે!"

"આ જફાકારક કાંહણી સાંભળી હું ઘણીજ દલગીર છેઉં, તેમજ વળી તમારી વફાદારી ભરી વળણનેબી હું મોટાં હેત સાથ વખાણુંછ! તમે જાણોછ કે એક પછી બધાંજ મારી પુઠે લાગેલાં છે, જો કે તેઓમાંનાં કોઈનુંબી મેં જરાબી બગાડયું યા દીલ દુખવ્યું નથી છતાંબી મારા જેવી વાખાની મારેલી ગરીબ છોકરીને સતાવવાનીજ સાલેસાઇ એ લોક કરેછ પણ તમેજ એક સારૂં માનવાવાલા અને મારે વાસ્તે કસુંબી બુરૂં ન માનનારા એક દીલસોઝ અને સાચા મુરબ્બી મારી પડખે હેવાથી મને ખરેખર ઘણોજ સંતોષ બરપા થાયછજી. તમુને હું તવલાવતી નથીજ. જ્યારે પ્રમાણીક નીષ્ટાથીજ મરનાર તરફનો પવીત્ર કોલ અદા કરવાની આઇન ફરજને ખાતરજ તમે જે તમારી ઉમદા અને બે મુલ લાગણી બતાવોછ, તો તેમાં મારે તમુને શા માટે તવળાવવા જોઇએ. આ મરદ એક તમારાજ જેવો તમારાજ જેવા અમીરી અને બાદશાહી ખવાસનો અને ઉદાર દીલનો સાચો અને વફાદાર તેમજ દીલસોઝ સાથી છે જે મારાં દુઃખમાં એક દીલાસા માફકજ છે! જેવા તમે મેહરબાન છેઓ, તેવોજ એબી કદરદાન અને જાનફેશાન કરેછ. એવણનું નામ હોમી ડોકટર છે, અને મુંબાઈમાં તેમજ બહારગામ પોતાની બોહલી પ્રેકટીસ અને દયાલુ તથા મલતાવડા સ્વભાવથી ઘણાજ વીખ્યાતી પામેલા સાલેસ જુવાન છે, અને-અને-કોઈ કોઇવાર જ્યારે અલાહબાદનો કોઈ અગ્રેજોને ત્યાંનો કોલ આવેછ ત્યારે એવણ આવતાં અહીં મને મલેછ. મુંબાઈમાં મલબાર હીલપર પોતાના બંગલામાં પોતાનાં માતાજી સાથ રેહેછજી."

"માતાજી? તારે શું આએ ડોકટરનાં માયબી છે? ઓહ! તારે મારી ગણત્રીઓ તેથી ઉંધી વલેછ! કાંકે મારાં કાકા કાંઈ હૈયાત છેજ નહીં, તો

પછી આ હોમી માટે-માટે-" તે આગળ કાંઈ બોલી શક્યો નહીં પણ યાદ કરતો હોએ એવી ફાસમથી ચુપ ઉભો!

"નેવર માઇન્ડ! મારૂં મુંબઈમાં જવાનું તો છેજ તો પછી ઘટતી પુછપરછ એનાં માતાજી પાસથી હું કરી બરાબર બાતમી મેલવી મારી ખાતરી થશે ત્યાં લગીન તલાસ તો કરશજ! જો એ મારી ધારણાથી ઉલટો કોઇનો છોકરો હોએ તો મારા મરનાર કાકા રૂસ્તમજંગના જેવાજ આબેહુબ ચહેરો કેમ આવી શકે તેની મને ઘણીજ અજાએબી ને ચટપટ થાયછ! ખુદા એમાં મને મદદ કરે! દીનાં! તુંને હું વધુ વાર રોકતો નથીજ." અને માયાથી હસી નમીને ઘન વિચારવંત રૂપે ત્યાંથી ચાલી ગયો.

---

## પ્રકરણ ૩૫ મું.

"થવાનું તે થયું, ગમ નાં જીગર કર.
પવન પર પીઠ પકડી નાં ફીકર કર."

રતનની બેહન મેહરાં ઓછાણે બિમાર પડી હતી. મન ઉપર પડેલા બાલબારના બોજાને લીધેજ દુઃખી થઈ બિમાર પડી હતી. રતન મુંબાઈ ગયો તે વખતનાં કરતાંબી તે મુંબાઇથી ગયો પાછો આવ્યો તેટલાંમાં મેહરાંમાં એવા ચોંકાવનારા અને ચીંતા ઉપજાવનારા ફેરફારથી રતન ઘણોજ ચોંક્યો અને ધાસ્તીથી બેઘડી પોતાની બેહનને ટીકવા પડયો.

રતનને પોતાની આગળ આવેલો જોઈ મેહરાં બેઅખત્યાર રડવા પડી અને દુઃખની તીક્ષણ લાગણી સમેટ બોલી! "ભાઈ! હું તારીજ ટગર કરતી'તી! મારી છાટી ભરાઈ આવીછ! આ દુઃખ મારાથી ખમાતું નહીં! મેં તુંને ઠગ્યોછ, ભાઈ અને તે માટે તું મને માફ કેમ કરશે? તું મને ધીકારસે-ઓ હું જ્યારે મારી ખરી ધીટક વાત તુંને કેહવસ તારે તું મારીપર ફીટકાર નાખશે." અને દુસ્કે દુસ્કે તેણી રડવા પાડી.

રતન તેની નજદીક જઈ બેઠો અને તેને દીલાસો આપી શાંત કીધી "નહીં તું ધીરજ ધર! તારા સોહરાઈ સુકાઈ ગયલા અવતારથી મારી

છાટી વીંધાઈ જાયછ! તું શું વાત કેહવા માગેછ,-પેલા જસીને લગતી? તે તો હવે તેં મને કહી હવે તેજ પીંજન સાને વાસ્તે કરી તારો જીવ કુહરાવેછ! બની તે બની! જેવી કીસ્મતની કમનશીબી, મેહરાં!"

"ઓ! મુઈ હું અભાગની! તે દહારેજ મેં હીચકારીએ તુંને બધું ખરેખરૂં નહીં કહયું! મને તે વખતે ધાસ્તીથી લખલખાં ચઢી આયાં ને મેં ખરો ભરમ મા જણ્યા ભાઇથી છુપાવ્યો તો તું મને કેમ માફ કરસે? અરે ખોદા! સાત સાત વરસ વેર મારો ભરમ આ છાટીમાં સમાવી મારૂં જીગર ભાંગી નાખ્યું ને હું આએ હાલતે આવી પડી! તે દહારે જસી વાહડયા માટે તેં મને એકાએક પુછયું ત્યારે મેં તુંને એમજ જણાવ્યું કે તે મને ચાહતો'તો, ઓ ખોદા-ખરી વાતતો-અરે અફસોસ છાટી ફાટી જાયછ-તે તો-તે તો-મારો હકદાર ભરથાર થતો'તો." અને પોતાના બંને હાથ નામોસીથી પોતાનો ચહેરો દેખાડવા ન માંગતી હોએ એવી કીસમથી આંખ ઉપર ધાંકયા અને આંસુઓનો ધોધમાર દર્યો રડવા લાગી! આ ધાસ્તીભર્યા એકરારથી રતનજી બાતેનથી હેરટ રહયો મગર જાણે કસામાં હોય નહીં એવી અદાથી તેણીને શાંત કરતો બોલ્યો. "તારો ભરથાર-ઘણુંજ અજબ જેવું, મેહર! અને સાત સાત વરસ થયાં તું આએ બદમાસ સકાઉન્ડ્રલની પરણેતર થાય?"

"હા-સાત લાંબાં જફાકારક ધાસ્તીભર્યાં વરસ થયાં" દસકળાં ખાતી ધીમેથી આ અભાગણી છોકરી બોલી. "અરે! ભાઈ, તું મને કેમ માફ કરશે? મેં ઘણુંજ નીર્લજ ધાટકી અને બેવકુફી ભર્યું પગલું ભર્યું-મેં બધાંને ઠગ્યા-નવલ કાકાને અને મારા ભાઇનેબી ઠગ્યા-ને અફસોસ આએ હાલતે હું મારી તકસીરની શીક્ષા ભોગવતી આવી પડી. અરેરે? સાત સાત વરસ વેર મે એવું ખમ્યુંછ ભાઈ-એવાં તો દુઃખો દાંત પીસીને સહન કીધાંછ કે-કે-" તે આગળ બોલી શકી નહીં. ગુંગળાતી છાતી વચ્ચે તે એકદમ પાછી નાનાં બાળક પેરે બે અખત્યાર રડવા પડી.

"ના રડ, બેહન, ધોલાએલાં દુધપર અફસોસ કરવો મિથ્યા છે. તેં મને તો ઠગ્યો પણ શું નવલ કાકાનેબી ઠગ્યા?"

"અરે ભઈ-ભઇ! જ્યારે હું દોનવેંતમાં જતી'તી તારથી મને એ જસી સાથ ઓળખાણ પડી અને હમુંને દોસ્તી પડયા પછી તુરતજ સ્કુલ માંથી નવલકાકાએ ઉઠાડી મુકી અને એ ઘરમાં આવી મને મલતો ભેટતો થયો! હું એની લટરાજ પર લોભાઈ-એનાં સોહામણા ચહેરાપર હું મોહી

પરી–ને એ કેહે મને નવલકાકાની વારેસ સમજી મનેજ કાકાની લાખોની દોલત મળશે એમ મલકાઈ મારી પર જુઠાં ધરાંપરાં કરવા લાગો; નવલ-કાકાએ એની સાથ વારંવાર જોઇને મને એને મલવા નાં પાડયું! એવા નાદાન ફુચ્છા પર તણાઈને તુટવા કાકાએ મને ઘણીબી વીણવી પણ તે વખતે હું એવી આંધરી થયલી કે મને સુઝ નહી પડયું! જ્યારે કાકા એ જસીને વાસ્તે મારામારી કરવા લાગા તારે હું છુપાછુપ એને દરરોજ મલવા લાગી ને એને મને એવી તો ઘેરી લીધી કે ખુદા એના વગર મને ઘડી ભરબી ચાલ્યું નહીં. થોડોક વખત પછી પોતે હવે કરાંચીથી સદાનો ચાલી જવાનો વિચાર મને જણાવવા લાગો ને તે સાંભલી મને ધાસ્તી લાગી, મારી છાટી ફાટી જવા લાગી કે એનાં વગર એની જુદાઇનાં જીવલેણ ફટકાથી હું મરીજ જવસ! મેં ઘણો વીણવ્યો તારે મને છુપાછુપ લગન કરવા ઉસ્કેરી અને મેં આંધળીએ આ બુરે મારગ અખત્યાર કરવા મરજી જણાવીને હમો છુપાછુપ લગનનાં ગાંઠથી એક થયાં. થોડા વખતમાં તો કાકાએ પોતાનાં લગનની ધામધુમ કરવા માંડી ને પણ્યા ત્યારે આ જસીએ જોયું કે હવે મને કાકાનો વારસો નહીં મળશે એવું ધારી દોલતપર મોહી પડેલો આએ પોર્યો મને જન્મો જન્મની દુઃખમાં રગડોલી કરાંચીથી મુંબઈ ચાલી ગીયો! મેં ત્યાર પછી ઘણુંબી વીણવીને લખ્યું પણ એને મને ઉડાવ્યાજ કીધો અને જવાબ વાળવાનાબી અખાડા કરવાથી મેં છેવટનું એક કાગજ લખ્યું ને મારી સખીને મારાં કાગજો જે એની પાસ હોય તે પાછા મંગાવી લેવા તાકીદ કીધી ને એને મારી પર તે મોકલી આપ્યાં ને તે પછી એનો પતોજ લાગો નહીં! ઓ ખોદા! તે અભાગ્યા કંગાળ દીવસો મેં આખી આખી રાત રડવામાં ને ફીકરગરામાં કાઢયા! અરે એક પૈસાના લોભીને હાથે સરયામ ઠગાઈ જન્મો જન્મની નામોસીમાં જકડાઇ પકડાઈ જવાથી મને બધું અકારું ઝેર જેવું લાગું.

"થોડો વખત પછી ન્યુસપેપરમાં એ જસીનાં લગન અલાહબાદમાં કોઈ શેઠનાં ખાનદાનની પરીન નામની છોકરી સાથ ઘણાં ધામધુમથી ગોઠવવાને લગતી ખબર મેં વાંચી અને અફસોસ આ લોભી બેવફા પર મને ઘણોજ કેહર છુટયો, ને અલાહબાદ જઇને બધો ભરમ ફોરી દેઇને કોઈ બીચારી છોકરી ને ફસ્તાં બચાવી લેવું એવું મને કાંઈ થઈ આયું પણ મારી એમાં રૂસવાઈ થાય એમ વિચારી બલાપામાંજ બરતી હું ખામોશ બેઠી! આહ! ખોદાબી કોઈ કોઈ વેળા લોભીઓનો લોભ તોડવા અને બેવફાઓની બેદીલીનો નતીજો દેખાડવા અનેક તરાહનો રંગમાં ભંગ કરી

મુકેછ તેમજ એ બેદીલ બેવફાનાં બાબમાંબી એમજ ખુરૂ બનવા પામ્યુ. કાંકે ન્યુશપેપરમાં એ જસીના લગનમાં વધ્ન કેમ થયું તેની જફાકારક કાંહણી ટુંકમાં દરસાવી હતી અને વલી જસીનેબી ખુદરતની શીક્ષા કેવી થઈ હતી તે મેં ફરીફરીને વાંચ્યુ. પરીન બીચારી નામેસીમાં આપઘાટ કરી મરી જઈ છુટી બીચારી, જારે હું અબાગણી જન્મો જન્મની દુ:ખી થઈછિ! વલી અંગુરામાં પુરૂં દુ:ખપર દામ કાકીએ દીધો, ને તેને મારી સાથ રોજના બાંજ્યાં નહીં છુટયાં ને કાકાજીનાં કાન ભંભેરવા લાગી, ને આખરે કાચા કાનનાં નવલકાકાએબી આ ચીબાવલી ને પૈસાદાર પરણેલી પોરીનું કહયું માની મને ઘરમાંથી ચાલી જવા કેહવાથી હું મુંબઈ જઈ વસી. જ્યારે તું ભાઈ આયો ને અલાહબાદ જવાનું નકી થયું ત્યારે એ બેવફા જસીની અલાહબાદની લગનમાંના વધ્નને લગતી વાત મને પાછી હૈયે ચઢી આવી અને કદાચ કાંઈબી પતો મલસે એવીજ આસામાં હું આવી"

થોડોકવાર ઠોબી મેહરાં પુછવા લાગી. "ભાઈ મને અજબ એમ લાગેચ કે મારા ભરમને લગતી વાત આએ દીનાં લામને કયાંથી ખબર પડી—એને કેમ જાણી?"

"એ લુચ્ચી, દગલબાજ ને ઢોંગી છ. એનાં મેં બધા ભરમો શોધી કાઢયા ને મને માલમ પડયું કે એ તો છ વરસપર મરી ગએલી ધારવામાં આવેલી પરીનજ છે જે ખોટે નામે ઠાગાથી ને દગાથી આલાંમાયના વર જાંહાંગીર પર પોતાનું વેર લેવા છુપા છુપ આવીછ, કાંય કે જાંહાંગીરનાં હાથમાં બધી દોલત એની કાયદા મુજબ આવી જ્યારે એં અરધી વીનાની રખડતી રઝળતી થઈ ગેઈ! હું મુંબઈ એજ પાખંડીનાં કાવત્રાંનો મુદદો પકરવાજ ગીયો'તો ને બધી રીતે એ હવે ઉંઘાડી પરીછ. જસી સાથ પરણવા નીકળેલી એજ છોકરી તે આએ દીનાં છે ને તેથીજ તારો ભરમ કદાચ એ એક યા બીજી રીતે જાણતી હોવી જોઇએ! મેં આલાંમાયને તથા જરને બધો ભરમ ખુલ્લો કીધોચ ને એ ઝેરી સાંપને તુર્તા તુર્ત પોલીસનાં હાથમાં આપવાનીજ તાકીદ કીધીછ! આહ! બેહન! બેહન! તેંબી તારે હાથે નખોદ વાળ્યુંછ! પણ ઘોલાએલાં દુધપર અફસોસ કરવામાં હેમાકાટ છે! હું અહીયાં અલાહબાદમાં કંટાલી ગીયોછ ને મારી નોકરી ત્રાન્સફર કરાવી નાંખસ! અહીં આવી ઉલગબરદીમાં વધુવાર રેહવામાં સાર નથીજ!. મેહરાં! તુંબી હવે 'પેલેસ'માંથી ઘેરે આવ કાંકે—કાંકે—મેં તો સમજ્યુંછ—બાહરતો ખુમ ઉડી રહીછ કે—કે પેલેસના માલેક જાંહાંગીર શેઠને જે વખત જાયછ તેમાં દીલમાંના કપડાં સાથ બાહર નાહસવું પડશે!

ભલાં માણસે પૈસાને પૈસો તરીકે સાચવ્યો નથી તે હવે આપદા છે! તુંબી હવે કાલની કાલ ઘેરેજ ચાલ-સમજી."

અને રતન મેહરાંને સંથારો આપી જાસેજરને સાંધતો બાહર પડયો. દીનાં લામનો ભેદ શોધી કાઢી જાણે કે તેને કેવો એક વાઘ માર્યો હોય એમ બાતેનથી ફતેહથી ખુશી થતો તે અહીં તહીં દોડતો ફરતો હતો.

અરેરે ભુલકણા અને અભાગ્યા હેમક! એક ગરીબની છોડીને સતાવવાને તેની પર જફા પાડવાનો નતીજો ભવીષમાં તુને એવી તો હીણપસ્તી અને નામોશી વચ્ચે મળશે તેનો ઝાંખો દુરનો સ્વપ્નો વટીક હાલ તુંને થતો નથીજ!

---

# પ્રકરણ ૩૬ મું.

"ડરતો ના ઇનેસાન તું, દેખી આફત રંજ.
ચુસ્ત નેમપર રેહજે, અંતે મળશે ગંજ;
અંતે મળશે ગંજ, રંજનો બદલો રૂડો.
ડગમગ થઈ દુખ જોઈ, કદુ ના બનતો ભુંડો."

"રાંડ પેટ બરી કાબા" જર જનુનથી દીનાં લામની છેક લગોલગ ગેઈ અને ગુસ્સામાં તેનો કાન જોર સમેટ ચીમટી બોલી, "રાંડ, તારૂં બધું પાપ પકડાઈ આયુંછ! તું આવતી જતી ને પેદાની પરતી મરે તે રાંડ અવર પગલેનીએ આવીને સુખી ઘેરમાં કંકાસ સોહોંગ્યો."

દુઃખની તીક્ષણ લાગણીથી પોતાનો કાન પોતનાં હાથે પસવાડતી પરીન દબાએલા સાહદે બોલી "પણ! જી! બાઇજી! મારો શું વાંક છે! કાંઈ તમારી ભુલ છે!"

"રાંડ નફટ નાંખે હજુર પુછેછ કે શું વાંક છે! રાંડ લુટરી!" હવે જાણે કે આલાંમાયની વારી હોય એવી ફીસમથી તેણીએ નિર્દયપણે દીનાંને એક તમાચો લગાવી કાઢી નેણ ફેરવી બોલી "રાંડ! ખોટે નામે અહીં માંજાનું જોવા ને લરાઈ કરાવવા આવી મુઈ રાંડ, ને નફટ નાંકે હજુ પુછી મરેછ? રાંડ, પેલા રતન બાહએ બધો તારો ભેદ શોધી કાર્યોછ! ઉભી રેહ, રાંડ, તુંને પોલીસનાં હાથમાં આપી ને તારી ફજેટી કરાવસ!

દીનાં લામના છુપાં નામે તું અહીં આવીછ તે વાંક થયો, વલી ને વળી રાંડ બધી ખોટી સહીઓ સાથની સરટીફીકેટો મને દેખડાવી ને વલા મોટો વાંક થયોછ સમજી કે રાંડ પેટઅરી."

દીનાંએ લગભગ રડી દેતાં કહ્યું "જી, મારો કાંઈ કસુર નથી! હું કાંઈ. બી—"

"રાંડ ચોરી પર સરજોરી કરેછ? છ વરસની વાત પર પરીન શેઠનાં નામની દુકતી જે જાંહાંગીર શેઠનાં કાકાની દીકરી તરીકે ઓલખાતી'તી પણ પાછળથી કાંઈ ભેદ ખુલ્લો પડવાથી તે તો પારકી નીકલવાથી તેનાં હાથમાંથી બધી દોલત જાંહાંગીર શેઠનાં હાથમાં આવી ને પરીને આપઘાત કીધો એમજ બધે બુમ પડી રહી પણ ખરેખર તો તેને આપઘાત કીધેલો નહીંજ સમજ પડી! પરીન શેઠનાં જીવતીજ ઉની ને છ વરસ વેર અંહીં તહીં ભટકી રખડી આખરે દીનાં લામનાં ઓહાં હેઠળ જાહાંગીર શેઠને બીહધરાવવા ને તેવણ પર કીનો લેવા તુ અંહીં લુચ્ચાઈથી આવીચ—સમજી! રાંડ, પરીન શેઠનાં તુંજ છે."

"પણ—પણ—જી—તેની સાબેતી તમે શું આપોછજી?"

"સાબેતી પુછેછ?" આલાંએ ગગડાટ કીધો, "તું દલદર આવી તેજ દાહરથી જાંહાંગીર શેઠ બીહધા ને તુંને જોઈ પરીનનો બુટ જોઈનેજ ચોંકયા! તાર પછી અગીયારીનાં પંદકી બી તુંને પરીનજ સમજી ચોંકયા! ખરૂં કે નહીં? વળી રતને તુંને અરધી અરધી રાત વેર બાહર ભટકતાં જોઈતી રાંડ, બેશરમ! રાંડ શરમ વગરની તેથીજ ખરાબ ઓરતોની માફક અરધી અરધી રાત વેર રખડતાં પકડાઈ આવી'તી" અહીં આલાં દમ ખાવા ઉભી તેનો લાભ લેઈ જરે નેણુ ફેરવી બોલવાનું શરૂ કીધું "વળી બીજી સાબેતી જે રતને શોધી કાઢી છે તે તું ડોળા ફોડીને જોની બસ્તે મરાઈ" અને રતનનાં કબજામાં પરીન શેઠનાની જે સબી હતી તે તેબલ ઉપરથી ઉંચકી દીનાંની આંખ આગળ ધરી બોલી "આએ જો! તે પરીનની આએ સબી છે એનાં કાન આગળ તુંને ચોગરીની ઇધાણી જણાએછ? હવે જો" અને એમ બોલી નિર્દયપણે જરે દીનાં લામના જમણા કાન આગતાં ઝુલ્ફાં તાણીને ઉંચા કીધાં ને બોલી "જો રાંડ એવીજ ચોગરીની ઇધાણી આએ તારા કાન આગળ આએહુબ છે તે ગમે તો ડોળા ફોરીને આરસીમાં જોઈ મર! રાંડ, એ ઇધાણીથી તારૂં પાપ પકરાઈ આવે તેથી કાન ઢાંકી દેવા મહીરાં મુઈ આગળ વેર લટયાં રાખેછ! હવે બીજીબી

સાએટી જોઇએછ કે? સરમ છે! લ્યાનત છે તુંને!" અને એમ બોલી જરે દીનાંને જોરથી તમાચો લગાવ્યો.

"તારા જેવી ખરાબ ને લુચ્ચી પોરીને મારે આએ 'પેલેસ'માં ઘડીભર બી રાખવી નથી, સમજી કે! વાસ્તે હવડાં તો રાત પડીછ તેથી અહીં રેહજે ને સવારની સવાર તાબરતોબ ચુપચાપ તારૂં હોય તે લઇને તારૂં કારૂં કરજે, સમજી કે રાંડ!"

"જી! મારા જેવી મુફલીસ ઉપર આવી જફા પાડોછ, તે–તે" દીનાં ધસાંધસ રડી દેતાં બોલી, કાંકે આ આફટ એવી તો ઓચીંટ અને સ્વપ્ને વટીક વકી ન રાખેલી હતી કે ઉપરાસાંપરી મોટે ઘરની આ બાઈ સાહેબોની તાણાજાણી અને હાથચાલાકીથી તે બેઅખત્યાર રડવા પડી.

"રાંડ, નાપાક હવે રીપલી થાયછ, પેટભરી, ચંદાલ!" તેબલ ઉપર પડેલો બાલ હોરવાનો બ્રશ ઉંચકી ને છુટો દીનાં તરફ ફેંકયો, જે દીનાંને હાથની કાંદી ઉપર જોર સમેટ લાગવાથી એ ચીટળ ભાગી ગયાં અને ચીટલનો કાચ હાથ ઉપર ભોંકાવાથી તે બાજુથી લોહી જવા માંડયું, "રાંડ, તું મારાં સુખની વચ્ચેબી આવી મુઈ! મુઈ મારો ઘડો કાંહાં પખોરવા આવી! રાંડ તેંજ પેલા લખોપતી ધનજીશાહનું મગજ ફેરવી નાખ્યું ને તેથીજ એ ભાણભુલાએ મારી સાથનો વિચાર પડતો મેલી તારા જેવી હીણીછીણી, ખરાબ, કંગાલ ને ભીખારી સાથ મલવા ભેટવાની ભુલ કીધી! મારા સુખની વચ્ચે આવતી તું પેદાની પરતી રાંડ મરે એબદશા! ચીડતો એવી લાગેછ કે રાંડને ઉભીને ઉભી ચીરી નાખું તોબી મારો કેહર નહીં સમાએ! જરાબી ચું કે ચાં કર્યા વગર સવારનાં પોહરમાંજ અહીંથી કારૂં કરજે. સમજી કે? નહીં તો કે ધકકા મરાવી ફજેતી કરાવી બાહર કરાવસ. તુંને તો પોલીસનાં હાથમાં આપવી જોઈએ કે તારાં કદતુકનાં બદલામાં બે પાંચ વરસ બતએ જાએ તારેજ તારી સુધબુધ ઉંધડે, બદમાસ!"

પોતાના હાથ ઉપર છુટા મારેલા બ્રશથી ભાંગી ગએલાં ચીટલથી હાથ પરથી લોહી નીકળતું હતું તે ઉપર દીનાંએ રૂમાલ વીંટાલી દીધો અને ડુસકાં ખાતી બોલી! "ગરીબની ઉપર આવી જાતનો ગેરઈન્સાફ કરોછ તો કુદરતનાં કેહરમાંથી તમે બચ્ચી જવાનાં નથીજ! ખુદા! કાંઈ નહીં! આજે મારો વખત એવો ખાસડાં ખાવાનો છે તો વલી તમારૂં કીધેલું તમુનેજ આડું આવશે! ઠીક! હું સવારના પોહરમાં અહીંથી ચાલી જવશ, પણ મારો પગાર બે મહીનાનો ચઢી ગીયોછ તે હવડાં ચુકવી આપો."

"લે રાંડ આંઍ તારો પગાર" એમ બોલી આલાંએ ટેબલપર પડેલો પાઉડર બોકસ ઉંચકયો અને દીનાનાં અંગ ઉપર છુટો ફેંકયો જે તેની છાતી ઉપર લાગ્યો. "રાંડ, તારા જેવી ઠગારી ધુતારીને પગાર સાનો આપે પેટબરી!"

જર વળી પાછી બાહર નીકલી આવી. દીનાનાં આંગ ઉપર ધસી જઈ તે ભીજાજથી બોલી "લે રાંડ મોટા જેવા વાલકેશ્વરનાં પથરા છે, પથરા! નફ્ફટ નાખે રાંડ પગાર લેવા આવીછ! રાંડ, હમારો ઉપકાર માન કે તુંને પોલીસના હાથમાં નથી આપતાં-સમજી! ખોટે નામે અહીં ધુતારી આવી. વલી ખોટી સહીઓ કરી જુઠી સરટીફીકેટો લાવી લુચ્ચાઈ કીધી તેનાં બદલામાં રાંડ સાત વરસ ધકેલાઈ જશે. જા રાંડ, મારાં સુખની આડે આવી કારસ્તાનને કતુક કીધાંછ તો તેનો નતીજો કુતરાંને મોતે મરીને જોશે! મહીરાં મુઈ! પગાર લેવા આવી! નીકળ અહીંથી! કાલું કર તારૂં. ભસ્તે ભરાઈ" અને જતુનનાં આવેશમાં તેને પોતાનાં બે હાથે જોરથી છાપટ મારી અને ઓરડાનાં બારણાં વેર તેને ધકેલો મારી જોર સમેત તેને પાછલથી પોતાની લાત મારી તેને બારણાંની બાહાર હાંકી કાઢી અને પોતાની ફતેહ માટે મગરૂર બની તે પાછી આલાંમાય આગળ આવી બેઠી.

અને ત્યારે રતન મેહતાનું વેર વલ્યું ખરૂં! આ ભાણુ ભુલો જુવાન ખાઈ પી આ ગરીબની છોકરીની પાછળ જલો માફક વલગ્યો હતો અને આયંદે તેણીને હડધુતની હીણપસ્તીમાં લાવવામાં તે થોડે યા ઘણે દરજ્જે, ફત્તેહ પામ્યો.

ગરીબ બીચારી દીનાં લામ! 'પડતી પર પચાસ' અને 'દુ:ખ પર ડામ' જેવી તેની બારીક અને દુ:ખદાએક સ્થીતી થઈ પડી હતી, અને સ્વપ્ને વટીક વકી ન રાખેલી આવી સખત મારફાડની નીચ અને હલ્કી વર્તણુકથી આ અભાગણી બીચારી તે કરીમે કારસાજનાં ઉંધા ઇનસાફ માટે રડતી ચસમોથી ગોયા ફર્યાદ કરવા લાગી. ચોગમથી આફટની સીહા વાદળી તેનાં ઉપર ધસારો કરી તુટી પડતી હતી.

કીસમતની કમનશીબીનાં તોફાની માહસાગરમાં તણાતો જતો આદમી જેમ જેમ પોતાની કંગાલ્યટમાંથી છુટવા અનેક કીસમનાં ફાંફાં મારે છે, છતાં તે વધારે ને વધારે જફાકારક સ્થીતીમાં ધસડાતો જાય છે, અને જ્યારે તેવાં આદમીનો ભુંડોજ વખત આવી પડે છે તો તેમાંથી મુસ્કીલ આસાન થવાને બદલે ચોગમથી દુ:ખનાં ડુંગરો તે કમનશીબ ઉપર તુટી

પડી વધુને વધું તે ખસ્તેખુહાર અને સરગદાન થાય છે એ એક ખુદરતનો ન ખમી શકાએ એવો અપજશ છે! મુફલેસોને નામની જબરી સુગ ધરાવનાર તુમાખી આલાંમાયે તથા જરે તેણીને હદથી જ્યાદા સતાવી તથા મારી હોવાથી દુઃખનાં દર્યા રેડવા લાગી; દર પળે તેની છાટીમાંથી લાંબી સર્દ હાય નીકલતી હતી; આ તુમાખી જરદારોએ ત્રણ મહીનાનો પગાર વટીક તેણીને ન આપી વળી તેણીને મારી હતી અને સવારને સવાર ચાલી જવાના સખ્ત હુકમ આપવાથી તે હવે કોણુને આસરે જઈ ઉભી રેહશે તેનાં જફાકારક વિચારમાં તેને આખી રાત બેકરારીમાંજ કાઢી. તેની આ દયાજનક સ્થીતી ઘણે દરજ્જે રતન મેહતાને આભારી હતી, કાંકે દીનાં તેની બેહનને લગતો વરસોનો છુપો ભરમ જે જાણતી હતી તે ભરમ મેહરાંને તેમજ રતનને કહેલો હોવાથી તેનાં વેરમાંજ રતને દીનાંની પુઠ પકડી તેનું કાવતરૂં અને તરકટ ઉંધાડાં પાડવા મથ્યો હતો, જે આખરે પોતાની નેમમાં ફાવ્યો અને દીનાં લામને 'પેલેસ'માંથી હીણુપસ્તીની હડધુટમાં બાહર કાઢવામાં તે તમામજ ફતેહ પામ્યો હતો એમ દીનાંએ જોઈ લીધું.

લાખો સારા નરસા વિચારો તેનાં અશાંત મગજમાંથી વીજળી વેગે પસાર થયા અને આવી કીસમથી ગંભીર વિચારોનાં વમળ વચ્ચેથી એકાએક તે ગોયા ચમકી ઉઠી, તે વળા તેનો ચહેરો જનુનથી ગોયા સેહજ કાળો મારી ગયો હતો. તે જનુનથી બબડી "બસ એ તે એજ! એમજ કરૂં. પછી જે થાય તે ખરૂં! ખુદા મારો નિગેહબાન થશે!" અને જીગરનાં ઉંડાણુથી લાંબી સરદ હાય મારી તે ઓરડાનાં બારણાં આગળ ધીમે પગલે કોઈબી પ્રકારનો સંચારો કે સાહ્દ સાંભળવા જઈ ઉભી.

---

## પ્રકરણ ૩૭ મું.

### નવી આફ્ટ!

લગભગ મધરાત થવા આવી હતી! પેલેસનાં નોકર નફરો દીનાં લામની હીણુપસ્તીની વાતો અને નીંદાઓ કરી તુર્તનાંજ સુઈ ગયાં હતાં. જર પોતાનાં ઓરડામાં જઈ સુની હતી, જો કે આલાંમાયે તેણીને મેડમ

મારગારેટનાં બૉલમાં આવવા ઘણીબી વીનવી હતી પરંતુ તે ત્યાં ગઈ નહીં. આલાંમાય પોતાનાં ધણીની નામરજી છતાંબી મેરવાન મેજર સાથ બૉલમાં ગયલી હજી પાછી ફરી ન હતી.

એકાએક પેલેસનાં સુવાનાં એકાદ ઓરડામાંથી કોઈ બાળકની ધાસ્તી ભરી તીક્ષણ ચીચ્યારી એકાંટમાં ચોમેર પંદરાઈ રહી! નોકર નફરોને કાને આ દુઃખ ભરી ચીસો જતાં ગભરાટ અને ધાસ્તીથી તેઓ દોડાદોડી કરવા પડયા, અને કયાંથી અને કોણે ચીચ્યારી પાડી હતી તે જોવા બાળકોનાં સુવાનાં ઓરડા તરફ તેઓ દોડયા. એકજ પલંગ ઉપર આલાંમાયની હીરા અને મેહરાં સાથની બુચી ગુલ સુતેલાં હતાં, તેઓ બને ધાસ્તીથી ચીસાચીસ પાડતાં હતાં, બતીઓ સલગાવવામાં આવી અને નોકરોએ બંને બાળકીઓને તપાસી તો માલમ પડયું કે બુચી હીરા ચીચ્યારી પાડતી બેસુધ થઈ હતી. એક નોકરને ડોકટરને તેડવા મોકલ્યો, જ્યારે બીજો જરને ઉપરથી ઉઠાડી લઇ આવ્યો. હીરાને સુધ્ધીમાં લાવવા માટે તેઓ તરેહવાર ઘરઘટુ ઉપાયો કરવા લાગ્યાં. શું બનાવ બન્યો હતો તે ગુલને શાંત કરી પુછતાં તે બાળકીએ જણાવ્યું કે હીરાએ એકદમ ધાસ્તીથી ચીચ્યારી પાડવાથી ગુલબી ઝબકી ઉઠી અને તેનેબી દેહસત ભરાવાથી મુંજેલી અદાથી તેબી ચીસો પાડવા લાગી! કદાચ હીરા ઊંઘમાં બીહધી હોય અને તેની ધાસ્તીથી ચીચ્યારી પાડી હોએ એમ કેટલાંકોએ અનુમાન બાંધ્યું.

ડોકટર આવી પુગ્યો. હીરાને માહ મુશીબતે તે સુધ્ધીમાં લાવ્યો; તેણે હીરાને બારીકીથી તપાસી અને નોકરોને છેક તેની લગોલગ મોટી બટીઓ લાવી ઉભા રહેવા જણાવી હીરાંનું મોં તેમજ ગરડન ઘણીજ બારીકીથી ડોકટર તપાસવા લાગ્યો. હીરાંની ગરડન પર આંગલાંનાં છાપ પડેલા લાગતા હતા, તેમજ બેત્રણ બાજુથી ઘસાડો જણાયો.

કોઇએ જોરજુલમથી બુચીનાં ગળાંમાંની માંકળી કાઢવા જતાં આંગળાંથી તેનો ટોટો દબાયો હોએ અને તેથી તે ઝબકી ઉઠતાં પોતાને થએલી વેદનાથી તે બેબાન થઈ હોએ એમ ડૉકટરે મત આપ્યું અને બુચીનો ટોટો દબાવાથી ગળાંની નલીને ઘણે દરજ્જે ઈજા થઈ હતી અને ધાસ્તીને લીધે તેનાં હાર્ટ પર ઘણી ખરાબ અસર થયલી હોવાથી કેસ ધાસ્તીભર્યો હોવાનો અભીપ્રાય ડૉકટરે આપ્યો અને આવા ગંભીર મામલામાં ઘણીજ સાવચેટી વાપડવા તથા બારીક દેખરેખ રાખવા ડોકટરે ભલામણ કીધી.

આ વેળાએ આલાં બૉલમાંથી પાછી ફરી. ડૉકટરની આવી મધ્યરાતે પોતાનાં 'પેલેસ'માં નાખુશ આમદ જોઈ તે તો ગભરાઈ ગઈ અને પોતાની વાહલી દીકરી હીરાંને કોઇએ ગળું દાબી બીહધરાવી હતી એમ જ્યારે તેણીએ જાણ્યું ત્યારે આલાં બેબાખલી પડી! આ ઓચીંત આફટથી ધ્રસાંધ્રસ રડવા પડી. પોતાનાં પતીની બોહસ ઉપર તે મેડમ મારગારેટના બૉલમાં ગેઈ હતી મગર ત્યાંથી તેણીને એવો તો કડવો અને ખ્વાસ્તીભર્યો અનુભવ મળ્યો હતો (જે આપણે હવે પછી આગળ જોઇશું) કે તેની દેહસ્તથી તેની છાતી દગમગ્યા કરતી હતી તેવામાં આ આફતથી ગોયા તે ઘેલી દીવાની બની રહી.

હીરાની ઓચીંટ માંદગી એક ન સમજ પડે એવું ભેદભર્યું ઉખ્યાણું થઈ પડયું. આ નિર્દોષ બાળકી મુશ્કેલીથી સ્વાસ લઈ શકતી હતી અને તેનાં તનબદનમાં ગોયા ધાસ્તી પેસી ગઈ હોએ એવી કીસમથી કોઈ કોઈ વેળા જાણે કે સુધ્ધ વિનાજ ડોળા ફાડી એકજ ચીજ ઉપર નજર કરતી ચીસો પાડતી હતી.

આયંદે સવાર પડી. ડાકટરને પાછા બોલાવવામાં આવ્યો, જેણે બારીકી થી તપાસી એવુંજ મત બાંધ્યું કે કોઈ બદમાસે જાણી જોઈ તેનું ગળું દાબી તેને ગુંગળાવી મારવાની વેત્રણ કીધી હતી. જો આ મુજબ વધુ પળ હીરાનું ગળું દબાતે તો તેનો કોમળ પ્રાણ તેજ વેળા આખર થઈ જતે.

અને ત્યારે એવું કોણ મુજી હતું કે માત્ર અદાવત યા વેરભાવથી હીરા જેવી નિર્દોષ બાલકીને ગુંગળાવી મારવાનું પાપી પગલું ભરે? આલાં તો આ ભેદ જરાબી સમજી શકી નહીં. પોતાની એકપુરી બેટીની આવી ભયભરી ઓચીંત સ્થીતી જોઇ તે તો હદથી જ્યાદા હયરાન બની રેહી અને તેનાંજ બિછાણાં આગળ તે રડાપીત કરતી બેસી રેહી.

આલાંમાયની આયા જે હીરાની ચીચ્ચારી સાંભળી પહેલી તુર્ત ઓરડા તરફ દોડી ગેઈ હતી, ત્યારે બારણાં આગળજ તે અંધારાનાં સબબે કોઇ સાથ અઠડી પડી, પરંતુ પાછલથી માલમ પડયું કે તે કોઈજ નહીં પણ દીનાં લામ હતી, જે ઝડપી કદમે ઓરડામાંથી બાહર આવી નાહસી જતી હતી. આયાએ પોતે કેવી રીતે દીનાં લામને જોઈ હતી અને અઠડી પડી તે સર્વ વાત પોતાની શેહાણી આલાંમાયને તેમજ જર આગળ કહી સંભળાવાથી દીનાંને તેજ રાતે ખુબ હડહુટ કરી મારી હતી અને નોકરી પરથી રજા આપી હતી તેનું વેર લેવા આ બદમાસ ચંડાલ શેતાન સ્ત્રી એ પોતાનો કીનો લેવા કદાચ આવું કુકર્મી અને હલકું પગલું ભર્યું હોએ

અને હીરાનો ટોટો દાબી તેને ગુંગળાવી દાબી નાખવા તે પાખંડી અને કીનાબાજ અબળા મધરાતનો લાભ લેઈ છુપાછુપ આવી હોએ પણ હીરાની ધાસ્તી ભરી ચીચ્યારીથી તે નાહસવા જતાં બારણાંની બહાર આયા સાથ અંધારામાં અફડેલી હોવી જોઇએ. અને પોતે રંગે પકડી આવે એવું વિચારી તુર્ત તુર્ત 'પેલેસમાંથી સહવાર પડે તે અગાઉ નાહસી ગેઈ હોએ એમજ તે લોકે મનમાં બુરૂં વમાસ્યું. દીનાં લામેજ અદાવત અને વેરથી હીરાને ગુંગળાવી મારવાની નીચ યુકિત રચી હતી એમજ તેઓએ નકકી અનુમાન બાંધ્યું અને તેણીને જેમ દેવાએ એટલી ગાલ દેઈ પોલીસનાં હાથમાં આપી સખત શીક્ષા કરાવવાનોજ તેઓ સંકેટ રચતાં વમાસનમાં બેઠાં. આલાં માયની આયાએ નોકર નફરોમાં, દીનાંએજ હીરા બુચીનું ગળું કાનો લેવા દાબ્યું હતું એમજ વાત કાધી અને તેઓ બધાંજ દીનાને તકસીરવાર ધારવા લાગ્યાં.

આસરે નવ વાગા પછી રતન મેહતા 'પેલેસ'માં આવ્યો. તેનો પોતાની બેહન જે ગંભીર માંદગીને બિછાંણે પડી હતી તેને 'પેલેસ'માંથી પોતાને ઘરે લઈ જવાનાં વિચારથીજ આવ્યો હતો, અને મધરાતે બનેલા ગમખ્વાર બનાવની વીટક વાત આલાંમાયને મોંદેથી સાંભળી તે તો ગોયા ધાસ્તીથી ચોંકયો. તે બી તે લોકનાં વિચાર સાથ એક મલતો થયો કે દીનાંને આગલી રાત્રે ઉંધાડી પાડી તેણીને હડધુટ કરી મુકી આલાંમાયે તેમજ જરબાનુએ સવારનાં પોહરમાં પગાર વગરજ ચાલી જવાની ખાસ ચેતવણી આપી હતી, તેથીજ પોતે ચાલી જવા અગાઉ આલાંમાંય પર વેર' લેવા આવું પાપી પગલું ભરવાની બદ દયાનત વાપડી હતી. તે શેતાન છોકરીને પકડી પોલીસનાં હાથમાં આપવા રતને કહયું. દીનાં લામ આવું જબુન અને અઘોર કર્મ કરી મુંબાઈ પેલા ડો૦ હોમીનાં આસરા હેઠળ નાહસી ગઈ હોવી જોઇએ એવુંજ અનુમાન રતને બાંધ્યું. તે પોરી જો કંડે બી નાહસભાગમાં છુપાઈ બેસે તો તે હીરાંબાહને ઘરે મુંબઇથી હોએ, જેથી જો પોલીસને અલાહબાદમાં જુસતેજુ કરતાં આ દગલબાજ ઝેરી સાપનો પત્તો કે મુદદો નજ મલે તો મુંબઈ હીરાંબાઇને ઘરેથી જરૂરજ તે મળી આવવાની એવું ધારી રતન દીનાં લામને બસ ફાંસીએજ સીધી પાધરી ચઢાવી દેવાના ખ્યાલમાં પોલીસને આ નાખુશ બનાવની ખબર આપવા દોડયો.

અને દીનાં લામ ? આ પાખંડી ઝેરી નાગણમાં ખપતી છોકરી માટે આલાંએ તેમજ જરે નોકરો નફરો પાસ 'પેલેસ'માં અને તેની આસપાસ

અનેક જુસતેજુ કરાવી મગર તેણી જાણે કે પાતાળના પેટામાં ગોયા ગર્ક ગયલી હોએ એવી કીસમથી તેની નાચીઝ હસતી ગોયા નીસતીમાં નાબુદ થયલીજ લાગી. આવું અઘોર કુકર્મ કરી તે બદમાસ છોકરી પોતાનો જીવ બચાવવા અલાહબાદથી સદાની નાહસી ગયલીજ બધાંઓએ ધારી.

---

## પ્રકરણ ૩૮ મું.

"અયરી કયસી ધોકા ધડી.
સ્રરપર આફત હએ પડી."

એક સદગુણી, સાલેસ, અને વફાદાર મોહરદાર તો તેજ ગણાય કે જે પોતાનાં ભલા કે બુંડા, તવંગર કે મુફલીસ ભરથારને. ખુદાબી એક અને ખાવાંદબી એક, એવીજ પવીત્ર ફરમાનની વફાદારીનાં બંધનથી તેની ઉપરથી સુખે કે દુ:ખે મોજમજાહે કે આફટ-વીપટમાં, પૈસાની ચેહલમેહલ વચ્ચે કે મુફલેશીની મુશીબતમાં, એક સરખી રીતે જાનફેસાનીથી મરી પીટી પોતાનો વફાદાર જાન વટીક સદકે કરી નાખવાની ફીદાગીરી બતાવે! તેવી બેમુળ અને સાચી મોહરદારો આ અવનીનું ખુદ બાગે બેહસ્તજ ગણાઈ શકાય!

પોતાના ધણી જાંહાંગીરે મેરવાન મેજર જેવા સંસારી બદમાસ સાથ આલાંમાયને મડમ મારગારેટનાં બૉલમાં ન જવા માટે તાકીદ ફરમાવી હતી, છતાંબી આ બેહસીલી અબળા મેરવાન મેજર સાથજ ગઈ. અલબત મેડમ મારગારેટની ફેનસી ડરેસ બૉલ કરવાની મતલબ જેઓ આ બૉલમાં પેહડવા ભાતભાતનાં પોષાકો આપે તેવા મોંઘે દામે બનાવી આપી એકનાં બમણાં લેઈ ખીસાં તર કરવાનીજ હતી અને તેમજ મેરવાનને માટે રોમ્યોનો અને આલાંમાયનો જુલ્યટનો પોષાક આ મેડમના એમપોરીઅમમાંજ આલાંમાયનાં ખર્ચે સીવડાવ્યો હતો.

આ બેહસીલી અને જીદ્દી અબળા મારગારેટનાં બૉલમાં પોતાનાં સાચા સલાહકાર મેરવાન મેજર સાથ જઈ પોહચી. આસરે કલાક એક મોજમજાહમાં કાઢયા બાદ મેરવાન મેજરને પોલીસનાં આદમીઓ કાંઈ ખાનગી વાત પુછવા બોલાવતાં હતાં એમ આદમીએ આવી જણાવાથી

પોલીસ તેને શોધવતી શા માટે આવી હતી તેના ડરથી મેરવાનનો ચહેરો તદનજ જર્દ મારી જઇ તે તનબદનથી ધ્રુજવા પડયો, મગર હીંમત એકઠી કરી આલાંને પાછું આવવાનો સધ્યારો આપી તે ભારી પગલે બાહર પડયો, અને તે પછી આલાંએ આ મેરવાનની ઘણી બી રાહ જોઇ મગર તે પાછો ફરેલો ન હોવાથી રખે તે પોલીસ તેને વાંક માટે પકડી ગેઈ હોએ તેની ચીંતાથી તે બાતેનથી ધ્રુજવા પડી. અધુરામાં પુરૂં આલાંને મેડમ મારગારેટે પોતાનાં ખાનગી ઓરડામાં બોલાવી અને ઉંચે દમે તે તેની પાછળ ગુનેહગારની અદાથી પાછળ ગેઈ કાંકે તેનું તકસીરવાર અંતઃકરણ બાતેનથી દંખવા લાગ્યું. આલાંએ પોતાનાં પોશાકના સર્વ આંકડા પોતાનાં ધણી જાંહાંગીરે પાછા તે સર્વ પાસ કરયા વગર, તથા પોતાની મોહરદારનાં ખર્ચ માટે તે કશેબી જોખમદાર નથી એવી ચેતવણી સાથ, પાછા મોકલાવી આપવાથી આલાંએ મેડમને તેનાં આંકડાનાં પેટામાં હીરાનો મોંઘોદાટ નેકલેસ પોતાનાં ધણીથી છુપાછુપ આપી દીધો હતો; મગર તે નેકલેસ તો તદનજ ખોટા હીરાનો અંકાવા જતાં મેડમને માલમ પડવાથી આવી દગલબાજીનો ખુલાસો મેળવવા તેણીએ આલાંને ખાનગી ઓરડામાં બોલાવી હતી. આલાં તો આ આફત સાંભળી ગોયા ફાટીજ ગેઈ. તેનો હીરાનો નેકલેસ કેટલા હજારનો હતો અને ખરો હતો એમ તે બરાબર જાણતી હતી અને મેડમ મારગારેટ તે ખોટો કેમ જણાવતી હતી તે તે મુદલજ સમજી શકી નહીં. કોઇ હુસ્યાર ઝવેરીને બીજે દીને પાછો દેખાડવા આલાંએ અર્જ કીધી અને મેડમે પોતાને ખાત્રીને માટે આલાંનાં હાથપરની બ્રેસલેટ જબરજસ્તીથી માંગી, અને તે જો ન આપે તો આવી દગલબાજીની વાત પોલીસને કહેવાની ધમકી આપવાથી આલાંએ ધાસ્તીથી ડરડર ધ્રુજતાં પોતાના હાથમાંથી બ્રેસલેટ ધ્રુજતા હાથોએ તે લુચ્છી ઓરતને સ્વાધીન કીધી, અને મો'ત જેવી ફીકકી પડી ગયલી તે પરોણાંઓ વચ્ચે આવી મેરવાન મેનેજરને શોધવા પડી મગર તે ત્યાં મુદલજ ન દેખાવાથી પવનમાં હાલતાં પાંદડાં મીસાલ તનબદનથી ધ્રુજતી બૉલમાંથી ચાલી ગઇ. આ દુર્ગુણી અબળાને બધું અકારૂં ઝેર જેવું લાગ્યું. ધાસ્તીથી ડરડર, ધબકતાં જીગર સાથ તે 'પેલેસ'માં ફરી. પોતાની વાહલી બેટી હીરાને કોઇએ ગળુ દાબી ગુંગલાવી હતી અને તે ધાસ્તીમાં હતી એવા આફતકારક સમાચાર તેણીએ 'આવતાંને વાર સાંભળ્યા. ચોગમથી તેની ઉપર આવી પડેલી આફતથી આલાં તો દુઃખથી ગોયા દીવાની જેવી બની રેહી. પોતાના ધણીની નામરજી છતાંબી ઓહસ કરી આ જીદ્દી અબળા બૉલમાં ગઇ હતી, અને ઘડીભરની જીદ્દ અને ઓંહસનું, તથા

પારકી જાનફેશાતીની રીહાગીરીનું, એવી હદ સુધીનું ગમખ્વાર અને હેબતનાક પરીણામ આવ્યું હતું કે તે બૉલમાં ગેઈજિ ન હોતે તો આવી આફટમાં તે કદીબી ન ફસતે એમ હવેજ તે પાછળથી વિચારવા લાગી, મગર તે સર્વ મોડું થયું હતું. જેવી જાહોજલાલી અને મોજમઝાહ તેણીએ અનુભવ્યાં હતાં તેનાં બદલામાં આફટ વીપટ અને ગમખ્વારી બેકરારી અને દુઃખની સીહા ખાહીમાં ગબડયું ખાવાનો વખત તદનજ નજદીક આવ્યો હતો. માથે ધરતી લેઇ ફરવાની સર્યામ નાદાની અને હેમાકાટનાં પરિણામમાં હવે આ પાખંડી ખરચાલુ અને તુમાખી અબળાને ધરતીની ખાકમાં ગબડયાં ખાવાનો પુરો વખત આવ્યો હતો

---

## પ્રકરણ ૩૯ મું.

"અજબ ખેલ હય દુનીયા, જીસમેં ચાલ હમેશાં રંજકી હય,
સચ પુછો તો દુનીયાદારી, યક બાજી શતરંજકી હય.
જો આગે અપને બચદા હય, વહી હય ખુદ દુશ્મન અપના,
રાહ દીખાનેવાલા હોજાતા હય, યહાં રહાજન અપના."

આલાંમાયની બુચી હીરા ઉપર પડેલી જફાને ચાર દીન વહી ગયા, મગર હીરાનો કેસ સુધારવાને બદલે તમામ બીગડતો ચાલ્યો અને છેલ્લા બે દીવસ તો તે બેસુધ્ધીમાંજ રહેલી હોવાથી ડૉકટરોએ તેનાં જીવવાની આશા છોડી દીધી.

રતન મેહતાની બેહન મેહરાંબી વધુ બીમાર થઈ ગઈ અને 'પેલેસ' આવી શોકાગ્નીમાં હાલતો ગર્ક ગયલો હોવાથી પારકાં ઘરમાં આવી ગંભીર બીમારી વચ્ચે પડી રેહવાનું ઠીક ન લાગે એમ વિચારી રતન પોતાની બેહેન મેહરાંને તેમજ બુચી ગુલને પોતાને ઘરે લઈ ગયો. દીનપ્રતિદીન મેહરાં નખાતી ચાલી હતી અને ડૉકટરોએ તેની જીવવાની આશા છોડી દીધી હતી કાંકે તેનું હાર્ટ નબલું પડતું જતું હતું. પેલા કર્તુકી અને કારસતાની દુકતી દીનાં લાગનો પત્તો મેલવી આપવા જીગર તોડ મેહનત કરવા લગ્યો અને લાગવગથી તેને પકડવાનું 'વારંટ' બી છુપાછુપ મેલવ્યું અને આ બદમાસ ગળાંફાંસુ દુકતી મુંબઈ નાહસી ગયલી હોવી જોઈએ

એમ વિચારી તે તરફ શોધ ખોળ ચલાવવા તે તરફની પોલીસપર લખી વાલવા તેને અલ્લાહબાદનાં સન્તાવાલાઓને આગ્રહ કીધો! જેબી કાંઈ આફત પેલેસમાં વરસી હતી, તેની બેહન એકાએક ધાસ્તીભરી માંદગી ભોગવતી હતી, હીરાંનું ગળું દાબી તેને મોત જીવત વચ્ચે ડોળા ખાતી બનાવી હતી એ સર્વ તે દગલબાજ દુકતીનાંજ પરાક્રમ હતાં એમજ રતને ખાત્રીથી માન્યું અને તેનો પીછો ન છોડતાં પાતાલનાં પેટામાંથીબી તે લુચ્ચીને પકડી ઘાતકીમાં ધાટકી અને સખ્ત શીક્ષા કરવાનોજ તે ફાંકો રાખવા લાગ્યો.

એક નાચીઝ આદમી પોતાનાં જરની જોરાવરી અને મુસતાકી ઉપર બાજે વેળા હદથી જ્યાદા અહંકાર અને ગરૂરી રાખે છે, તેવા તુમાખા ટીચકાંબાજ જુલમી જરદારોને બાજે વેળા ખુદરતજ પોતાનાં અદીઠ હાથોથી એવી તો માહભારત શીક્ષા કરે છે. કે જેથી તેઓ આયંદે સીકસ્ત અને આજેજ થઇ પડે છે. આલાંમાયેબી પોતાનાં ચદતીનાં ચલકતા ને ચાલતા વખતમાં એવી તુમાખી રાખી હતી કે આયંદે તેવી અંહકારનો બદલો ખાકમાં મલવાનો બુરો વખત તેણીને ફાલે આવ્યો, કાંકે ગમે તેવીબી રાત દીવસની જેહમટ અને મેહનત છતાંબી બુચી હીરાં, એકાદ-ગુલાબની કલી બોલ બોલતામાં જેમ કરમાઇ જાય તેમજ, આ ખીલતી કલી આયંદે કરમાઈ ગઈ! અરેરે! આ ઓચીંત ચોગમની આફટથી તો આલાં ઘેલી બની રહી! અધુરામાં પુરૂં તેઓ ઉપર બીજી ધાર આવી. તેનાં બદમાસ જુગારી, અને છાકટા ધણીએ 'પેલેસ' મોર્તગેજ મેલ્યો હતો તેની મુદત પુરી થવા આવેલી હોવાથી તે ખાલી હાથે આંગ ઉપરનાં કપડાં સાથેજ છોડી જવાથી ધમકીભરી નોટીસ આવી, અને હવે શું કરવું અને કયાં જવું તેનાં વમાસનમાં આ જરદાર તુમાખીઓ રડાપીત કરવા લાગ્યાં. બદમાસ, અને દગલબાજ જાહાંગીર બુરા મીત્રોની સંગટમાં લાખોની દોલત ધુળ કરી નાખવા ઉપ્રાંત અનેક માલમીલકતો વેચીસાટી નાખી હતી અને સહેયોસહયો આ 'પરીન પેલેસ' બી તેનાં સર્વ રાચરચીલાં સાથ નીશાળે બેસાડયો હતો જેમાંબી આ લુચ્ચાએ સરખામ ઠગાઈ કીધી! તેને એક યુરોપ્યનમે આ 'પેલેસ' મોર્તગેજ મેલ્યો, અને પછી છુપાછુપ એકાદ ખોજાને બી મોર્તગેજ મેલ્યો અને આવી કીસમની દગલબાજી અને ઠગબાજી કરવાથી તે સપીમ પંકમાં આવી ગયો અને જ્યારે પેલા યુરોપ્યને તે 'પેલેસ'નો કબજો લેવા આવ્યો, ત્યારે સહેયો સહેયો પેલો ખોજોબી ઉઠી ઉભો થયો અને બદમાસ જાહાંગીરની લુચ્ચાઈ

માટે તેઓ બંને વિચાર અને વમાસનમાં પડગા અને આયંદે પોલીસનાં હાથમાં આ ગુંચવાડાભરી બાબત જવાથી જાંહાંગીર ઉપર દગલબાજી કરવાનું તોહમત મેલાયું અને તેની ધરપકડ માટે તૈયારી ચાલ્લી રેહી.

આ બધી આફ્ટ અને વીપટ જાણે કે થોડી ન હોએ તેમ વળી મેડમ મારગારેટ બી રહીસહી આલાંમાયની સાંમે ફર્યાદ કરવા લાગી. હજારો રૂપ્યાનાં બીલો ચુકવ્યાં ન હોવાથી ફર્યાદી માડવા નીકલી અને વળી બીલનાં પેટામા આલાંએ નેકલેસ અને બ્રેસલેટ બરી તરીકે જણાવી મેડમને સ્વાધીન કીધી હતી, અને આવી લુચ્ચાઈ અને દગલબાજી કરવા આલાં ઉપર વારંટ કાઢવા આ પરાક્રમી અને ગણત્રીબાજ ઈટાલ્યન સેતાન દોડાદોડી કરવા પડી. એટલામાંજ કાંઈ વીઘન વીંટી ગયું ન હતું, મેરવાન મેજર સાથ ખોટા બે વીસ હજારનાં ચેકો બનાવી ખોટી સહી કરી તે કામમાં સામેલગીરી હોવાનું તોહમત બી આલાં ઉપર મેલાયું અને તેને લગતી ફર્યાદબી તેની સાંમે નોંધાવાની ધરાબરી ચાલી.

અફસોસ! આ ઓર્ચાંતી આફ્ટથી બંને ધણીધણીયાણી ગોયા ઘેલાં બની રહયાં! મેડમ મારગારેટનાં બૉલમાંથીજ પોલીસે મેરવાન મેજરને ખોટા ચેક ઉપર બનાવટી સહી કરી વેપારીઓને ઠગવાનું તોહમત મેલ્યું ત્યારે આ બદમાસ અને સંસારી શતરંસાફ નામુકર ગયો અને તે ચેક તો આલાંએ આપ્યા હોવાથી તેણીએ ખોટી સહી કીધી હોવી જોઈએ એમ પોલીસને જણાવી પોતે વાંકમાંથી છુટી જવા માંગતો હતો, મગર પોલીસ કાંઈ કાચી ન હતી કે તેને જતો મુકે. ધીરે ધીરે આ પાપી અને ગુનેહગાર બદકારનાં ઘણાં ભોપાલાંઓ પોલીસે બાહર પાડયાં, અને મેરવાનને સત્તાવાલાઓનાં હાથ હેટળ રેહવું પડયું. આ બદમાસે આલાંની હુરમટની ધુળધાણી કીધી હતી. તેની દોલતની બરબાદી કીધી હતી અને પાળેલા કુત્રા પગ કરડેની મીસાલે તેનુંજ ખાઈ આયંદે તેને બી ગુનાહમાં સંડોવી હતી.

અને આલાં? આ હેમક અને બેવકુફ અબળાને હવેજ દીવાની જોત માફક સાફ અને ખુલ્લું દીસ્યું કે પોતાનાં ધણીની જાનફેશાનીમાં પરસ્તાર રેહવાને બદલે મેરવાન જેવા મુજી સેતાનની સંગતમાં હજારો રૂપ્યાની ધુળધાણી અને હુરમતની બરબાદી કરવા ઉપ્રાંત તે જગની લ્યાનત અને તીરસ્કારમાં આવી પડી હતી. તેનાં સુખી સંસારમાં નડતર નાખી તરેહવાર કાળાં ધોળાં કરી આયંદે ગરીબીની ગલીચી વચ્ચે ગબડી પડવામાં આ દગલબાજ પાપી શેતાનનો મુખ્ય આગેવાન હાથ હતો એમ તે આ મુબખ

હવેજ છેક મોડેથી ધારવા લાગી. જ્યારે તેનાં ધણીએ નાણાંની રકમ આપવાની સાફ ના પાડી હતી ત્યારે આ મુંજીઅંજ ખોટી સહી કરી હજારો રૂપ્યા હાઉ કરી જવાની નીચ સલાહ આપી હતી અને આયંદે તેનાં બદલામાં હવે તેની હુરમટ અને આબરૂ આ દુન્યાની નજરે કોડી બારની થઈ પડવાની અણી ઉપર હતી. તેની પાસની જણસો મેરવાનને તેણીએ સાફ કરાવી લાવવા અગાઉ આપી હતી અને ખરી જણસને બદલે આ બદમાસે તેવીજ આબેહુબ ખોટી જણુસો આલાંને ખરી તરીકે પાછી હવાલે કીધી હતી એમ આલાંએ હવેજ ગમખ્વારીથી અને બેકરારીથી યાદ કીધું અને આ દગલબાજ બદમાસની આ ડગબાજીનાં પરિણામમાં આલાં મેડમ મારગારેટનાં ધુજારા અને ધમકી વચ્ચે આવી પડી હતા અને પોલીસમાં ઘસડી તેની ફજેટી કરવાની ધાંધલ મચાવી રેહવાથી આ અભાગણીનો જીવ ગોયા ઘેલો દીવાનો બની રહયો હતો. આ ઉપ્રાંત બીજા કાપડયાઓ, ઝહવેરીઓ, કનફેકશનરો અને બીજાઓ બીલનાં ચોડા લઇ દરરોજ 'પેલેસ'માં ધકકા ખાઇ પાછા જતા હતા અને તરેહવાર ધમકીઓ આપતા હતા. મગર આ બધાને ઠંડા કરી નાખવા આલાં પાસ ફાજલ જેમ કાંઇ નાણું ન હતું તેમજ તેનો લુચ્છો અને છાકટો ધણીબી અરધી વિનાનો ભીખારી થઈ પડએ હતો. બંનેની સ્થીતી આટા ટ્રોલ દીકરી જલતી હય એવી કીસમની કંગાળ થઈ પડી હતી!

બુચી હીરાનાં ગજબનાક અને સીતમભર્યા મોહતનો બધો ઝુમમો દીનાં લામને માથે આવ્યો અને આલાં આ ગરીબની છોકરીને અનેક શ્રાપો દેવા લાગી અને તે બદમાસ લુચ્છીને પાતાળના પેટામાંથીબી પકડી પાડી તેનાં કર્તુકની ભારી શીક્ષા તેને થાએ એમ તે વિચારવા પડી. આ બદમાસ લુચ્છીએ આલાંની દીકરી હીરાને ગળું દાબી મારી નાંખી કીનો લીધો હતો.

આ ચોગમની આફટ વચ્ચેથી છુટવા જાલેજર અને તેની તુમાખી દીકરી જર વમાસનમાં પડયાં અને કાંઇ વધુ બુરો બનાવ બને તે અગાઉ 'પેલેસ' છોડી ચાલી જવાનો ઠેરાવ કરી કેડે હોટેલમાં થોડા દીન રેહી અલાહબાદથી ઉપડી જવાનો સંકેટ રચવા પડયાં.

---

# પ્રકરણ ૪૦ મું.

"જુદી જગમાં ન શોધો ઇતબાર યારો:
ફરેશતાને લીબાસે હ્યાં ફરે અક્કાર યારો.
ફરેબી વાત મીઠી બોલશે ઝેરી ઝબાંએ:
ગલે કપટે લગાડી ફેરવે તલવાર યારો."

રાતનો વખત હતો, અને મેલ ટ્રેન અલાહબાદ આવીને ઉભી અને ગાડીમાં એક કંપાર્ટમેન્ટમાંથી એક પારસી અબળા બાહર ઉતરી અને આતુર ચશ્મોએ આસપાસ નજર કરવા પડી. પોરટર પાસ પોતાને સામને કઢાવી નજદીકનાં બાજટ ઉપર બેઠી અને કોઇનાં આવવાની અત્યાતુરતાથી રાહ જોતી હોય એવી ફાસમથી તે ચોમેર પ્લેટફોમ ઉપર નજર કરવા પડી અને જેને તે જોવા તલપી હતી તે તેની નજરે ન પડવાથી મનમે ધટપટી, "અરે કાગજમાં લખ્યા મુજબ એવણ આયા તો નહીં? અરે, મને કાંઇ અંદરથી સાનાં એટલાં ધુજરાં છુટેચ તે સમજ પડતી નહીં. જેમજેમ અલાહબાદ નજદીક આવતું ગીયું તેમ પેટમાં ફારફાર લાગ્યા કીધી. અરેરે, જાણે કે કોઇ બુરૂં મુવું બનવાનું હોય કે હું મરી જવાની હોઉં તેમ કાંઇ દગદગો લાગ્યા કરેછ! અરે! એમાં કાંઇ દગો ફટકો તો નહીં હોય! એમ તો નહીં બને—વરી મેજર જસાવાલાએ અહીંજ દેખું ને એબી ખબરૂં અહીંજ આયેલી છે. એટલે વરસો થયાં મલવાનો જીવ બરાઇ રહેલો. જલ્દી અંદરે તો જોવશ—આહ—એકજ વાહલી ચીજ જે આએ દુન્યામાં મારી પોતાની છે તે આએજ ખબરૂં છે જોને. અરે, માણેકશાહ લખેછ તેમ ખરૂં બને તો અરે—સુખનો દાહડો પાછો દાહમાં આવે ખરો."

ખુશાલીથી હરખાતાં તે અબળાએ પોતાંના ગજવામાંથી એક કાગજ કાહડ્યું અને તે ઉગેડી ઘણાં ધ્યાનથી તે વાંચવા પડી. તે કાગજ નીચે મુજબ હતું:—

"વાહલી નાજી—મેં પાછો ઘણે વરસે હીન્દુસ્તાનમાં પગ મેલ્યો છે. અને હાલ હું અલાહબાદમાં મારા બધી—મારી વાહલી મરનાર બેહનનો ધણી—સર મેજર જસાવાલાને વીઝીટ આપવા આવેલો છું. ઘણીજ મેહનત જેહમત અને મુશાકત મને તારાં ઠેકાણાંનો પતો મલ્યોછ અને તે આધારેજ તારી પર આ તાબરતોડ ખરાં જીગરની ખુશીથી લખ્યું છે તે

ઉપર વીશવાસથી અમલ કરશો એવી ખાત્રી છે. નાજાં, મારી મરનાર બેહને લગભગ ચોવીશ વરસની વાત ઉપર આપરાં છુપાછુપ લગન અટકાવવાનો જે સંકેટ ને કાવત્રુ રચ્યું હતું અને તેમાં મરનાર ફાવી હતી અને આપુને ઠગબાજીથી જે છુટાં કીધાં તેની જફાકારક કાહણી મારે હૈયે આજે યાદ આવતાં ચઢી આવેછે. મને મારી બેહનનાં આ કારસ્તાન ઘણાં મોડેથી માલમ પડયાં હતાં, મગર તે બીચારી આ જેહાનનો વાસો ઉઠાવી અત્યાર આગમજની ચાલી ગએલી હોવાથી મરનાર પાછળ હવે બળતરા કાઢવા હું માંગતો નથીજ. અગાઉની દાઝ અને કદર, અસલની જાનફેશાની અને મેત્રતા, તારાં જીગરમાં હજીબી જો તાજી હોએ તો આ કાગજ મલતાંને વાર નીચે લખેલે દીવસે અત્રે ઉપડી આવ! તારી બતંગ સ્થીતિ મને વાકેફ હોવાથીજ આ સાથ નોટ બીડી છે તે ઉપયોગમાં લેસેજ અને સર્વ હીલચાલ હાલતો તદનજ છુપી રાખજે, કે જેથી અગાઉ જેવી ફાંચડ મરાએલી તેમ વલી કોઈ બીજું ફવાબમાં હાડકું નીકલી આવે નહીં! તું જો મારી દાઝ હૈયે ધરી આવવાનીજ હોએ તો આવતે અઠવાડયે આતવારે ઉપડજે. હું સ્ટેશનપર બનસે તો લેવા આવસ ને જો નહીંજ બનસે તો તારૂં નામ પુછતો ગાડીવાળો આવે તે ગાડીમાં બેધડક તું વગર દેહસતે આવજે, અને આવ્યા પછીજ આપરાં ભવીપની વાત એકવાર ફરી છુપાછુપ કરસું. જેવી જાનફેશાનીનો ઝરો ચોવીસ વરસની વાત ઉપર વેહતો હતો, તેવીજ લાગણી જો હવડાં બી હોએ તો મારે ખાતર—તારાં ભવીપનાં સુખને ખાતર—આવવાને ભુલશે નહીંજ.

લી૦ તારો સાચો,

**માણેક દાવર."**

ઉપલું કાગજ વાંચી તેણીએ છુટકારાનો દમ ખેંચ્યો અને ચડી વાળી કાગજ પાછું ગજવામાં સેરવી દીધું. તેવામાં ગાડીવાળો તેનું નામ પુછતો આવ્યો અને તે પોતેજ હતી એમ જણાવી સામાન ઉંચકાવી તે ગાડીમાં જઈ બેઠી અને ગાડી અંધકારમાં હંકરાઈ ગઇ.

તે અબળા નાંગનંમાય નવલખી હતી. તે તેજ જાલબાજ, કપટી અને ઝેરી નાગણ હતી કે જેણે ૭ વરસની વાત ઉપર અલાહબાદમાં મરનાર ખાનબાહદુર સુપલશાહ શેઠનાનાં પદચોણા તરીકે આવી મરનારનાં સુખી વસ્તુ પોતાની ઝેરી ફુંકથી સર્યાંમ સત્યાનાસ વાળી નાંખ્યું હતું! તે તેજ પાપી મક્કરખોર અને કાવત્રાંબાજ શયતાન હતી કે જેણીએ પરીનની સ્યાદીની સાજવારીની ગોયા પોતાનાં કોહીંસુ હાથોએ બરબાદી કીધી હતી.

તેજ બદમાસ ઓરતનાં દાગાથી અને કાવાદાવાની ફુસલાવણીથી જરસી વાહડયાએ લગનમાં વચન પાડી પોતાનાં કર્તુકની ભારી શીક્ષા ખમતો મારો લાગો હતો. ગોયા આ બદમાસ પાપી મક્કાર ઓરત આ બધાં મરનારોનાં કર્પાણ પુનાં હતી કાંકે તેનાંજ નેહસ્ત અપશુકન ભર્યાં પગલાંથી 'પરીન પેલેસ'ના આગલા માલેકની ખાનાખરાબી અને પડતી આવી પડી હતી!

હવડાં નાંજાં અલાહબાદ આવી ત્યારે તેનાં પાપી અને દાઝેલ દીલમાં વસવસો, દગદગો અને વેહમ બરપા થયો હતો અને જાણે કે કાંઈ બુરૂં બનવાનું હોએ એમ ખુદરતી તેને ચીંતા લાગતી હતી. ગોયા તેનું પાપી જીગર અંદરથી તેને કરડતું હતું! ગાડીમાં બેઠા પછી છ વરસ ઉપરના ગમખ્વાર જફાકારક બનાવ આ પાખંડી પાપી અબળાને તુર્તજ સર્વ યાદ આવ્યા અને પોતે કેવા કાસનથી કાંનો લીધો હતો તે સર્વ તે યાદ કરવા પડી. વરસોના વાત ઉપર જ્યારે તે મનોહર જુવાન બાળા હતી. ત્યારે પોતાનાં નખરાંથી આ શેતાને પરીનની જરદાર માલેતુજાર માતાનાં ભાઈને છટકામાં સરબસર સપડાવી લીધો હતા અને તે જરદાર ભાઈ–તે આ ઉપર લખેલી ચીઠીનો લખનાર માણેક દાવર સાથ સ્યાદીનાં ગાંઠથી એક થઈ પોતાની લાચાર અને મુફલેસ સ્થીતીમાંથી એકદમ માલેતુજાર બની જવાનાં હવાઈ અને દીલખુશ સ્વપ્નાંઓ તેણીએ જોયા હતા, મગર આ કજોડાંનાં લગન કદીબી સુખી ન નીવડે અને નાંજાં કેવી વર્તણુકની હતી તે પરીનની માતાને ખબર હોવાથી તેઓનાં છુપાછુપ લગન અટકાવ્યાં હતાં અને આ બદમાસ નાંજાં છ વરસની વાત ઉપર અલાહબાદ આવીને પરીનની ઉપર જેમ તેની માથે જફા પાડી હતી તેવા કાસમથા તે બીચારી અભાગણી છોકરીનાં લગનમાં બી નડતર નાખી લગનમાં વચન પાડી સુખી સ્યાદીની તમામજ બરબાદી કરી નાખી હતી (જે સર્વ પીટક કાંહાણી આ નાકેશ વાર્તાનાં પહેલા ભાગમાં વાહાલાં વાંચનારાં વાંચી ગયાં હતાં) તે સર્વ વાત હવડાં ગાડીમાં તે કાનાં બાજ અને દગારીને યાદ આવી.

અને વરસોની વાત ઉપર તે જે જુવાન માણેક દાવર સાથ જાનફેશાની કરતી હતી તેમાં પરીનની માતાની નડતરથી તેને હાર મલી હતી તેજ વરસો પછી બદલાનો વિચાર પાછો બાંધવા તેણીને અલાહબાદ બોલાવતો હતો, અને મોંડેથીબી તે કંગાલ્યતમાંથી જરદાર હાલતમાં મોજ મારવાનાં તથા માણેક દાવર જેવા માલેતુજાર આસામી સાથ સ્યાદીનાં ગાંઠથી એક થઈ રાજ કરતી રાણી થવાનાં હવાઈ ખ્યાલો વચ્ચેજ આ બદમાસ દગલબાજ નાજાં પોતાનાં જીગરમાં ભર ઉમેદ અને મુરાદ લઈ અત્રે આવી હતી.

મગર ગાડી એકાએક ઉભી રહેવાથી તેનાં વિચારમાં ખલલ પડી અને તેણીએ ડોકું બહાર કાઢી જોયું અને આસપાસના દેહસત ઉપજાવનારાં એકાંત વચ્ચે ગાડી ઉભેલી જોઇ તે આતંનથી ગભરાવા લાગી.

---

## પ્રકરણ ૪૧ મું.

"ચશમ ચોર નાપાક નીમકહરામ,
ન છુપું રહેશે કદી કોઈ પાપ;
ખણે તે પડે, છે કહેવત ખરી;
મરે જેહ મારે કપટની છરી."

ગાડીવાલાએ ગાડી ઉભી રાખી બારણું ઉઘાડી નાંજાને ત્યાં ઉતરવા કહ્યું અને નાંજા તો બીયાંબાન સ્મશાન જેવાં ધાસ્તી ઉપજાવનારાં એકાંતમાં ઉતરી પડવા કાંઇક આનાકાની બતાવતાં ગાડીવાલાનું મોઢું ટીકવા પડી અને તે કયાં લાવ્યો હતો તેની ઉંચે દમે પરપુછ કીધી જેનાં જવાબમાં ગાડી-વાલાએ જણાવ્યું કે તે ભુતખાનાનો બંગલો હતો અને મોટાશેઠે ત્યાંજ ગાડી લાવવા જણાવ્યું હતું.

ભુતખાનું! હા—છ દરપતી વાત ઉપર ભુતખાનાની વાત આ બદકાર નાંજાને સારી રવેશે રોશન હોવાથીજ તથા ભુતથી વસાએલા આ બંગલાની કાંહાણી તેણીને અત્રે યાદ આવી જવાથી તેતો ધાસ્તીથી ડોળા ફાડી ગભરાવા લાગી અને તેનો માણેક દાવર આવાં ઘોરસંતાન જેવાં એકાંતમાં કાંય આવી વસ્યો હતો તેની સુદલજ ખબર તેણીને પડી નહીં. તરેહવાર બદવિચારો તેનાં ભેજાંમાંથી વીજલી વેગે ઝટ પસાર થઇ ગયા. કાંઈ દગા ફટકાની પ્રપંચી જાલ તો નહીં કોઇએ બીછાવી હોએ? કોઇએ દાગાથી તો નહીં બોલાવી હોએ?

તે ભારી પગલે ગાડીની બાહર ઉતરી અને ભુતખાનાની આસપાસનો કબ્રસ્તાન જેવો દેહસતનાક દેખાવ જોઇ ધાસ્તીથી તેનાં આખમાં ટંડીનું લખલખું ભરાઈ આવ્યું, અને ચીંતા તેમજ ગભરાટથી તેની છાતી જોસભેર ધડકવા લાગી. સાંમેથી એક ઉંચો આકાર તેની તરફ આવતાં જોઈ તે બોલી ઉઠી, "કોણ? માણેકશાહ કે?"

"હા–અને તું નાંજાં કે? ચાલો, ભલે આવી. અંદર બેશીકર આવ. હું જાણું કે તુ–તું–તે જવાબ નહીં લખ્યો ત આવશેજ નહીં, પણ ચાલો તને અતરે પધારેલી જોઈ ખુશી છેઉં. આટલાં વરસો વહી જવા પછી પાછાં આપરે અકેકની સામે આવી ઉભાં! જેવી ખુદરત, જેવી કરામત, જેવું કીસમત!"

નાંજાંએ આ મરદનો ચહેરો ધારી ધારીને જોવા ઘણીબી કોશેશ કીધી મગર તેણે ટુંકા ડગલાનો કોલર ઉંચે ચઢાવવા ઉપરાંત ઓઅર કેપ એવી કીસમથી નીચી પેહડી હતી કે તેનો ચહેરો લગભગ ઢંકાઈ ગયો હતો અને અંધારામાં તે ઝાઝો દીસતો ન હતો. "પણ–પણ–માણેકશાહ–આએ આવાં ઘોરસ્તાનમાં તમે–તમે—"

"આહ! આએ બંગલાનું નામ વાયદું થયલું હોવાથી તુંબી બીહુંછ કે એવાં કબ્રસ્તાનમાં હું સાને વાસ્તે રેહુંછ. પણ નાંજાં, એક સાફ દીલનાં અને ખાલેસ તેમજ સાચાં અંતકરણ ધરાવનાં બેમુલ જીગરને ભુત અને ડાકણુની જરાબી દેહસત ઉપજતી નથીજ. ગમે તો આખું ભુતોનું કબ્રસ્તાનબી મારા પર રૂઠે તો મને શાની તેની ફીકર છે. આએ બાજુ ચાલ."

તેઓ કંમ્પાઉન્ડમાં દાખલ થયાં. દરેક પગલે નાંજાંનાં જીગરમાં ધાસ્તીના ઠોકા ઠોકાવા લાગ્યા. શું આ દગો તો નથી? શું આ માણેક દાવરજ હતો? દરવાજામાંથી દાખલ થયા પછી ધાસ્તીથી નાંજાં એકદમ ઉભી રેહી ગેઈ અને બાતેનથી ધ્રુજતાં બોલી "માયરે! મને તો–મને તો–ઘણીજ બીહક લાગેછ. હું તો ન–ન–નહીં આવતી આ. માણેકશાહ તમે ખરેખરજ માણેકશાહા છેવો કે–મને–મને–ઠગી વાહીને લાવવામાં આવીછ? માયરે–મને તો આ બીયાંબાનથી ધાસ્તીથી લખલખાં છુટેછ! માયરે! કેવું દોજખ જેવું અંધારૂં!"

"ધાસ્તી નાં કર–નાંજાં–હાથેલ અને પાપી જીગરોને આવીજ ધાસ્તી બરપા થાએ. તું ઝડફથી બંગલાંમાં આવશે કે તારી ધાસ્તી સમી જશે."

તેણે નાંજાંનો હાથ પકડયો અને ચાવી આપેલાં પુતળાં મીસાલ તનબદનથી ધ્રુજતી તે તેની પુઠેપુઠ ચાલ્યા કીધી.

આયંદે તેઓ વરંઢા પર આવ્યાં, અને અંદરનું બારણું તેજ વેળા તેઓને દાખલ કરવા એક જઈફ મુસલમીન સ્ત્રીએ ઉઘાડયું અને તે સ્ત્રી બારણાં આગળજ ઉભી રહીં.

નાંજાં બારી મુસલે અંદર ગેઈ અને અંદરના ઓરડામાં જઈ તેણીને પેલી મુસલમીન સ્ત્રીએ બેસાડી જ્યારે પેલો મર્દ બાહર બીજે કેથે ગયો.

"આવ બેટી, તું ભલે આવી. ગાડીનો થાક તો તું આજને ઘણી લાગી હોસે પણ તેનો બદલો વલી જમે બેટી."

"ઓ-મને તો-મને તો ઘણોજ ગભરાટ લાગેછે-એમાં કાંઇ દગો તો નથીજની ?"

પેલી મુસલમાન સ્ત્રી કાંઇ બોલી નહીં ! પેલો મર્દ તેજ વેળા પાછો મલકાએલા ચહેરાથી અંદર આવ્યો અને નાંજી ધાસ્તીથી થરથર ધ્રુજતાં બોલી ઉઠી "મને કેહો કે આમાં કાંઇ દગો છે ? આવાં ભયભીત ભુતખાનામાં કાંય તમે રેહોછો ? તમેજ માણેકશાહ છેઓ કે કોઇ બીજું છે ?"

"ત્યારે તુંને જાણવાની અધીરાઈ છે નાંજી ?" અને એમ બોલી પોતાની ટોપી અને ડગલો કાઢી બાજુની ખુરશી ઉપર મુકયાં. અને તેની સામે નાંજીના ચહેરા ઉપર થતા ફેરફારો તપાસતો તે ઉભો.

નાંજી જ્યાં બેઠી હતી ત્યાંથી ધાસ્તીથી ચીચ્યારી મારી બે પગલાં પાછળ હઠી બોલી ઉઠી. "ઓ માયરે, તમે તો પેલા હોમી ડાકટર છેઓ ? અરે ! મને-મને-ફસાવી-મને માણેકશાહને નામે ઠગીને આવું કાવતરૂં રચી મને અહીં દાગાથી તમે કાંય લાવી આવાં કારસતાંન કીધાં ?"

અને કસાઇના નિર્દય હાથમાં કાપવા માટે બકરૂં આપવામાં આવતાં તે બકરૂં વરીક જેમ ધાસ્તીથી ધ્રુજે, તેવી ત્રાસમથી તોફાની પવનમાં હાલતાં પાંદડાં પેરે આ બદમાસ છુચ્છી અબળા થરથર ધ્રુજવા પડી! તેણીએ જોયું કે તે ગોઠવી રાખેલાં છટકાંમાં ઓચીંતી સપડાઇ-જકડાઇ ગઈ હતી !

"આહ !" હોમી ડોકટર હસીને બોલ્યો. "નાંજી ! તારી યાદદાસ્ત ઘણીજ તીક્ષણ છે. છ વરસની વાત ઉપર મરનાર સપલશાહને ઘરે આવતાં જતાં તેં મને ઓળખેલો હજી બી મને બરાબર ઓલખેછ એ તાજુબી છે ! તુંને અહીં કાવતરૂં રચી કાંય લાવવામાં આવીછ તે તું જાણવા માંગેછ ! હા-હા-હા-હા-તારી પાસથી વરસોનો ભરમ એકવાર ફરીથી સાચેસાચો કાઢી લેવાજ આવાં પાટયાં ગોઠવી તુંને દાગાથી અંહી બોલાવીછ તેમાં ખુલ્લા વરીક રાજી થશે, સમજી ! માણેકશાહ દાવરને નામની ચીઠી લખીને મેં તુંને ઠગીછ, ને તેથીજ તું અત્રે લોભમાં ને ઉમેદમાં આવીછ, ને આપોઆપ છટકામાં બોકરાં મીસાલ રીકડાઇ ગેઇછે ! નહીં-તું બોકરૂં નથી, પણ વરૂ છે ! તું જો અહીં નહીં બી આવતે, આ બીછાવેલી જાલથી તું ચેતી જઈ અહીં નહીં આવતે, તો હું તારી તરફ આવીને બી સરેહવાર

મુક્તીથી અત્રે લાવતે એટલી સત્તા મને તે કીરતારની કરમ બક્ષેશથી મલેલી છે! તુને આએ કાવત્રાં ભર્યું કામ લાગેછ પણ મેં સવાબનું અને એક એવું પરમાર્થી ને પુણ્યવંતું કામ કીધુંછ કે જેમાં ખુદા બેહદ ખુશી છે! ચંડાલ ઓરત! મોરનાં પીછામાં કાગડી! મેંઢાનાં લીબાસમાં કપટી અને ઝેરી વરૂ! તારો પત્તો મેળવવા મેં પૈસાની બરબાદી કીધીછ, તે આયંદે, શુક્રે ખુદા. કે ગમે તેવી રાત દીવસની મેહનત જેહમતનો બી મને જસ મલ્યોછ. અફસોસ ઓરત! તારી બુંડી કરણીજ તુને ચાલી ચલાવી અત્રે લાવીછ ને તારાં વરસો અગાઉનાં મહાભારત પાપની જફાકારક શીક્ષા અત્રે ભોગવવાજ તે કીરતાર તુને અહીં દોજખનો ભયંકર ખ્યાલ આપવા આવાં દોજખખાનામાં લાયોછ!"

નાજાં તો ધાસ્તીથી જાણે કે જમીન સાથ ચોટીજ બેઠી. શા માટે તેણીને હોમી ડોકટર ત્યાં ભુતખાનામાં લાવ્યો હતો તે તે હજુ બી મુદલજ સમજી શકી નહીં ધાસ્તીથી તેનાં દીલમાં લખલખાં ચઢી આવ્યાં! તેનો જીવ ફરવા લાગ્યો અને ચકરી આવવાથી તે બાજુની ખુરસી ઉપર એકદમ ફસડાઈ પડી!

---

## પ્રકરણ ૪૨ મું.

### પરીનનો ભુત.

"તમે મને આએ જગાપર કાંય લઈ આયા? આવી રીતે દગાથી મને છેતરીછ એ મોટી શરમ ભરેલી વાત કહેવાએ!" નાંજાંએ હીંમત એકઠી કરી પાછું બોલવાનું શરૂ કીધું.

"ફીકર નાં-કર, નાજાં-તુને મારી નાંખવા-યા તારૂં ખુન કરવા અહીં ભુતખાનામાં હું લાવ્યો નથી. તુને કાંઈ બી ઈજા કરવાની મારી ધારણા નથીજ-પણ તારા ફાયદાને માટેજ-બધું જરાએ જરા સાચે સાચું કહી દેવ તારા ભલાંને ખાતરજ હું અહીં લાયોછ, એમાં શરમ ભરેલી વાત નથીજ. પણ કીર્તિ ભર્યું કામ છે, સમજી."

"પણ-મારી પાસ તમે શું ખરૂં બોલાવાંછ, હું શું સાચેસાચું કહી દેઉં-ઉં-કાંઈજ જાણતી નથી ને મેં કાંઈ બી ખોટું કીધું નથીજ. હોમી-મને અહીંથી આખરૂમાં જવા દેજો નહીં તો ઘણું ભારી પડી જસે."

"ચંડાલ ઓરત! તારા જનમમાં તું કોઈ બી દીવસ સાચું બોલી હોય એ માટે મને શક છે! દગલબાજ ઓરત! સાચું બોલવાનું ઘણું બી છે, ને જો તું બોલવાની આનાકાની કરસે તો મને તારીપર ફરજ પાડવીજ પડશે! છ વરસપરની તેં પાડેલી જફા યાદ કર! છ વરસપર અલાહબાદ આવી પેહલાંતો મરનાર ખાનબાહદુરની મોહદાર થઈ એકદમ જરદાર થઈ જવાનાં સ્વપ્નાંમાં તેં છરકું માડયું, તેમાં તું નહીંજ ફાવી, તારે ચંડાલ અને પાપી શેતાન, તારે હાથેજ સ્યાદીની આજવારીમાં ગમખ્વાર બરબાદી થઈ ગેઈ, અને તારાંજ બદ કર્તુકથી મરનાર ખાનબાહદુરબી માર્યો લાગા અને આખરે તે ભોલી દીકરી પરીનેબી પોતાની જીંદગીનો અંત લાવી મુકયો, તે તું અહીં બધાં યાદ કર! અને તારાં એ મહાભારત પાપની શીક્ષા ખમવાની તારી વારી આવીછ તે માટે તૈયાર રેહે."

"ઓ મરે–ખાનબાહદુર મરી ગીયા તેમાં હું શું કરૂં–મેં કાંઈ મારી નાખ્યા કે? ને પેલી રાંડ દુકતીબી આપઘાત કરી મરી ગેઈ તેનું મને શું! મેં કીહ તેને કહયું કે! હોબી તું મને નાહેક સતાવતોનાં. મને અહીંથી ચુપ-ચાપ જવા દે. નહીં તો યાદ રાખજે કે એનાં ફળ તુંને ઘણાં ખરાબ ચાખવાં પડશે."

"તારા જેવી ચંડાલ પાપી ઓરતનાં બુરાં પરીણામોની મને કશી પરવાહ નથી, સમજી, નાંજ્ન! ગમે તેટલી તારછોર કર–ગમે તેટલું તોફાન કર પણ જ્યાં લગીન ખરો ને સાચો એકરાર અને ભરમ તું ખુલ્લો કરશે નહીં ત્યાં લગીન આ ભુતખાનામાં કે મસાનખાનામાંજ તુંને પાંજરાંમાંના પક્ષી માફક પુરાવું પડશે. અહીંથી તારાથી જવાવાનું નથીજ."

"પણ મારી પાસ તું સાનો એકરાર કરાવવા માંગેછ? મરે આ કોઈ હુજટી માટીહો છે. મને કાંઈજ ખબર નથી."

"ચંડાળ શેતાન, તારાં પાપની, તારાં કતુકની બધી તુંને ખબર છે. સમજી. આસરે વીસએક વરસની વાત યાદ કર તે વખતે તે છોકરાં અદલ બદલ કીધેલાં તે ધ્યાન આવેછ! ખરો ભરમ ખુલ્લો થવાનો હવે વખત નજદીક આવેલો છે. તારાં વેરમાં–તારા હસદમાં તેં સેર જાલેજર જમા-વાલાને તારી પોતાની પેટની દીકરી, હવાલે કીધી અને તેવનની હકદાર દીકરી તેં ચંડાળે તારી પાસે રાખી. ખરી વાત કે નહીં? કતુકની ફેલભરી દાઝણી તેં ખુદ ખુદાને વહીક ઠગવામી બક્કસી કીધીછ, સો મરને હાડે તે કરીમે કારસાજને તું શું જવાબ આપસે?"

આ ખુલાસાથી નાંન્ન વીજલીનો જટકો લાગ્યો હોય એમ ચોંકી, ઉછલી, અને હોમીથી પોતાનો તકસીરવાર બદફેલી ભર્યો ચહેરો બતાવવા ન માંગતી હોય એવી અદાથી પોતાનાં ધ્રુજતા હાથ બંને આંખો પર ઢાંકી દીધા. તે તનબદનથી ધ્રુજવા પડી; ધાસ્તીથી તેનું જીગર જોસભેર ધબકતું હતું.

"બદકાર, જફકાર, લ્યાનતી ઓરત" હોમીએ ડરાવનારા સાહદે પાછો ગગડાટ શરૂ કીધો, અને ચોંકીને નાંજાંએ પોતાનાં આંખ આગળનાં હાથ કાઢી નાખ્યા અને બીહધેલી અદાથી ધ્રુજતી તે સાંભળવા લાગી. "આ એક તેં ઘણોજ ધીટકાર ભરેલો કીનો લીધોચ. તારાં જીગરમાં સળગી રહેલાં વેરનાં આતસને ઠંડો પારવા તેં બદમાસ દગાબાજે એક નિર્દોષ છોકરીનાં ભવીષનું સમુળગું સત્યાનાસ વાળી નાંખી તે બીચારીને જન્મો જન્મની દુઃખદાએક હાલટમાં રવડતી કીધી. તારી જબ્યાં કેમ સીવાઈ ગેઈ? તારૂં મોનું કેમ રૂંધાઈ ગીયું? હવે જવાબ કેમ આપતી નથી? આ વાત નામુકકર જવાની હવે તારાથી કોશેશ થની નથીજ."

"નહીં, હું હીંમતથી ના પાડુંછ. નામુકકર જાઉંછ તારી વાત બચ્ચાં સમજવાની તદનજ ગલટ અને જુઠી છે." નાંજાંએ હીંમત એકઠી કીધી અને બાહમુશીબતે તાણથી બોલવા લાગી. "તું શું બકી ગીયો તે મને કાંઈ સમજ પડતી નથી! અદલબદલ શું ને વાત શું? તેં મને અહીં દગાથી લાવવાની હીંમતજ કેમ કીધી? તું મને બાહર જવા દે પછી જો કે હું બી તારી પુઠ પકડી તુંને લોઢાંનાં ચના ચવાડસ! ચાલ મને જવા દે નહીં તો યાદ રાખજે પોર્યા, કે એનો બદલો ને સવાદ તુંને સારી રીતે ચાખવો પડશે. દગલબાજ કુતા આવી ધીકકાર ભરી હીકમત મારી સાથ કીધીછ તે માટે હું અહીંથી છુટી થવસ તારે કાયદા પરમાણે મુવા તુંને તેનો બદલો ચખાડી બરાબર મુવાને સજા કરાવસ."

"અહીંથી છુટી થશે તારે! હા-હા-શું કરસે ફાંસી ચડાવસે કે?" તેનું પાકવવા તે ખરખર હસી પડી બોલ્યો. "માહબારટ પાહડની ટળેટીએ એકાદ કીડી ને પાહડને તોડી પાડવાની સરકસી કરતી ઉંચું સર કરી ઉભી રેહે તો તેમાં ફકટની ફુંકરાજી ને મોંહતનાં ફાંફાંજ છે, સમજી! મારા જેવાને શીક્ષા કરાવવા અગાઉ તારી સજાની શરૂઆત થઇછ તે તો તું ભોગવ. ચંડાલ, શેતાન! અહીંથી છટકવાની તું આશા રાખતીજ નાં, જેવી હુસ્યારીથી તેં ચંડાલે પેલી ભલી સાલેસ અને ભોલી છોકરી પરીનને છટકામાં સપડાવીતી તેમજ મેં તુંને આજે સપડાવીછ. તું અહીં છે તે કાંઈ કોઇને

બી ખબર નથીજ. આય બંગલો ભુત દાકણની વસ્તીથી બરેલો ખ્યાલ લોકને હોવાથી લોકો અહીં નજદીક આવવાનોબી ડર ખાએછ એટલે તું ગમે તેવુંબી તોફાન મચાવશે તો બાહરનાંઓને કાને સહજબી સંસારો જશે નહીંજ, અને જ્યાં લગીન તું તારાં પાપનો ગંભીર અને સાચો એકરાર કરસે નહીં તાંહાં લગીન દીવસો અને મહીનાઓ વેર તેની શીક્ષામાં અહીંજ રેહવું પડશે. આ કબ્રસ્તાનમાંથી તુંને જેમ બને એમ જલદી છટકવું હોએ તો સાચો એકરાર કર, પછી તું જેવી આવીછ તેવી પાછી—અહીંથી જા."

"મુઆ લુચ્ચા! મને આવી રીતે સતાવેછ તો મને અહીંથી જવા તો દે પછી મુંવા તેનું વેર લેઉંછ. હોમા, આગે ફરીથી કહુંછ કે મને તું અંહીથી જવાદે-મરે હું શુ જાણુંછ-હું કંઈ જાણતી નથીજ."

"નથી જાણતી? પાખંડી ઓરત! તું ઘણું જાણેછ. જાલેજર જસાવાલાનાં ધણ્યાણી જ્યારે ગુજર પામ્યાં તે પછી વરસ દહાડે રહીને જાલેજરે દેશવટો ભોગવી તારાં ઘરમાં આવી પોતાની છોકરીને લેઈ જવાનો ઇરાદો કીધો, જે વખતે તેં કાલાં કતુંક કરી તારી પોતાની છોકરી જાલેજરને આપી, ને તેવનની છોકરી તારી સાથે રાખી. નાંજા નવલખીની દીકરી જસાવાલાનાં જાલેજરને તેં હવાલે કીધી તે છોકરી શરૂઆતથી તે આજ વેર જરદાર માલેતુજાર હાલતમાં પૈસાની ચેહલમેહલમાં પોતાનો વખત ગુજારે છે, જ્યારે ખરી હકદાર જસાવાલાની જરદાર માલેતુજાર ખાનદાનની છોકરી-તે કાંહાં છે-તે કાંહાં ગેઈ! નાંજા, તારાં એ કતુંક પછી ત્રણ વરસ રહી તેજ છોકરીને જોઈ ગોયા મોહીત પડયાં તેઓને, તેં પૈસાની લાલચે તથા વેર લેવાની બુરી વાસનાથી તેઓને હવાલે કીધી, અને જેઓએ તો બેશક ઘણીજ મોહબત માયાને મોજ વચ્ચે તેને ઉગારી હતી. એ નિર્દોષ છોકરીની માતાએ અગાઉ તારાં લગન તેની માતાનાં જરદાર ખાનદાની બાઈ સાથ થતાં અટકાવેલાં તેથીજ તેનું નીચ વેર લેવા તેં કરપીણે આ સાલેસ છોકરીનાં લગનપરબી તારાં કાલાં કતુંક કરી તે બીચારાનાં લગનમાં વઘન કરી સ્યાદી આબાદીમાં કમબખ્ત તારે હાથે તેં બરબાદી ધુળધાંણી કરી નાખી અને તે છોકરી કાંઈ ખાનબાહદુર સપલશાહની નહીં હતી એમ તેં તે વેળા જાહેર કીધું હતું, પણ કોણની છોકરી હતી ને તેં તે વખતે જણાવ્યું હતું નહીં, ને તે ભરમ તે છોકરી પર વધુ જફા ને સીતમ પડે તેવા નીચ સબબથી તેં છુપાવી રાખ્યો. તે ગરીબ છોકરીનું ઘરબાર પૈસા ટકા સુખ-મોજ અને ધણીને તારી કરણીએ છીનવી લીધાં; એક કરપીણ દગાબાજ ખુની જેમ ગળાં રેહસી નાખે તેમ તે ગરીબ નમાની સાલેસને નીષ્કપટ

છોકરીનું તેંજ ખુન કીધું-સીહાગાર, બદકાર, શેતાન, તે છોકરીનાં મરણની તું ખુની છે, દગલબાજ ખુની, અને ખુનનો બદલો ફાંસીમાં મેળવવા તૈયાર થા."

"મુઆ લુચ્ચા! હું મારો જીવ જશે તો એ ભરમ કેહેવાની નથીજ. આએ ફરીથી કેહુંછ કે તું જે કેહછ તે હું કશું જાણતી નથીજ! તું બોલેછ તે જુઠું-ખુતરૂં ને જોરી કાઢેલું મને દબરાવવાનું ખાલી બોહતાન છે. તેથી હું કાંઈ દબી જવાની નથી-મુઆ ચંડાળ-એનો સ્વાદ તો બરાબર ચખાડસ! તે રાંડ દુકતી મરી ગેઈ તો જાંહાનમમાં ગેઈ તેનો પાર શું કીધો. જલેજરને મેં તેવનનીજ છોકરી આપીને મારી તો મરી ગેહતી. મેં ખાનબાહદુર સપલશાહને જે છોકરી પાળવા આપી તે તું કેહછ તેમ જલેજરની અદલાબદલી કીધેલી નહીં પણ તે તો મારી માસીની છોકરી ઉતી ને તે રાંડ માસી પર મને અગાઉનો કેહર ઉતો તેથીજ મેં વેર લીધું સમજ્યો! તારૂં ગુલબાન બનાવટી ને ગલત છે! હજીબી કેહુંછ કે તું મને જવા દે, નહીં તો યાદ રાખજે મુઆ કે તુંને જેલમાં મોકલાવાની ને ફર મોકલાવાની. ચાલ જવા દે—"

રોહસાંબેર નાંગ્નં ઉઠી હોમીની સાંમે થઈ તેને જોર સમેટ ધકકો માર્યો અને બારણું બંધ હતું તે બાજુ ધસારા સમેટ દોડી અને ધ્રુજતા હાથે બારણું ઉઘાડયું તો બારણાં આગળજ તદનજ સફેદ પોશાકમાં ઉઘાડે માથે છુટા બાલ સાથ એકાદ ફરેસ્તો હોએ એવા દેખાવ સાથ એક છોકરી નાંગ્નંના જોવામાં આવી અને તે જોર સમેટ બાહર જવા કરતી હતી તે એકદમ ચીસ મારી અટકી ગઈ અને બે દગલાં પાછળ ફરી ધાસ્તીથી નીકળી પડતી આંખો સાથ તે સફેદ આકારને જોવા પડી. તે અબળાનાં આકારપર ઓરડાની મજબુત રોશની પડવાથી એકાદ ફરેસ્તાનાં આકારનોજ તે ખ્યાલ આપતો હતો. તે આકારને જોઈ નાંગ્નં તનબદનથી ધ્રુજવા લાગી; તેનો જીવ ફરવા લાગ્યો અને ધાસ્તીથી ચીસ મારી બોલી ઉઠી. "ઓ ખોદાય! ઓ મારા ખોદાય! આએ તો—આએ તો પ-પ-પરીન પરીનનો ભુટ છે ને—ને"

"બદમાસ એજ નિપકપટ છોકરીનું તેં ખુન કીધેલું. તેનો બદલો લેવા એ ભુટ થઈ અહીં આવીછ! એ પરીનનો ભુટ ફરેસતાઈ ખસલટમાં તારાં પાપના પડછાયા તરીકે તારી સુધ બુધ ઠેકાણે લાવવાજ ઓચીંત આવી ઉભોછ."

આહ! તે પરીનનોજ આકાર હતો! તે આપઘાટ કરી મરણ પામી હતી પણ તેનો ભુટજ પાછો આવ્યો હતો!

"ઓ, મારી આંખે અંધારાં આવેછ ઓ–ઓ–મને ભુટ થઇને એ સતાવા આવીછ! પરીનજ આબેહુબ છે! ઓ–ઓ પોતાનાં હાથ ફેંચકી મને જાણે–ઓ–મને અંધારાં–ઓ–ખોદા–મને–અરે–નહીં–નહીં–મને નાં પકર–મને નાં" અને આ ચંડાળ દગાબાજ ઓરત બારણાં આગળ ઉભેલા પરીનનાં ભુટને જોઈ દુઃખની તીક્ષણ ચીસ પાડી એકદમ બેભાન તુટી પડી!

---

# પ્રકરણ ૪૩ મું.

## એ હોમી ડોકટર કોણ?

ધન હીરામાણેકના એક હેદરાબાદી કાકા નવાબ રૂસ્તમજંગનો એક નાનો છોકરો વરસોની વાત ઉપર હેદરાબાદથી ચોરાઈ ગયો હતો જેનો પત્તો મુદલજ મલ્યો ન હતો, અને જુવાન ડૉ૦ હોમીનો ચહેરો તથા તેની ધપછપ આબેહુબ પોતાનાં મરનાર કાકા નવાબ રૂસ્તમજંગના જેવાંજ લાગવાથી પોતાની ખાત્રી કરવા ધને કાંઇબી વખત ખોયા વીનાં મુંબઈ જવાની તૈયારી કીધી. તે ડોકટર હોમીની માતાને મલવા તેનાં બંગલામાં જઈ પોંહચ્યો અને ડોકટર હોમી માટે બહુજ અધીરતાથી અનેક કીસમનાં સવાલો કરવા પડયો, મગર હીરાંબાઇએ પેહલી લહેરોલમાં કશાબી જવાબ આપવાની હરગેજ ના પાડી. કાંકે તે બીચારી એમજ ભુલમાં સમજી કે જેમ થોડા દીવસ અગાઉ રતન મેહતાએ આવી હોમીને લગતી અને દીનાં લામને લગતી બાતમી મેલવવાની વેત્રણમાં હીરાંબાઇને પોલીસનાં હાથમાં આપવાની ધમકી આપી હતી અને રતનેજ વધુ ગર લેવા યાતો હીરાંબાઇને વધુ દબરાવવા આ ધનને મોકલી આપ્યો હશે એમ હીરાંબાઇએ પેહલાં તો જાણ્યું. પરંતુ જ્યારે ધને પોતાની મુલાકાતનો સાચો એકરાર હીરાં-બાઈ આગળ કહી સંભળાવ્યો, ત્યારેજ તેણીએ હોમીને લગતી કેફયત ખુલ્લી કીધી.

"જીભરૂ હોમી કાંઈ મારા પેટનો દીકરો નથી" હીરાંબાઇએ પોતાનો ભેદ ખોલ્યો "પણ ખરેખર પેટનાં દીકરાથી બી વધુ વાહલ મને એની પર લાગેછ, કાંયજે જીભરૂં નાનપણથીજ નમાનો - કહ્યાસારનો અને ગરીબો તરફ માયા રાખતો ઉધર્યોછ. શરૂઆતથીજ મને વેહમ પડયો કે એ

કોઇ સારાં ખાનદાનનું બચ્ચું હોવું જોઇએ અને કાંઈ બી ભેદ ભરેલા કારણસર આવાં ખાનદાની બચ્ચાંને કોઇએ આવી હાલટે ઓવારનીવાર કીધું હોએ. હું મારા બેહસ્તી ધણી સાથ જ્યારે સોલાપોર રેહતી'તી તારે એક દીવસ છેક સાંજે એક લંગડો જેવો મુસલમાન પોતાની કેડે આ બચ્ચાંને હમારા ઘર આગળથી લઈ જતો હતો, તેવામાં ખુદાને ખબર કે ભુખમરાને લીધે કે ગરીબાઇનાં દુખથી તે બીચારો થાકેલો હોસે કે શું તે ચકરી આવતાં દરવાજા આગળજ પરી ગીયો, અને તેની કેડપરનું બાલક બી આંચકાસમેટ ઉછલાઈ પડયું. સારાં નસીબે તે બાળકને કશી ઇજા થઇ નહીં. મેં તેમજ આસપાસનાંઓએ તથા મારા બેહસ્તીએ પેલા મુસલમાનની મદદે દોડી પોંહચ્યાં અને હમારા ઘરમાં માણસોની મદદથી તેને અંદર લાવી સુવાડયો, અને ડોકટરને બોલાવી મંગાવ્યો, મગર ડોકટરે તો તેની આશા છોડી અને પેલો મુસલમાન ભાગાટુટા શબ્દોનો ખુલાસો કરી બીચારો આ જેહાંન છોડી ચાલી ગયો. પેલાં બાળક માટે મરવા અગાઉ પુછતાં તે ભાગુંતુટું બોલ્યો કે તે મોટાં ખાનદાનનો છોકરો હતો, અને તેની બીબીએ અલાહબાદથી એકાએક લાવીને આપ્યો હતો પણ તે બીચારી મરી જવાથી તે બાળકને ઉછેરવામાં તેને મહા મુશીબત પડી અને પોતાની નોકરી વટીક જવાથી તેનાં પર ભુખમરો પડયો અને પોતાનાં મોહમેહન શેઠને ત્યાં આ છોકરાને વેચી નાખવા તે જતો હતો અને તે વખતે જો કે ઘણોજ સોહામણો હતો પણ બેદરકાર રીતે નવાડયા ધોવાડયા વગર રાખવાથી બધો મેલો લાગતોતો. તેનાં આંગ પર તે વખતે એક મેલું વાસ મારતું ભરેલું ઝભલું હતું અને તે જો કે ઘણી સુંદર ભરત કામનું મોઘું ઝભલું હતું, પણ એકનું એકજ તે બાળકને લાંબો વખત પેહડાવેલું હોવાથી તેની જાતભાતનીબી જાણે ધનનસલ રહી નહોતી એવું ખરાબ થયું'તું. વળી તેની બાજુ ઉપર એક માદરયું હતું જે મેં પાછળથી છોડી નાખી મારી પાસે તે ઝભલાં સાથેજ થાવું રાખી મુકયું છે કે ભવીષમાં આ બાળકનાં ખાનદાનનો કાંઈ પત્તો મલી શકે. આ બુચાનો ઘણો સોહામણો ચહેરો હોવાથી ઘણોજ ગમ્યો અને હમોને કાંઈ છોકરાં નહીં હોવાથી હમારે ત્યાંજ એ જીભરૂને રાખ્યો. મારા બેહસ્તી ધણી વીમાના ત્રેવેલીંગ એજંટ હોવાથી ગામેગામ ફરવાનું હોવાથી બે એક મહીનામાં સોલાપરથી હમો પુને આવી વસ્યાં અને હમારાજ દીકરા તરીકે હમોએ એનું હોમી નામ રાખી પાલ્યો પોસ્યોને ઉછેર્યો. ખુદરતીજ એને પોતાનાં તોખમની અસર દેખડાવી અને નાનપણુથીજ એવો જીભરૂ નમાનો દાહયો અને ગરીબ ઉધરવા ઉપરાંત તીક્ષણ

ખુર્શીનો નીકલ્યો કે પોતાની મેલેજ હાતે જાતે બધી કેળાવણી લેવા લાગ્યો. મારા જીભરૂં ધણી સાથે ગામેગામ ફરવા પછી હમો કલકતે આવ્યા, અને મારા ધણી બેહસ્ત પામવાથી હું મારા એ સપુટને લઇને તાંજ રેહી. હમે રેહતાં'તાં તેની નજદીકજ સપલશાહ શેઠનાં નામનાં પારસી પોતાની દાકરી પરીન સાથ રેહતા'તા તાંહાં એ જીભરૂં દરરોજ જતો'તો, અને જ્યારે ખુદાની બક્ષેસથી આસરે સાતેક વરસ ઉપર તેવનને એકાએક કોઈ સગાંની લખોની દોલત મોટા મેહલ સાથ અલાહબાદમાં મલી ત્યારે તે માલમીલકતનો કબજો લેવા સપલશાહ બેહસ્તી અલાહબાદ જઈ વસ્યા. તેવણ કાંઈ ઘણાં પૈસાવાલા નહીં ઉતા પણ નસીબ સંજોગે આવી લખોની દોલતથી લખોપતી થઈ પોતાની એકપુરી દીકરી સાથ અમનચમનમાં રેહવા લાગા. મારા જીભરૂં દીકરા હોમી સાથ એવનને ઘણુંજ સારૂં હોવાથી તથા હોમી જીભરૂં ઘણોજ નમાનો ને સાલેસ હોવાથી બેહસ્તી સપલશાહને ઘણોજ ગમ્યો હોવાથી પોતાની ફેરવાઈ ગયલી હાલતથી એ જીભરૂને વીસરી ગીયા નહીં, ને અલાહબાદમાં ઠરીઠામ થયા પછી હમુને બેઉ જનને પોતાની આંખ આગળ અલાહબાદમાંજ રેહવાની બોંહસાબોંહસી કરતા પોતેજ કલકતે આયા, ને ઘેરબાર ઉંચકી હુંબી મારા હોમી સાથ અલાહબાદ આવી, અને હોમીને વેલાત જઈ ડોકટરનું વધું શીખવાની ઘણી ઉલટ હોવાથી મરનાર સપલશાહે પોતાનાં ખરચે એને વેલાત મોકલી આપ્યો અને એ જીભરૂં માન ચાન સાથ સઉથી વધુ શીખી પાછો અલાહબાદમાં આવ્યો."

હીરાંબાઈ થોડો વખત દમ ખાવા થોભ્યાં અને પાછું બોલવાનું શરૂ કીધું. ધન હીરામાણેક વચમાં એકબી શબ્દ બોલ્યા વિના હીરાંબાઈની, સામે બેસી ગુપચાપ આ કેફીયટ ઘણા ધ્યાનથી સાંભળવા પડયો.

"તાર પછી બેહસતી સપલશાહ પર બહુ આફત આવી પડી. કોઈ ખરાબ ખસલતની પાખંડી બૈરી એવનની સગી તરીકે 'પરીન પેલેસ'માં પેદી પડી ને બેહસ્તી સાથજ બસ પણવા માંગ્યું, પણ બેહસતી સપલશાહે સાફ ના પાડવાથી પોતે લખોપતી થવાની ઉમેદ ધુલ મળેળી હોવાથી આ દગલબાજ ખંધી બૈરીએ સપલશાહની સાલેસ છોકરી પરીનના લગનમાંજ વધન પાડી, તે લગન અટકાવ્યાં, ને છતે પૈસે દુઃખ અને આફત 'પરીન પેલેસ'માં આવી પડીને મરેરે મરે—તેજ રાંડ પેટબરી ચંડાલ બૈરીને લીધે બેહસતી સપલશાહ ગુજરી ગીયા ને પરીન તેવનની હકદાર છોકરી પુરવાર

ન થવાથી તે બીચારી બીખારી થઈ પડીને-ને ગરીબાઈમાં આવત્યાં મારની બીચારી-બીચારી—"

"માયંજી, પરીનને લગની ગમખ્વાર કાહણી મને બધી માલમ છે એટલે તમે તકલીફ લેશો નાં અને તે માટે વધુ રંજીદા થતાં નાજ. આ હોમી જે વખતે તમારા કબજામાં આયો તે વખતે તેની બાજુ ઉપરનું માદરીયું તથા તેનું જબલું તમે રાખું રાખેલું છે તે મને આપવાની તકલીફ લેશોજી?"

"હા! મોટી ખુશી સાથે! જો તમે કેહોછ તેમ એ જીભરૂં તમારા બેહસતી માલેતુજારને ખાનદાની કાકાનોજ ગુમ થયલો દીકરો જાહેર થાય તો મને જેવી તેવી ખુશાલી લાગશે નહીંજ. વળી એ જીભરૂંને જમની બાજુની છાતી પર ઇંડાં જેવરૂં લાછણ છે ને તે લાછણ બાયગની નીશાની છે એમજ હું નાનપણથી ધારતી આવીચ."

"ઓ! ઓ! તેજ તારે તો એજ બરાબર ઓન વીજલીનો આંચકો લાગ્યો હોય તેમ ખુશાલીની ચીસ મારી ખુરસી પરથી ઉછળ્યો અને હર્ખ સમેટ બોલી ઉઠયો "બસ! આએ લાછણનીજ એકજ ગવાહી પુરી પાડેછ કે તે હીરામાણેકનાં ખાનદાનનો અને વળી મારાં મરનાર મુરબ્બી કાકાજીનોજ હકદાર ચોરાઈ ગએલો દીકરો હોવો જોઇએ. મને પોતાને બી એવું લાછણ છે ને મારા મરનાર બાવાજી ને કાકાજીનં બી એવુંજ લાછણ ઉતું. એ હીરા માણેકનાંજ ખાનદાનનો ને વળી મારા મરહુમ કાકાજીનો હકદાર વારેસ છે એમાં કાંઈ બી શક રહયોજ નથી.

હીરાંબાઇએ કબાટમાંથી નાનું પોટલું કાઢયું અને તે ધનને સ્વાધીન કીધું અને માદરયું લઈ બારીકીથી તપાસતાં તે ઉપર હેદરાબાદી બાબાનાં કાંઈક અક્ષરો લખેલા તેને જોયા, અને માદરયાંની અંદર તેનાં જનમની હોએ એમ ધારી નોંધ કાંઈ તે પોતા સાથે ત્યાંથી ઉમેદભર લઇ ગયો.

પોતાનાં ઓળખાણનાં મોહમેદન પાસ ધને પેલું માદરયું તપાસાવ્યું. અને તેની ઉપર હેદરાબાદી ધર્મનાં કાઇ મંત્રના શબ્દો લખ્યા હતા એમ જાહેર થયું. ઘણી મહેનતથી તે માદર્યું બાંજીને ઉઘાડયું અને તમાંથી કાગજની જીણી કાપલી ફારસી ફાપામાં લખેલી ધનને મલી તે તેને ઉકેલાવી તો તેમાં હોમીનાં જનમની નોંધ ટુંકમાં કોઈ હેદરાબાદી ઓલમાએ ફારસીમાં જીણા હરફે લખી હતી અને તે હેદરાબાદનાં નવાબ દસતમજંગનો દીકરો હતો એમ નામ ઠામ સાથની સનાવાર નોંધ લખવા ઉપરાંત

જનમથી તેની શુક્રની દશા હોવાથી ભવીષમાં માહન વીદ્વાન બનશે એમ તે ઓલમાએ ટુંકમાં નોંધ લખી હતી. આ ચીઠી ઉપરથી હવે ધનની પકકી ખાત્રી થઈ કે હોમી મરનાર કાકાજી ફસતમજંગનોજ હકદાર દીકરો હતો, અને પેલી હેદરાબાદી પાખંદી ઓરતે પોતાની લાગવગથી ચોરાવી દુર કોઈ નોકર નફરને ત્યાં વેર લેવાનાં ઈરાદાથી ધકેલી આપ્યો હતો, અને આ ખાનદાની બચ્ચું તે કીરતારના ભેદ ભર્યા સંજોગો વચ્ચે સાલેસ અને અસીલ હીરાંબાઈના કબજામાંજ તેણીની માયા અને મોહબત વચ્ચે પેટનાં બચ્ચાં તરીકેજ ઉછર્યું. બેશક હોમી પોતેબી આજ લગીન હીરાંબાઈનો હકદાર દીકરોજ જાણતો હતો અને હીરાંબાઈએ અસલનો ભરમ આજ લગીન પોતાનાં આ દીકરાથી સદંતર છાનો રાખ્યો હતો.

ધન પાછો ખુશાલીથી ઉભાતાં જીગરે આ દીલખુશ વધાઈ હીરાંબાઈને કહેવા ગયો અને હોમી પોતાનાં મરનાર લખોપતી કાકાનો લખોપતી વારેસ પુરવાર થયો હતો એમ સાંભળી હીરાંબાઈએબી તે કીરતારની લાખોલાખ શુકગુજારી કીધી. ધન હીરાંબાઈનું ઘણુંજ હેશાંન માનવા લાગ્યો અને પોતાની સાલેસાઈ અને ભલાઈથી પાલીપોષી પોતાનાં પેટનાં બચ્ચાં મીસાલ તેણીએ ઉછેરી કીર્તીવંત બનાવ્યો હતો તે માટે ધનતો બસ હર્ખમાં આવી જઈ હીરાંબાઈનું ઘણુંજ હેશાન માનવા લાગ્યો.

દીનાં લામે તેને હાથની ઓફર નામંજુર કરી તેને હયરાન પરેશાન અને ગમગીન બનાવી મેલ્યો હતો અને અલાહબાદ જેવાં નેહસ્ત શેહરમાં પગ મુકવાનાં ધને કસમ લીધા હતા પરંતુ આ ગમીની પાછલથી પોતાનાં કાકાનાં હકદાર દીકરાને શોધી કાઢવાની માહભારત ખુશાલીથી પોતાનાં કસમ તોડયા અને હોમી અલાહબાદમાંજ હોવાથી પોતાનાં કાકાનાં દીકરાને હરખથી અને વાહલથી ભેટવા અને તેનો હકદાર વારસો તેને સ્વાધીન કરવા ખુશાલીથી પ્રફુલ્લીત થયલાં જીગરે એકવાર ફરીથી તે અલાહબાદ જઈ પોહચ્યો.

---

# પ્રકરણ ૪૪ મું.

" દોસ્ત મરો નાદાન, ગરજ દુશમનની સારે.
દુશમન જેવો સુજાન, જેહ આફતથી તારે."

બદમાસ જાંહાંગીર સામે ઘણાં વૉરંટો નીકલ્યાં અને પોલીસ પકડવા આવે તે અગાઉ પોતાની આબરૂ અને હુરમતનાં બચાવ અર્થે તે એક રાત્રે છુપાછુપ 'પરીન પેલેસ" સદાનો છોડી નાહસી ગયો અને ગમે તેવી જુસ્તેજુ કરતાં તેનો પત્તો પોલીસને મળી શકયો નહીં. આ લખોપતી શેઠયો તંહકરાઈ અંહકરાઈમાં મરી રેહી પોતાનાં ચાલતા વખતમાં ખુદ ખુદાનો ડર કર્યા વગર ધરતી માથે લઈ ફર્યો તેનો આયંદે કમકમાટ ભર્યો આવો નતીજો આવ્યો અને રસ્તે ચાલતાં રખડતાં કુતરાં મીસાલ રખડતી સ્થીતી તેના થઇ પડી. બેશક પોતાને આવી આફતમાંથી બચાવી લેવા જાંહાગીરે સર જમશેજર જસાવાળાને ઓજરખ્વાહી ભરી અરજ કીધી, અને તેજ બીચારો 'આટા ટોલ દીકરી જલતી હય' એવી સંકડાસભરી હાલતમાં હોવાનો ખુલાસો કરી તેને કોઇબી પ્રકારે મદદ કરવા જયારે નાં પાડી ત્યારે આ બદમાસ જાંહાંગીરનું દર્દમંદ જીગર ગોયા ભાગી તુટી ગયું. અરેરે! જે મીત્રો તેનાં જરદાર માલેતુજાર વખતમાં તેની પાસથી અનેક કીસમની નાણાંની અને જર જહવેરાટની મદદ મેળવવા ઉપ્રાંત તેની સાથેજ પડયા પાંઠર્યા પોતાનો વખત અઇયાસીમાં કાઢતા હતા તેઓ બધાની જાંહાંગીરનાં આવા કંગાલ વખતમાં જાણે પીછાણતાબી ન હોએ અને તેને અડકવામાં યાતો તેની સાથ વાત વટીક કરવામાં પાપ હોએ એમ સમજી બધાજ જાહાંગીરથી દુરનાં દુર રહયા અને પોતે ધારતો આવેલો એવા વફાદાર અને જાની મીત્રો તેની આવી મુફલેસીની મુશીબત દરમ્યાન મદદ કરવાને ખસતા થઈ જવાથી આ બદકાર અને બદમાસ મીત્રોને પોતાનાં દર્દમંદ જીગરમાંથી લાખો શ્રાપ દેતો તે પોતાને વટીક કદુવા દેવા લાગ્યો! મગર હવે તદનજ મોડું થયું હતું! ધરતી માથે લઇ ફરવાનો નતીજો આયંદે તેને મલી ચુકયો અને આંગમાના વસ્ત્ર સાથેજ તે પોલીસનાં હાથમાંથી બચવા એકાદ ભીખારી માફક રખડતો કોણ જાણે કયાં અલોપ થઈ ગયો તે કોઇને માલમ પડયું નહીંજ. બેશક તેની ઉપર આ માહભારટ આફ્ટ અને વીધનનાં નાશકારક બોજાથી તે ગોયા ઘેલો દીવાનો થઈ રહયો હતો, અને

પોતાની આવી ભીખારી સ્થીતીની ચીંતા વચ્ચે કેટલેક દરજ્જે તે મગજથી બે મગજ થઈ ગયો હતો.

અને આલાંમાય? ગરીબો તો જાણે કે જરદારોનો જુલમ ખમવા અને તેઓની જફા ખમવાજ તે કીરતારે અપજશની જામજા ગેરઈનસાફી વચ્ચે સરજાવ્યાં હોય એવુંજ એવકુફી ભર્યું માની લેઈ આ હેમક ઉછાછલી, અને ઉડાઉ અબળાએ ગરીબો તરફ દાઝ અને દીલસોજી બતાવવાને બદલે તેઓ ઉપર અનેક કીસમની જફા અને જુલમ પાડવામાં કાંઈબી બાકી ન રાખ્યું, અને આયંદે તેના બદલામાં આ ઉડાઉ અબળા આયંદે ગરીબો કરતાં વધુ મુફલેસીની કંગાલ્યતમા સરબસર ગબડી ગેઈ! તે ગોયા તદનજ ભીખારી થઇ ગેઇ હતી એટલુંજ નહીં પરંતું પોતાની બદકાર વર્તણુકથી અને મેરવાન મેજર જેવા બદમાસ દગાબાજની સંગતથી તેણીએ પોતાની આબરૂ અને હુરમતનું નખોદ વાળ્યું હતું. તેની હાલત કંગાલ ભીખારી કરતાં વધુ બદતર થઈ પડી. અધુરામાં પુરૂં પેલી ઈટાલ્યન મડમ મારગારેટે પોતાને ઠગવા માટે તથા ખોટા દાગીના ખરા તરીકે જણાવી તેની સાથ દગલબાજી કરવા માટે તથા પોતાનાં હજારો રૂપ્યાનાં બીલ જમે ન કરવા માટે આલાંમાયને પકડવા વોરંટ કાઢયું અને પોલીસનો દરોરો આવે તે અગાઉ આ પાખંડી ઓરત પોતાનાં પાપની ભારે શીક્ષામાં આંસુઓનો ધોધમાર દર્યો રેડતી ખુદા પાસ મોત માગતી પોતાનાં આંગ પરનાં કપડાં સાથેજ રાતો રાત છુપાછુપ 'પરીન પેલેસ'માંથી સદાની ગુમ થઈ ગઈ. પોતાનાં ચાલતા વખતમાં પૈસાને પૈસો તરીકે ગણ્યો નહીં, તેની મોહકાનમાં જમાનાની ગીરદેશથી હાલ આ હેમક અબળા કોઈની બી દીલસોજી, દયા કે મદદ વગર રસ્તે રખડતી ભીખારીને હાલટની કંગાલ થઇ. દરરોજ પોતાની સહીઓને પાર્ટીઓ અને ખાણીપીણી આપતી આ ઉડાઉ અબળાએ તેની સહીઓ જેઓ તેણીને પૈસે પોખાઈ અને પલાઈ હતી, તેઓની પાસે સહાયતા મેલવવાની ફોકટની આશા રાખી કાંકે તેઓમાંની કોઇએબી તેણીને સેહજ પણ અંશે તેણીનાં બુરા અને કંગાલ વખતમાં સહાય થવાની સાફ નાં પાડી.

અફસોસ! કયાં ગેઇ જાનફેશાની અને કયાં ગેઈ મીત્રાચારી? જ્યાં લગીન એક ઈનસાન પાસ પૈસાનું જોર હોસે, ત્યાં લગીન તેની ખુશામદ કરી હાજી હા કરનારા ખુશામદનાં બોર્યાંઓ, મશ્રપર માખ મીસાલ મીઠું મીઠું પીરસી પૈસાની બરબાદી અને ધુળધાણી કરી નાંખવાને ચુકશે નહીંજ; અને ખુદા ન ખાસતા જ્યારે તે આદમીનો દીવસ પડતો આવી જઈ ચઢ-

તીની ટોંચ પરથી યાહોમ પડતીની ખાહીમાં કંગાલ્યટનાં કાદવ કીચલમાં ગબડી પડે છે, ત્યારે તેવા ખુશામદી મીત્રો તે .ઇનસાનને ઓલખવાનો વટીક ઇનકાર કરે છે! આવા દગલબાજ ખુરા દોસ્ત હડહડતા દુસ્મનજ ધારવા! આવા બદમાસ દુસ્મનો તો દગલે ને પગલે અંહી એવું આછટાંપર કોહટું શોધવા ફરતા ફરે છે!

---

## પ્રકરણ ૪૫ મું.

---

" જયસી કરની, વયસી ભરની, આજ કીયા કલ પાવેગા,
ધોકા દેગા ગયરોંકો તો આપબી ધોકા ખાવેગા!"

સર જાલેજર જસાવાલા દીનાં લામનો કેથેબી પત્તો મેળવી તેને પોલીસનાં કબજામાં આપી તેને શીક્ષા કરાવવા પેલા હેમક રતન મેહતા સાથ દરરોજ સંકેટ રચતો હતો. પોતાનાં લાગવગથી જાલેજરેજ દીનાં સાંમે વૉરંટ કઢાવ્યું હતું. પણ આ બદમાસ પોરીનો પત્તો તેઓને આજ લગીન લાગ્યો નહીં એવી તે જાણેકે પાતાળનાં પેટામાં ગોયા ગર્ક ગઇ હતી.

ખુચી હીરાંનું ગળું દાબી તેને ગુંગલાવી નાખવાથી તે મરણ પામી હતી અને આડકત્રી રીતે આજ બદમાસ કમીણ છોકરીએ ખુન કરવાની વેત્રણ કરી હતી એમ પોલીસનાં મન ઉપર હસાવી તેની સામે વૉરંટ કઢાવ્યું હતું જેની રૂહે તેની અહીં તહીં જબરી તલાસ કરવામાં આવી મગર આજ લગીન દીનાંનો પત્તો મળી શકયો નહીં. દીનાં કદાચ નાહસી જઇને ડો૦ હોમીની માતા હીરાંબાઇનાં આસરા હેઠળ છુપાછુપ રેહી હોએ એમ રતન મેહતાએ અટકળ કરવાથી જાલેજરે રતનને પોતાને ખર્ચે મુંબઇ મોકલી આપવાની ગોઠવણ કીધી અને મુંબઇમાં દીનાં જો હોય તો ત્યાં પકડવા માટે ત્યાંની પોલીસને પોતાનાં લાગવગથી ખબર કીધી અને રતન મુંબઇમાં શોધખોલ કરવા ગયો. દીનાં લામ ઉપર વૉરંટ નીકળેલું હોવાથી હોમીને બંગલે જઇ પોલીસ સાથ તેનો બંગલો શોધાવવામાં કાંઇ હરકત નડશે નહીં અને વળી આગળનો ખાર કાઢી હીરાંબાઇને વધુ દબરાવવા અને બીહવરાવવાની ઉત્તમ તક મલશે એવા ઇરાદાથી રતન પોલીસને લઇ હીરાંબાઇને બંગલે ગયો.

હીરાંબાઇનો દીકરો (હવે તો તે હીરાંબાઇનો જણેતો દીકરો ન હતો, પરંતુ લખોપતી ધન હીરા માણેકનાં હૈદરાબાદી નવાબી કાકા નવાબ રૂસ્તમજંગનો વરસોનો ચોરાઈ ગયલો યાતો ગુમ થયલો દીકરો દાખલા દલીલોથી પુરવાર થયલો વાહલાં વાંચનાર આગલાં પ્રકરણમાં જોઈ ગયા છે તે) બંગલામાં હતો નહીં.

હીરાંબાઈ પોલીસનાં માણસોનું નામ સાંભળી ચીંતાથી દોડી આવી અને પેલા નેક નામ રતન મેહતાને પોલીસનાં કોન્સટેબલ સાથ આવેલો જોઈ આ હેમક અને બદમાસ પોર્યાએજ હીરાંબાઇને વધુ દબરાવવા કાંઈ કાવતરૂં કીધું હોશે એમ ધારી તે જાજી બાહબી નહી!

કોન્સટેબલ પાસ અલાહબાદની દીનાં લામ કેડે પરીન શેઠનાને 'પરીન પેલેસ'નાં માલેક જહાંગીર શેઠનાની એકપુરી દીકરી હીરાંનું ગળું દાબી તેનું ગુંગળાવી મરણ નીપજવાના વાંક માટે વેરંટ હતું અને પોલીસને એવો શક પડયો હતો કે તે ખુની બદકાર છોકરી હીરાંબાઇનાં બંગલામાં આસરો લેતી છુપાઈ હતી તેથી તેઓ બંગલાની ઝડતી લેઈ દીનાંને પકડવા માટે ખાસ આવેલા હતા. હીરાંબાઇએ પોતાનાં બંગલાની ઝડતી આપવા અને પોલીસનાં માણસોને અંદર દાખલ થવા સાંમે મજબુત વાંધો લીધો, આ ઉપરથી હીરાંબાઇને દબરાવવા રતને ઘણી ધાંધલ કીધી મગર હીરાંબાઇએ તેને ઘણોજ હડધુટ કરી નાખ્યો.

"તમે એ છોકરીને ખુનના વાંક માટે પકડવા આયાછ ને તેને પકડવાનું વેરંટ તમારી પાસ છે એ વાત ખરી. પણ તે વેરંટની રૂહે મારાં બંગલાની ઝડતી લેવાનો યાતો તેમાં દાખલ થવાનો તમુને મુદલજ હક નથી. તેથી ઉલટું જો તમે મારી મરજી વીરૂદ્ધ અંદર જોરજુલમથી દાખલ થશો તો ઘર પ્રવેશ કરવાનાં વાંક બાબે તમે જોખમદાર ગણી તમે વાંકમાં સપડાઈ જશો. જાઓ—મારા બંગલાની ઝડતીનુ વેરંટ તમારી પાસ નથી એટલે કાયદા મુજબ તમારાથી અંદર જવાશે નહીંજ."

આ તકરાર કોન્સટેબલને બરાબર લાગી મગર રતન મેહતા તો બસ ઘણીજ ઉજર કરવા લાગ્યો અને બંગલામાં જઈ બસ દીનાંને પકડવાની ધરાવરી કરવા લાગ્યો. પણ બંગલામાં પ્રવેશ કરવાનું કામ કાયદા વીરૂધ્ધ હતું એમ સમજાવી કોન્સટેબલે રતનને અટકાવ્યો અને હીરાંબાઈનાં બંગલાની ઝડતી લેવા 'સર્ચ વેરંટ' મેજીસ્ટ્રેટ પાસથી મેલવવા જણાવ્યું અને પોલીસનાં સીપાઇને ચોકી ઉપર રાખી તેઓ 'સર્ચ વેરંટ'ની દોડા દોડી કરવા પડયા.

રતન મેહતાને ખાત્રીજ હતી કે હીરાંબાઇએ દીનાંને પોતાનાં બંગલામાં છુપાવી રાખી હતી તેથીજ તે ખોટી તાલતલાવટ કરતી હતી મગર તેથી ડરી જઈ હારી ન ખાવી એમ વિચારી હીરાંબાઇનાં બંગલાનું 'સર્ચ વૉરંટ' મેલવવા તે મેજીસ્ટ્રેટ સનમુખ ગયો. નિર્દોષ કમનશીબો ઉપર જુલમગારી અને સીતમગારી બતાવવા પેહલી હરોલમાં રતન મેહતા જેવા જુલ્મગાર અહકારો ફાવે ખરા મગર તેવાં ગરીબ કંગાલો તરફ કુદરતનો અંદીઠ મદદ કરનારો હાથ હમેશનો લંબાએલો હોવાથી આયંદે તેવા જુલ્મી-જુહાકો હડધુટની હીણપસ્તીમાં આવવા ઉપરાંત તે કરીમે કારસાજની છુપી શીક્ષામાં બાજેવેળા પોતેબી કંગાલ્યટમાં ગબડી પડે છે તેનો ભય ભર્યો ખ્યાલ કે ચીતાર આ કમસમજ નાદાન અને બેઅકલી પોર્યા રતનને જરાબી થયો હતો નહીંજ.

---

# પ્રકરણ ૪૬ મું.

## દીનાં લામ આખરે પકડાઇ!

"મેહનત બરબાદ ને ગુનાહ લાજમ" રતન મેહતા હારેલો મારેલો અને ફજેટ થયલો મુંબઇથી ધકેલા ખાઈ પાછો અલાહબાદ આવી પોતે શું કરી આવ્યો હતો તેનો હીસાબ આપતો જાલેજર જસાવાલા આગલ બોલ્યો, "જાલેજર, હાંરી ફુરીને મુંબઈ ગીયો પણ પેલી દીનાંનો પત્તો મને મલ્યો નહીં."

"પણ કાંય નહીં એ ડાકટરની બાયે કેંક એ પોરીને સંતાડી દીધી હોય?" શંકાશીલ ધપે જાલેજર બોલ્યો. "એ હીરાંબાઇને વોરંટને લગતી વાતની ખબર પડી હોએ તેથી અગમચેટીથી એ નાપાક છોકરીને કોઇને ત્યાં કાંય નહીં સંતાડી હોય! મુંબઈ જેવાં બોહલાં વસ્તીવાલાં શેહરમાં જો એ ચંડાલને ખુની પોરી હોય તોબી આપુને પત્તો મલી શકવા મુશકીલ તો પડે."

"તે વાત ખરી—જાલેજર! તોબી મેં ત્યાંની પોલીસને નાકાદ ફરમાવીછ અને એ ડાકટરનાં બંગલા આસપાસ ચાનુ બારીકીથી તલ્લાસ રાખવાની

નેત્રણ તો કાંઇચ્છ હુંબી તો ખરો કે એ બદકાર પોરીનો પત્તો મેળવ્યા વગર નીરાંતે વિશ્વાવસ નહીંજ."

"આહ" જાલેજર જનુનમાં દાંત પીસી કરડાઇ અને સખતાઇથી બોલી ઉઠયો. "એ રાંડ કરપીણુ પોરી જો મારાં સપાટામાં ને હાથમાં આવે તો કાચીને કાચી ખાઇ જાઉં તોબી મારૂં વેર નહીં વલે! એ કમબખત દગલબાજે મારી છોકરીનાં સુખની આડે આવી ફાંચડ મારી અને એજ ચંડાલે ધન હીરામાણેકને અહીંથી સદાનો નસાડી દીધો, અને મારી ઉમેદ અને વરશોની મુરાદની ધુળધાણી એજ બદમાસ પોરીએ કરી નાંખીછ."

"ધીરજ ધરો-જાલેજર સેઠ, આજે નહીં તો એ પાંચ દહાડેબી એ રાંડ પોલીસનાં હાથમાં કાંઇ આવ્યા વગર રેહવાની છે?"

ડો૦ હોમીનાં બંગલામાં દીનાંની ધરપકડ માટે જ્યારે રતન તલ્લાસ કરવા ગયો, ત્યારે બંગલાની ઝડતીને લગતું વારંટ ન હોવાથી હીરાંબાઇએ આ બેવકુફ પોર્યાને હડધુત કરી કાઢી મુકયો હોવાથી, આવી હીણપરતીની કનવાર કર્યા વિનાં તુરતા તુરત "સર્ચ વૉરંટ" તેને મેલવ્યું અને ઉકમાઇથી અને ગરૂરીથી તેને પોલીસના કોન્સટેબલ સાથ કલાકનાં કલાક વેર ડો૦ હોમીનો આખો બંગલો બધો ઉઠલ પાઠલ કરી નાખ્યો, પણ પેલી દીનાં ઉર્ફે પરીનનો તેને મુદલજ પત્તો ન મલવાથી આ હેમક પોર્યો હદથી જ્યાદ રંઉદા હયરાન અને પરેશાન બની ગયો. હીરાંબાઇએબી દડેપેટે તેને ખુબ સખત તાણાત્તણીથી ગુંગલાવી નાંખ્યો અને એક મુફલેસ લાચાર છોકરીની પુઠ પકડી તેને હેરાન કરવા અને તેની ઉપર જફા પાડી તેને પોલીસનાં હાથમાં આપી જન્મો જન્મની દુઃખી કરવામાં એક સદગુણી ગૃહસ્થનુ જરાબી કામ ન હતું, મગર એક હલકત અને નીચ તેમજ કપટી અને વેરસી આદમીનુજ તે બદકાર પરાક્રમ હતું. અને સુરજ સાંમે ધુળ છાંટનાર હેમક આદમી જેવી કીસમે ફેજે પોંહચે તેવીજ રીતે ગરીબોને સતાવવાથી તે ઉલ્લુ અને કમબ્બકલી પોર્યોબી ખુદરતના અંદીઠ ફટકાથી પોતાની કરણીની સખત શીક્ષા ભવીષમાં ભોગવશે એવા હીરાંબાઇનાં સખત ઠપકાથી રતનને બરડે તો પાણી ઉતર્યું મગર પોતાની હારમાં હડધુત થએલો હોવાથી કાંઇબી જવાબ આપ્યા વીનાંજ હારેલો મારેલો પોતાનું કાલું મોંહ છુપાવતો હીરાંબાઇને બંગલેથી પાછો ફરી લાગલો અલાહબાદ આવ્યો.

"જાલેજર શેઠ, મેં છુપા જાસુસો અત્રે એ ચંડાળ પોરીની તલાસ અર્થે રોકયા હતા તેમાંના એકે મને ખબર આપી કે આ ગુનેહગાર દુકની જો

અલાહબાદમાંજ હોએ તો તે પેલાં ભુતખાનામાં હોવી જોઇએ. એ મકાનમાં અને તેની આસપાસ ભુત ફરતાં હોવાથી લોકોને બીહક અને ધાસ્તી એવી હદ સુધીની છે કે લોકો તેની આસપાસ જવા વરીક હીંમત કરી શકતાં નથીજ." રતને જનલેજર આગળ વધુ ખોલાસો કીધો.

"હા! પણ ત્યારે હીંમતથી એ ભુતખાનાંપર દરોરો પાડી ખડંનરૂં કરી નાખે તો કાંઇ માલમ પડી તો આવે! રતન તેં એને અગાઉ અરધી અરધી રાતે ભુતખાનામાંથી પેલેસમાં આવતાં જોઇતી તો કદાચ એ ચંડાળ પોરી ત્યાંજ છુપાએલી હોવાનો મનેબી શક લાગેછ! રતન, જેમ બને એમ જલદીથી એ ચંડાળ પકડાઇ જાય એવું હું ઇચ્છુંછ. એ રાંડ પાંચ સાત વરસ હવા ખાવા જાએ તોજ મારી કીનાની આગ બુજાશે; અહીં વધુ રહેવાનો મારો ઇરાદો નથીજ. 'પરીન પેલેસ' તો બીજાનાં હાથમાં ગીયોછ, ને જાંહાંગીર તેમજ આલાં પર એઉપર વોરંટ નીકળેલા હોવાથી તેઓ છુપાછુપ કોણ જાણે કાં નાહસી ગીયાંછ તેનો પતો મલતો નથી! એ લોકને લીધે મને ભોંય ભારી પડેછ ને મને બાહર લોક વચ્ચે નાક દેખાડવાનું ભારી લાગેછ, તેથીજ હું અહીંથી જેમ મને એમ જલદી મુંબઇ જવાનો વીચાર ધરાઉંછ અને તે અગાઉ જો એ રાંડ પકડાઇ જાય કેની તો પછી મને જરા નીરાંત રેહસે."

ભુતખાનાં જેવાં એકાંત મકાનનો આસરો દીનાંએ લીધો હોએ એમ હવે રતનબી મજબુત માનવા લાગ્યો. ભુતખાનાની આસપાસ તે મકાનની અંદરની બારીક હીલચાલ તપાસવા રતને પોતાનાં ખાનગી જાસુસો ઉભા કીધા અને જ્યારેબી વખત મલતો ત્યારે પોતેબી તે બાજુ પોતાનો દીવસનો ઘણો વખત કાદવાને ચુકતો હતો નહીં.

એક સાંજે રતન ભુતખાનાંની નજદીક પોતે ઉભા રાખેલા જાસુસ સાથ વાત કરતો હતો તેવામાં તેની નજર એકાએક તે મકાનનાં ઓટલા ઉપરથી ઉતરતાં એક ઓરતનાં આકાર ઉપર પડી અને તેનું ધ્યાન તે ઉપર ખેંચાતાં રતને ઘણીજ બારીકીથી તે તરફ નેગાહ પોહચાડી તો તેને માલમ પડયું કે તે ઓરત દીનાં લામ જેવીજ લાગતી હતી; તે ધીરો ધરાયો નહીં. પોતાનાં જાસુસમાંનાં એકને તેને તુરત કોન્સટેબલને વૉરંટ સાથ ત્યાં આવી પોંહચવા જણાવ્યું અને પોતે આ ખુશ વધામણી જણાવવા સર જાલેજર જસાવાલા આગલ દોડી પોંહચ્યો અને ભુતખાનામાં તેણે દીનાં લામને અડછટી દીઠી હતી એમ કાંઇક ગરૂરી સાથ જણાવી જાણે કે શું એક વાઘ માર્યો હોએ એવી શાનથી તે હરખથી પ્રફુલીત

બની રહયો. બેશક આવા વખતની તો જાલેજર અધીરતાથી રાહજ જોતો હતો, અને તે બંધી અને પાખંડી ચોરીને પકડી પોલીસનાં સ્વાધીનમાં આપવાજ વૉરંટ કાઢવા વીગેરેનો ખરચ પોતાની ગીરોથી આપેલો હોવાથી દીનાં લામને પોલીસનાં હાથમાં પકડાએલી જોવા તે ઘણો ઇંતેજાર હોવાથી તે પોતાની દીકરી જર સાથ તુરતાતુરત તૈયાર થયો અને ગાડીમાં બેસી રતન સાથ તે ભુતખાનાં આગળ ગયો.

કોન્સટેબલ કોઇબી વખતે બજા લાવી શકે એવાં વૉરંટ સાથ ત્યાં આવી પોહચ્યો અને રતનનાં આવી પુગવા સાથ ભુતખાનામાં કેવી રીતે દરોરો પાડવો તે માટે તેઓ છુપાછુપ મસલત કરવા પડયા. જાલેજરે પોતાની ગાડી દુરથી ઉભી રખાવી આ સર્વ માંજનું અધીરાઇથી જોતો બેઠો.

અંધારૂં થવા આવ્યુ હતું, અને કોઈ ઓરતનો આકાર ભુતખાનાંનાં મકાન નજદીકજ ઝાડોની ઘટા વચ્ચે આમતેમ ફેરા ખાતો રતનને પાછો જણાયો અને તેજ ઓરત ઉપર વૉરંટ બજાવવાનું હતું એમ તેણે કોન્સ-ટેબલોને કહી સંભલાવ્યું અને બંને કોન્સટેબલો રતન મેહતા સાથ છુપાતા ભરાતા ભુતખાનાંનો બાહરનો દરવાજો ઉઘાડી ધીમેથી અંદર આવ્યા અને પેલી ઓરતને જરાબી સંસારો માલમ પડે નહીં એવી કીસમથી ભરાતા છુપાતા દીનાંની સાંમે દાબડામાંના ભુત મીસાળ ઓચીંત આવી ઉભા અને તેનાં કોમળ હાથમાં ઝડપથી બેડી પેહડાવી.

---

## પ્રકરણ ૪૭ મું.

"ના કરો જફાકારી."

પોતાની આસપાસ ઓચીંત કોન્સટેબલોને જોઈ અને હાથમાં બેડી પેહડાવેલી જોઈ આ અભાગણી છોકરી એકદમ ગભરાટથી ચીસ પાડી ઉઠી અને ભુતખાનાં તરફ નાહસવા કરતી હતી મગર કોન્સટેબલોએ તેમ કરતાં અટકાવી. રતન મેહતાબી ખુશાલીથી ઉભરાઈ જતાં જીગરે તેની સાંમે આવી ઉભો અને દીનાંને બને એમ ઝડકથી ભુતખાનાંથી દુર લઈ જવા કોનસ્ટેબલોને આગ્રહ કીધો, અને તેઓ થોડે દુર દીનાંને ઘસડી લઈ ગયા. આ અભાગણી છોકરી આ ઓચીંત આફટની ધાસ્તીથી ગોયા મો'ત જેવી ફીકકી પડી ગઈ હતી અને એવી તો કીસમની ગાફેલ બની ગેઈ

હતી કે તેણીને શાને માટે પકડી હતી તે પુછવાનું વટીક તેને ભાન રહયું નહીં. તેણીએ પોતાની સર્વ હીંમત એકઠી કીધી અને તેને હેરાન ન કરવા અને બેડી કાઢી નાખવા અર્જ કીધી જેનાં જવાબમાં તેની ઉપર કીયાં તોહમતને માટે વૉરંટ બજા લાવવામાં આવ્યું હતું તે કોન્સટેબલે કહી સંભળાવ્યું. રતન મેહતાને ત્યા જોઈ દીનાંએ ધાર્યું કે આ બધાં તેને હેરાન કરવામાં તેનાં કારસતાન હોવાં જાઇએ.

"પણ-પણ-મેં-મેં-જાંહાંગીર શેઠની છોકરીને ગુંગલાવી મારી નથી નાંખી-હું-હું નિર્દોષ છેઉં; આએ લુચ્ચો બદમાસ મને હેરાન કરેછ! મુઆ મને તું સતાવેછ તો તારો દોજખમાં ઠાર થશે" અને એમ બોલતાં દીનાં બેઅખત્યાર રડવા પડી.

પોતાને ગાળ દેવાથી રતનનો ઘણો ચટકો લાગ્યો અને જનુનથી દીનાંનાં આંગ ઉપર ધસી આવી. તેને જોર સમેટ તમાચો લગાવી બોલ્યો "દગલબાજ છોકરી! તારી મોહકાણુ અને તારાં કરપીણુ કામથીજ 'પરીન પેલેસ'નાં માલેકનું સત્યાનાસ વલી રહયુંછ! તું આવતી જતી મરે તે તારા આવવા સમેટજ તેં બધેજ મારામારી કરાવી અને આખરે તેંજ બદકાર દગલબાજ ખુનીએ જાંહાંગીર શેઠની નિર્દોષ છોકરીને ગુંગલાવી નાખવાની પેત્રણ કરી તેઓ ઉપર વેર લેવાની યુકિત રચી પોબારા માપી ગેઈ! હેફ પડે તારી પર રાંડ! લ્યાનત પડે તારી ઉપર! આએ કરપીણુને તમે એકદમ લઈ ચાલો!"

આંસુઓનાં ધોધમાર દરયાવ રડતાં આ અભાગણી છોડી બોલી "મારા જેવી ગરીબ નિર્દોષને સતાવી માર, પણ તેનો બદલો ખોદા વાલસે! ભાઇઓ મને જરા અંદર જવા દેઓ મને અંદરનાં સાથ મલવા દેઓ પછી તમે જ્યાં લઈ જશો ત્યાં હું આવીશ."

"નહીં મી૦ જોન! એને બને એમ અહીંથી દુરજ લઈ ચાલો. જો એને અંદર લઈ ચાલસો તો એ રાંડ પાખંડી મકકરબાર બધું ગોટ્યાડું કરી મેલશે તો વલી આપણું કામ બીકટ થઈ પડશે" અને એમ બોલી દીનાંને આંચકો માર્યો અને કોન્સટેબલોને ઝડકથી ત્યાંથી બાહર જવા કહયું, અને પોતે આ ખુશ વધાઈની ખબર દુર ગાડીમાં બેઠેલા જાલેજર અને જરને પોંહચાડવા દોડયો.

આયંદે દીનાંને પકડવામાં ફતેહ મલેલી જોઈ જાલેજર તો ઘણોજ ખુશી થયો અને આ બંને બાપ-દીકરી ગાડીમાંથી ઉતરી જે તરફથી કોન્સટેબલો દીનાંને લઈ આવતા હતા, તે તરફ તેઓ ગયાં.

"આહ! રાંડ આખરે તું સપાટામાં આવીયા" જાલેજર જનુનથી બબડયો "ચીર તો એવી લાગેછે કે રાંડને મારીજ નાખું."

દીનાંએ જાલેજર તથા જરને ત્યાં આવેલાં જોઈ આ બધું છટકું અગાઉથી માંડવામાં આવેલું હતું, એમ તે હવે બધુંજ ચેટી ગઈ, અને તેઓ ઉપર ધીક્કારની નજર કરતી ઉભી.

"રાંડ પેટભરી–ચંડાલ–તું મરે આવતી જતી ને પેહાની પરતી" જર દીનાંનાં આંગપર ધસી આવી પોતાના હાથે દીનાંને જોરથી તમાચો લગાવી કાઢયો. "રાંડ, મારાં સુખની વચ્ચે આવતી ને નડતી તું મરે! રાંડ, બધું જે થયું તે તારે લીધેજ થયું! બેશ્રા! બેસરમ–મક્કરખોર દુકતી હવે રાંડ જેલમાં જઈ સબડી મર!" અને એમ બોલી દીનાંનો કાન જોરથી અમરાવી કાઢયો.

હવે જાલેજરની વારી આવી. આ અવિચારી ડોસાએ જનુનમાં તેનાં મોઢાં ઉપર પોતાનો રાકોડી હાથ એવો તો ઉગામ્યો કે તે દીનાંનાં નાક અને હોઠપર જઈ લાગ્યો જેથી જોરથી લાગેલા મારની અસરથી તેનાં દાંતમાંથી લોહી વેહવા લાગ્યું, અને પોતાને લાગેલા મારની અસરથી તેનો જીવ ફરવા લાગ્યો અને આંચકા સમેટ જમીન ઉપર તુટી પડી. તેણીને ભોંય ઉપર ફસડાઈ પડેલી જોઈ જાલેજર વધુ જનુની બન્યો અને એકાદ કુતરાંને જેમ લાત મારે તેવી કીસમથી ધીક્કાર સમેટ જોરથી તેની છાટીમાં લાત મારી તે જનુનનાં આવેશમાં બોલી ઉઠયો. "બદમાસ ને ચંડાલ પોરી, મને એવો તો કેહર છુટેછે કે તુંને મારા હાથેજ મારી નાખું. તારૂં સત્યાનાસ થાય તારૂં, તારે લીધેજ મારાં સુખનું સત્યાનાસ વલી ગીયું. રાંડ નાપેકાર મક્કારે ઓરત, તેંજ પેલા લખોપતી ધન હીરામાણેકનું મગજ ચકભમ કરી મુકયું અને તારે લીધેજ મારી સાલેસ છોકરીનો હાથ ધરતાં તે દુર નાઠો. તેં મારી જરનું ભવીષ બગાડયું ને તેનું સુખ લુટી લીધું! તું રાંડ પેહાની પડતી મરે–તારે લીધેજ આ બધી અવર 'પેલેસ'માં પેહા પરી ને બધું તારા કરપીણપણાંને લીધેજ થયું. રાંડ, પાખંડી બદમાસ પોરી! છ વરસની વાતપર આપઘાટ કરીને મરી ગએલી કરીને જુઠી ખબર કરાવી અને છ વરસ પછી તારૂં વેર લેવા તું રાંડ નીચ જુદે ને છુપે નામે અહીં આવી બધાંનાં સુખનું સત્યાનાશવાળી વળી જ્યારે તારૂં પાપ પકડાઈ આવ્યું ને તુંને હડધુત કીધી તારે 'પેલેસ'ના માલેક જાંહાંગીરની નિર્દોશ છોકરીને ગુંગલાવી મારી નાખી નહાસી ગેઈ! રાંડ, આખરે તો તું સપાટામાં આવી.

રાંડ તુંને તો ફાંસીએ ચઢાવે તોજ મારા પેટમાં ટંડક વળસે! રાંડ, ત્રણ લાકડે ચઢસે તારેજ મારી પેટમાં લાગેલી કેહરની આગ બુજાસે! લ્યાનટ છે તારી પર રાંડ મકકરખોર હલકી નીચ બુનયાદની દુકતી!"

જુલમગારોનાં આ જુલમથી દીનાં બેઅખત્યાર રડતી હતી તે જોઈ જરનો પીનો ઉછલી આવ્યો અને તે બોલી ઉઠી, "રાંડ, હવે ઢોંગ કરી એવા ખોટાં આંસુઓ પારેછ! રાંડ મારા સુખની વચ્ચે આવીચ તે એવી તો ચીર લાગેછ કે રાંડને મારા પગ તળે ધીકકારથી કચડી નાંખું તો બી મારો કીનાનો કેહરનો બદલો વળી શકે નહીં! મારૂં સુખ તેં લુટયુંછ, તે હવે રાંડ, તેનાં બદલામાં ફાંસીને લાકડે ચઢ," અને એમ બોલી જરે પાછો તતરાવીને તમાચો લગાવી કાઢયો.

કોન્સટેબલમાંનાં એકે ભાડુતી ગાડી ત્યાંથી જતી હતી તે બોલાવી અને તેમાં દીનાંને બેસાડી પોલીસ સ્ટેશનપર જવાનો વિચાર કીધો. જાસેજર અને જર પોતે ઉભા રખાવેલી ગાડીમાં બેસી રતન સાથ પોતાના હોટેલમાં હંકારી ગયા!

અને દીનાં? અફસોસ! આ બંને બાપ દીકરીની જુલમગાર વર્તણુંકનાં મારાથી આ અભાગણી છોકરી લગભગ અર્ધમુઈ બની રેહી અને રડતાં રડતાં એવી તો નાતવાન બની ગેઇ કે તે ભોંયપરજ ફસડાઈ પડી; તેની આંખે અંધારાં આવવા લાગ્યાં; કોન્સટેબલોએ તેને બંને બાજુથી પકડી ઘસડી પસડીને ગાડીમાં નાંખી અને ગાડી પોલીસ ચોકી તરફ હંકરાઈ ગઈ!

---

## પ્રકરણ ૪૮ મું.

### ભરતીની ઓટ અને ઓટની ભરતી થવાની શરૂઆત!

આ બાજુ ઉપર જ્યારે ભુતખાનાંનાં કંપાઉન્ડમાં દીનાંની ધરપકડ ચાલી ત્યારે એતેફાક બુઢી હસમત જે ઉપરનાં ઓરડાની બારી આગળ ઉભી હતી તેને આ દેખાવ જેવાથી તે જઈફ ડોસી બેબાખલી આકલી ગાભરી પડી અહીંથી તહીં દોડવા લાગી. અને તે વેળા ડો૦ હોમી બાહર ગયલો

હોવાથી આ બુદ્ધી નોકરને શું કરવું તેની કશી સમજ પડી નહીં, તોબી તેનો જીવ તામોશ ન થઈ શકવાથી તે બુતખાનાનાં કંપાઉન્ડમાં ઉતરી પણ તેટલા વખતમાં તો દીનાંને કોન્સટેબલો અત્યાર આગમજનાં લઇને વિદાય થયલા હોવાથી તે પાછી બુતખાનાંનાં ઓટલા પર આવી હોમીની અતી આતુરતાથી રાહ જોતી ઉભી.

અર્ધોએક કલાક વીંટાં બાદ ડૉ૦ હોમી ધન હીરાબાણેક સાથ મલકાયલે ચેહેરે અંદર આવ્યો, અને દીનાંને કેવી કાસમે ધરી જવામાં આવી હતી, અને તેણીને કેવી પ્રકારે રતન મેહતાએ તેમજ જાલેજરે હયરાન કરી તે બીચારી ઉપર ઘાટકી રીતે જફા પાડી હતી, તેનો ટુંક કાહણી આ વફાદાર દાસીએ જ્યારે રડતી ચશ્મોએ અને ધ્રુજતાં તનબદનથી કહી સંભળાવી ત્યારે આ બંને જણાંના ચહેરા ઉપર ચીંતા અને ધાસ્તીનો ચીલ્લો ચઢયો.

વાહાલાં વાંચનાર આગલા પ્રકરણમાં વાંચી ગયાં એમ જ્યારે હીરાંબાઇએ આગલાં વરસનો હોમીને લગતો ભેદ ખુલ્લો કીધો ત્યારે સંધા અનુમાન ઉપરથી ધને સીધ્ધ કીધું કે ડૉ૦ હોમી કાઉન્જ નહીં પણ વરસોની વાત ઉપરનો તેનાં નવાબી કાકાનો ચોરાઈ ગયલો હકદાર વારસ બેટો હતો, અને આ ખુશ વધામણી કેહવા અને પોતાનાં કાકાની લખોની દોલત આ વારેસ બેટાને પાછી સ્વાધીન કરવા તે ડૉ૦ હોમીની શોહધમાં અલાહબાદ વીજળી વેગે પાછો આવ્યો, અને સર્વે ખુલાસા તેની આગળ રજુ કરી વધુ ખાત્રી કરવા તેનાં મરનાર કાકાને જેમ લાછણ હતું, તેવુંજ ડૉ૦ હોમીને બી હતું એમ હીરાંબાઇએ જણાવેલું હોવાથી પોતાની છેલ્લી ખાત્રી કરવા ધને ડૉ૦ હોમીનું આ લાછણ જોવા માંગ્યું અને ડૉ૦ હોમીનેબી તેવુંજ લાછણ હોવાથી તેને તદનજ ખાત્રીથી માની લીધું કે તે પોતાનાં મરનાર કાકાનો દીકરોજ હતો! બેશક, પોતાની આવી અચાનક ફેરવાઈ ગએલી સ્થીતી જોઈ તથા પોતાને ઉંચા કુળનાં લખોપતી વારેસ તરીકે જાણી આ સાલેસ જુવાન કશુંબી ગુમાન ધરાવ્યા વીનાં તે કરીમે કારસાજની લાખોલાખ શુક્ર ગુજારી કરવા પડયો અને હીરાંબાઇએ આજ લગીન પોતાનાં પેટનાં દીકરા તરીકેજ છેક નાનપણથી તેને પાળી ઘટતી કેળવણી આપી હતી તે માટે તે જઇફ બાનું તેને માંથે વાસે હજીબી સુખ ચેનમાં વધુ જીવે એવી કાલજીભરી કદર કરતો તે તે કીરતાર પાસ ખરાં જીગરની દુઆ ઇચ્છવા લાગ્યો, અને તેણીના આવાં અખંડ હેશાન માટે તે પરોપકારી ભલી અબળાનાં પગ આગળ માંથું મુકી હેશાનનો ઉલરો ખાલી કરવા હોમી ધન સાથ મુંબઈ બીજે દીને જનાર હતો. અને તેઓ બંને ખુશાલીથી

પ્રફુલીત થયલાં જીગરે 'ભુતખાના'માં આવ્યા, પણ બુઢી હસમતે કહી સંભળાવેલી દીનાં લામની પોલીસની ધરપકડને લગતી જફાકારક કાંહણી સાંભળી સર્વ ખુશાલી આંખનાં પલકારામાં ઉડી ગઈ, અને આ બંને જુવાનો ઘણા ઉદાસ, કાયલી અને બેચેન દીસ્યા. તે નિર્દોષ છોકરીને નિર્દય રીતે મારવા માટે રતન મેહતા, જાલંજર જસાલાલા તેમજ તેની તુમાખી બેટી જર તરફ ધીક્કાર અને તીરસ્કાર બતાવવા લાગ્યા, અને દીનાં ફિરંદ્ પરીનનાં બચાવ અર્થે શું કરવું તેનો સંકેટ રચતાં મારતી ગાડીએ પોલીસ ચોકી ઉપર તેઓ દોડયા.

તેઓ ચોકી ઉપર આવી પોંહચ્યા, અને અંદરની એકાદ અંધકાર ખોલીમાં કશીબી રીતની સગવડ વિનાં દીનાંને કેદ પુરેલી હોવાથી આ બંને જણાં હદથી જયાદા નાસભર, નાસીપાસ અને હયરાન રહ્યા.

અને દીનાં? અરેરે—ચાલુ આંસુઓનાં ધોધમાર દર્યો રેડતાં તે દુઃખી અને નાતવાન બની રેહી હતી! તેનો મનોહર ચહેરો ફીકકો બની ગયો હતો અને દુઃખના દયાજનક ચીત્ર જેવીજ તેની ગમખ્વાર અને બારીક સ્થીતી થઈ પડી હતી! ધન અને હોમીને ઓચીંતા તેની ખોલીમાં આવતાં જોઈ આ અભાગણીને જાણે કે કેવીએક શાંતી અને કરાર મલ્યો હોય એવી ક્રાસમથી તેઓને જોઈ મો'ત જેવું ફીક્કું એકાદ પળ હસી અને બીજીજ પળે બેઅખત્યાર બચ્ચાં પેરે દુસકે દુસકે રડવા પડી! બંનેએ આ અભાગણી છોકરીને ઘણો દીલાસો દીધો અને તેનાં ઉપર જે તોફાનો અને આફતોનાં વીઘનો તુટી પડયાં હતાં તેનો છેડો આવી પહોંચ્યો હતો, અને બીજે દીને બા આબરૂથી તેણીને છુટી કરવામાં આવશે એવી ધીરજ અને સધ્પારો આપી આ દુઃખી છોકરીને શાંત અને ચુપ રાખી. આવી અંધારી ખોલીમાંથી બીજે કેડે સારી રવેશે સગવડભરી રીતે દીનાંને રાખવા માટે ધન તેમજ હોમી લાગલા પોલીસ કમીશનરને બંગલે દોડી પોંહચ્યા. કમીશનરની એકવારની ભયંકર બીમારી વચ્ચે આ ભલા ડોકટરે મુંબાઇ વેરથી દોડી આવી રાત દીવસની ખડેખુટ મેનીજ અને સારવારથી તેનો જાન બચાવ્યો હોવાથી આ ભલો અમલદાર ભલા ડો૦ હોમીનો જાન્નેદાનનો હેશાનમંદ બન્યો હોવાથી તેને બેબાખલે અને ચીંતાતુર ચેહેરે પોતાને બંગલે આવી પોંહચેલો જોઈ તે તાજ્જુબ થયો. ફગલાએલે ચહેરે હોમીએ દીનાંને લગતી સંધી કેફ્યત કહી સંભલાવી અને તે કેવી બેદરકાર ક્રાસમે કશીબી સગવડ વીના કેદ પડેલી હતી તે માટે સર્વ બીનાં તેની આગળ કહી સંભળાવી અને તે માગે તેટલા હજારો રૂપ્યાનાં જામીન આપી

તેણીનો છુટકારો કરવા અર્જ કીધી મગર ખુનનાં વાંક માટેનાં વોરંટમાં જામીન કાયદા પ્રમાણે મેલવાતી ન હોવાથી તેમ કરી શકવાને તે ઘણો દલગીર હતો એમ જણાવી તેણીને આખી રાત ઘણી આશાનીમાં રાખવાની કબુલાત આપતો લાગલો તેઓ સાથ ચોકી ઉપર દોડી પોંહચ્યો અને દીનાંને અંધારી ઓરડીમાંથી બહાર કાઢી ઉપરનાં માલ ઉપર સુપ્રીનટેન્ડંટ રહેતો હતો ત્યાંનાં એકાદ ઓરડામાં રાત તોડી પાડવા માટે કમીશનરે સર્વ સગવડ કરી આપી અને આ અભાગણી છોકરીને સુપ્રીનટેન્ડંટના આસરા હેઠળ રાખવામાં આવી.

ડૉ૰ હોમીએ પોલીસ ચોકી ઉપરથી નજદીક રેહતા મી૰ જૉનસન મેજીસ્ત્રેટને આસરે નવ વાગા પછી ભુતખાનામાં આવવા અને કોઇનો એકરાર કાયદા મુજબ લખી લેવાની અર્જ કીધી અને ડૉ૰ હોમીનો આ જોનસન મોટો મીત્ર હોવાથી તેને ભુતખાનામાં આવવાની કબુલાત આપી અને હોમી તેમજ ધન હીરામાણેક પાછા મારતી ગાડીએ ભુતખાનામાં જઈ પોહચ્યા, અને રતન મેહતાને જાલેજર તેમજ તેની દીકરી જરને ઘણાંજ ભેદભર્યાં જરૂરી સંજોગો વચ્ચે જરૂરજ કાંઇબી વખત ખોહયા વીનાં તાબરતોબ ભુતખાનામાં આવવાની ઘણીજ ઉતાવલને લગતી ચીઠી આદમી પાસ મોકલાવી. તેને મારતી ગાડીએ જાલેજર જ્યાં હોટલમાં ઉતર્યો હતો ત્યાં પોંહચાડી જવાબ લાવવા હુકમ ફરમાવ્યો અને પોતે અંદર ધન હીરામાણેક સાથ ગયો.

આ બાજુ જાલેજર રતન મેહતા સાથ વાતમાં મશગુલ હતો તેવામાં ડૉ૰ હોમીએ ભુતખાનામાં તાબરતોબ આવવાની અર્જ કીધેલી હોવાથી એવું તે શું ભેદભર્યું કામ હોશે તે માટે તેઓ ઘણાજ તાજુબ થયા, અને જલદીથી ખાણું લેઈ હોમીની ખાહેસ મુજબ તેઓ ત્રણડે જણાં ભુતખા-નામાં જવા તૈયાર થયાં. ડૉ૰ હોમી ભુતખાનામા ભરાએલો હતો એમ હવેજ રતનની ખાત્રી થઈ અને દીનાં જેવી લુચ્ચી ખુની બધવાને છુપી રીતે શાંતી રાખી તે માટે તેને ઠપકો આપી દબરાવવાની આ મજેની ટક મલી એમ મનમાં મગન થઈ તેબી જવા એક પગે તૈયાર થયો, અને ડૉ૰ હોમીને સખત હડધુટ કરવા જાલેજરબી માંગતો હોવાથી તેબી દોડાદોડી કરવા લાગ્યો.

જેઓ ઘણાં ચઢે છે તેઓ આયટે પોતાનાં ગુમાન વચ્ચે ખાકમાં ઓર્ચીતા શોટે છે! જેઓ અહંકાર અને મગરૂરી વચ્ચે ફુલાઈ જઇ આખી

દુન્યા જીતવાનાં ફડાકા મારે છે, તેઓ આયંદે દુન્યાની ખાક ચુમતી હાલટમાં ભોંયમાં–ખાકમાં લોટી મારગેં લાગી ગયા છે, તો આ બેવકુફ હેમકોની ગરૂરીનોબી આવોજ અંત આયંદે આવી પોંહચ્યો હતો તે તેઓને સ્વપ્ને વટીક ખબર થઈ નહીં.

તેઓ ત્રણુડે ભુતખાનામાં જઈ પોહચ્યાં અને ધન હીરામાણેક અને ડોo હોમીએ જાણે કે કશું બન્યુંજ ન હોય એવી ફીસમથી આવકાર આપી અંદર દાખલ કીધાં અને ડોo હોમી તુરતજ બોલી ઉઠયો: "તમે મારી ખાહેશને માન આપી આવ્યાં તે માટે હેશાનમંદ છેઉં! અત્રે એક ઓરતનો એકરાર તેને મોંઢેથી લેઈ લેવાનો છે તે એકરાર સાથ તમુને ઘણીજ ભેદભરી રીતે લાગતું વલગતું હોવાથીજ તમુને અત્રે ખાસ બોલાવી મંગાવ્યાં છે, અને મેજીસ્ત્રેટ મીo જેનસનબી હવડાંજ પાંચ મીનીટનાં આવી બેટી છે, અંદર આવો!"

ત્રણુડે જણાં ગભરાટમાં હોમીનું કોડું જોવા લાગ્યા! રતન મેહતાએ તેમજ જાલેજરે તો ડોo હોમીને સખત તાણા જાણી ભર્યા સખુનથી ખખડાવીને ગગડાવી કાહડવાનો મનમાં મજબુટ ગાંઠ વાલ્યો હતો, મગર ધનને ત્યાં જોઈ તથા વળી એકરારને માટે મેજીસ્ત્રેટબી ત્યાં પધારેલો હોવાથી કોણુ ઓરત એકરાર કરનાર હતી અને તેની સાથ તેઓને શા માટે લાગતું વલગતુ હતું તેનાં વિચારમાં તેઓ મશગુલ બની રહયા. એક હરફ પણ બોલવાની તેઓની છાટી ચાલી નહીં અને હોમીને હડધુત કરી નાખવાની લાહેરી અને હુસ્યારી તો આ હેમકોની એકજ ઠેકાણે રહી ગેઈ અને હોમી અને ધન હીરામાણેક આગલ આગલ ચાલ્યા અને તેઓની પુઠે બોકરાં મીસાલ માંદી મરધીઓ માફક આ ત્રણ જણાં બુરા પરીણામોની આગાહી કરતાં દગમગતાં મને અને ધડકતાં જીગરે એક શબ્દ વટીક બોલ્યા વીનાં ભારી પગલે ચાલ્યાં. હોમી અને ધન હીરામાણેકનાં જીગરમાં તો એવી તો ધીક્કાર અને તીરસ્કારની આગ આ ત્રણુડે હેમકોને જોઈ સલગી ઉઠી હતી કે દીનાંને સતાવવા અને તેની ઉપર જફા પાડવા માટે તેનો સાબુત સવાદ ત્યાંનો ત્યાંજ ચખાડતે મગર વખત આવવે બધું થઈ રેહશે એમ ધારી તેઓ બને ખામોશ રહયા, કાંકે તેઓને ખબર હતી કે પેલી લુચ્ચી નાજામાયનાં એકરારથી આ ત્રણુડે હેમકો પોતાની મેલેજ હડધુતની ધીણુપ-ણીમાં આવી પડનાર હતાં!

---

# પ્રકરણ ૪૯ મું.

"ધન દોલત અગરમગરમ. સબ જોર કે તું પસ્તાવેગા,
મરતે વકત યક તીનકાભી, કબ સાથ કીસી કે જાવેગા?
જયસી કરની, વયસી ભરની, આજ કીયા, કલ પાવેગા,
ધોકા દેગા ગયરોકો તો આપભી ધોકા ખાવેગા—"

ધન હીરામાણેક અને હોમી, જાલેજર–જર તેમજ રતનને અંદરનાં એક ઓરડામાં લઈ જઈ પોતે તુરતજ બહાર નીકલી પડયા અને બારણું બંધ કરી માળ ઉપર ચઢયા। તેઓ ત્રણે વધતી જતી ચીંતાથી તે ઓરડામાં દાખલ થયાં અને ત્યાં બેઠેલાં બે જણાંને જોઈ જાલેજર, જર તેમજ રતન તાજુબીથી ગોયા ચોકી દંગ થઇ-ગઈ ઉભાં.

તે ઓરડામાં બેઠેલાં કોઈજ નહીં પણ જાંહાંગીર શેઠનાં અને તેની મોહરદાર આલાંમાય હતી! પૈસાની ચેહલમેહલ વચ્ચે ધનનાં ઢગલાપર બેસી ફુંકરાજી અને ગરૂરી કરી રહેલાં, તમામજ લાચાર નીરાધાર અને ભીખારી રવેશે, વૉરંટો અને પોલીસનાં હાથમાંથી બચવા, હીણપસ્તીની હડધુટમાંથી છટકવા, ડૉ○ હોમીને આસરે અને આધારે છુપાછુપ ભુતખાનામાં રહયાં હતાં! અરેરે! લખોપતી શેઠયા જાંહાંગીરનાં આ કેવા બુરા હાલ! જે નીચ બુધીનાં કમઅકલી હેમકોએ પૈસાની ગરમીમાં, ગરૂરીનીં ધુંઈ પોતાનાં મગજમાં રાખી અનેક કીસમનાં બુરા લખોમાં ફસી પડી. ખુદ ખુદાની હસ્તી વઠીક એહકરાઈ અને તંહકરાઇની ફુંકરાજી વચ્ચે વીસારી મેળી, તેજ લખોપતી ગરૂરો ચઢતીની ટોંચ ઉપરથી સદાનાં ગબડયું ખાઈ લાચારી અને મુફલેસીની સીહા અને ઉંડી ખાઇમાં ગોયા ગબડી ગયાં હતાં! ચઢતીની ટોંચ ઉપરથી મુફલેસીની ખાહીમાં ગોયા ગબડયું ખાવાનું દુઃખ સઉથી તીક્ષણ અને માહભારત છે, તેવી હીણપસ્તીની હડધુત વચ્ચે કંગાલ્યટમાં જીવવાનાં કરતાં મો'ત, તેવાં કંગાલો માટે ઘણુંજ આશીંવાદ ભર્યું લેખાય!

•આ બંને ધણીધણીઆણીને 'પરીન પેલેસ'માંથી પોતાનાં ઢીલમાંના કપડાં સહીત તુરતાતુરત બાહર જવાની ફરજ પડી હતી ત્યારે કટોકટ વેળા તેઓની મદદે આ ફરીસ્તો ડૉ○ હોમી આવી પોહચ્યો! છ વરસની ઘાત ઉપર મરનાર પરીનની લાચાર સ્થીતી વેળા આ ડૉ○ હોમીએ જાંહાગીરને

સખ્ત રીતે ખખડાવી કાઢયો હતો, જેના બદલામાં પૈસાની ગરમીમાં આવેલા આ બદમાસ જાંહાંગીરે ડૉ૦ હોમીને પોતાનાં મેહેલમાંથી હડધુટ કરી બાહર કાઢયો હતો તે સર્વ ડૉ૦ હોમીને યાદ હતું તેથીજ તેની ભુંડાઇનો બદલો ભલાઇમાં વાલી આપવાના નેક વિચારમાં આ સાલેસ ડૉકટરે જાહાંગીરની લાચાર નિરાધાર સ્થીતીમાં મદદ કરવાની હામ ભીડી! આહા! કેવી ફરેસ્તાહ ખસલતનો ભલો અને સાલેસ જુવાન! ખરા ભલાંઓ તો તેજ કે જેઓ ભુંડાઇનો તુચ્છ બદલો ભુંડાઇમાં લેવાને બદલે બાદશાહી દીલથી ભલાઇમાંજ આવે!

આ ફરેસ્તો ડૉ. હોમી છુપાછુપ રાતોરાત 'પેલેસ'માં આવ્યો, અને બંને જણાંને સમજાવી પટાવીને પોતાની સાથેજ છુપાછુપ ભુતખાનામાં નહસાડી લાવ્યો, જે કોઇને સ્વપ્ને વટીક ખબર પડી નહીં. પેહલી હરોલમાં તો તેઓએ તેની સાથ આવવાની ઘણી આનાકાની કીધી મગર તેઓની આંખ નજદીક જે હીણપસ્તીનો પુરો ચીતાર હોમીએ રજુ કીધો ત્યારે તેઓ હજારો હેશાનોનાં ઉભરા ખાલી કરતાં હોમી સાથ છુપાછુપ 'ભુતખાનાં'માં નાહસી આવ્યાં. ભલા હોમીએ જેવી કીસમથી તેઓ પેલેસમાં ખાતાંપીતાં અને મોજ મારતાં હતાં તેવીજ રીતે ભુતખાનામાં પણ તેઓનાં દુઃખ અને સંકટ ભુલાવા તરેહવાર ખાણીપીણીઓ વચ્ચે તેઓને મોજમાં રાખવા કાંઇબી ચીજ બાકી રાખી નહીં. માત્ર તેઓને 'ભુતખાનાં'નાં એકજ ઉપરનાં ઓરડામાં રેહવાની ફરજ પડી હતી. આ ચોમેરનાં દુઃખનાં મારાથી જાંહાંગીર અને આલાંમાયની સ્થીતી ઘણીજ બારીક થઇ પડી. તેઓ દુઃખ અને આફતથી ગોયા ઘેલાં દીવાનાં બની રહયાં, અને આંસુઓનાં ધોધમાર દર્યા રેડતાં તેઓ દુઃખે દુઃખે હાડપીંજર જેવા દુઃખનાં દયાજનક ચીત્ર જેવાંજ દીસવા લાગ્યાં! આ અગાધ દુઃખ ન ખમી શકાએ એવું જીવલેણ હતું! જાહાંગીર તો ગોયા ઘેલો દીવાનો જેવો થઇ રહયો હતો! ઘડીકમાં તે પોતાના માથાં કુટતો ધસાધસ રડયા કરતો તો ઘડીકમાં તે જનુનમાં આવી તરેહવાર ફાકુતુટું બકતો હતો!

આવી બંને ધણીધણ્યાણીની અતી દયાજનક સ્થીતી જોઇ જાલેજર અને જર ધાસ્તીથી ચોંકી તેઓને ટગરટગર ટીકવા પડયાં! જાંહાંગીર અને આલાં તો કંઇ નાહસી ગયાં હતાં એમજ તેઓને ખ્યાલ હતો અને ભલાં ડૉ૦ હોમી તેઓને નહસાડી લાવી પોતાનાં પનોતા આસરા હેઠળ તેઓને ભુતખાનામાં લાવી રાખ્યાં હતાં તે તેઓને સ્વપ્ને વટીક ખબર થઇ હતી નહીં.

જાલેજર અને જરની જખમાં જાંહાંગીર આલાંની આવી દુઃખદાયક સ્થીતીથી ગેયા એંચાઈ હોએ એવી ફીસમથી તેઓ એક શબ્દ વટીક બોલી શકયાં નહીં, અને તેઓને જોઈ પોતાનું મોંહ પોતાના હાથમાં છુપાવી આ ધણીધણયાણી હીગુપસ્તીથી બે આમરૂ થયલાં દુસકે દુસકે રડવા લાગ્યાં.

ડો૦ હોમી થોડો વાર પછી અંદર આવ્યો અને તેઓને પોતા સાથ ઉપર આવવા અર્જ કીધી.

"હોમી" જાલેજર શંકાશીળ થતાં ધુમ્ખરાએલા ચહેરાથી બોલી ઉઠયો," હું તારી આએ ભેદી વર્તણુંક મુદ્દલજ સમજી શકતો નથી! સતોસાન એક ઓરતનો એકરાર કરાવતી વેળા હમારી હાજરીની કેવા સન્જોગો વચ્ચે અગત પડી તે સમજી શકતો નથીજ."

"મી૦ જાલેજર" તે મનમાં મલકાતો બોલ્યો, "બધી સમજ તમુને પોતાની મેલેજ પડી જશે! એક ઓરતનાં એકરાર સાથ જો કોઇને કશું લાગતું વલગતું હોએ તો તે તમુને વધારે છે! તે એકરાર સાથ તમુને ઘણુંજ લાગેછ વલગેછ! તમે જોશો કે જેવા વિચારો તમારા મનમાં એકરાર સાંભલ્યા નીકળી જઈ જુદાજ વિચારો બરપા થશે!"

"તારે શું પેલી રાંડ પેટબરી ચંડાલ ખુની દીનાંને વાસ્તે કાંઈ છે? એ દીનાં લામ તે છ વરસ ઉપરની પરીન શેઠનાં શું નથી?"

"બેશક! હું તે કબુલ કરૂં છ! મરનાર પરીન આપઘાત કરી મરી ગઈ હતી તે અફવામાં વજુદ નથીજ! દુઃખનાં મારા વચ્ચે મુફલેસીની મુશીબતનાં બોજાથી કચડાઈ આપઘાત કરવા તે ગેઇતી ખરીજ, પણ તે કરીમે કારસાજે મને કટોકટ વખતે ત્યાં બચાવ અર્થે મોકલી આપ્યો અને ખુદ ખુદા વટીક પસંદ ન કરે એવાં પાપી અને ઘાતકી કામથી મેં તેને બચાવી લીધી. એજ પરીન દીનાં લામનાં નામ હેઠળ "પરીન પેલેસ"માં આવી વસી એ વાતની સચ્ચાઈ હું નાં પાડતો નથીજ! પણ એકાદ ગરીબ છોકરી તે કાંઈ કાદવ કીચલમાં ફેંકી દેવાની હોએ એવી ફીસમથી તેની ઉપર પાડવામાં આવેલી જફા અને જુલમનો દોષ હમેશનો તમારે માથે લટકેલો રહેશે! જાલેજર, તમે જ્યારે આ ઓરતનો ભેદી એકરાર સમજશો ત્યારે તમુને તમારી કીધેલી વર્તણુકનો પશ્ચાતાપ કરવો પડશે જેને તમે ધીક્કારોછ તેનેજ-તેનેજ પગે લાગવું પડશે-તેનીજ માફી

ઓળરખ્યાહીથી ચાહવી પડશે. ચાલો! મી૦ જોનસન ઉપર તૈયાર છે." આ ભેદ ભર્યા બોલવાથી જાલેજર તો દંગ થઈ હોમીનું મોહુંજ ભોપવા લાગ્યો. શું જવાબ દેવો તેબી તે સમજી શકયો નહીં! ચીંતાથી તેનો ચહેરો સહેજ જર્દ મારી ગયો. હોમી ની પાછળ બધાં એક શબ્દ વટીક બોલ્યાં વિનાં માળ ઉપર ગયાં!

---

# પ્રકરણ ૫૦ મું.

---

## પાપનો એકરાર.

તેઓ બધાં ઉપર ગયાં. અંદરનાં ઓરડાનું બારણું હોમીએ ઉઘાડયું અને દરેક જણને અંદર દાખલ કીધાં. તે ઓરડાનાં એક ખુણાંમાં આવેલાં બીછાંણાંમાં એક અબળા તાસવીસ કરતી પડેલી હતી જેની નજદીકજ એક તબલ ઉપર તેજસ્વી બટી મુકવામાં આવી હતી અને જે ટેબલ ઉપર લખવાની દરેકે દરેક ચીજો તૈયાર કરી રાખી હતી. બીછાંણાંની બીજી બાજુએ ભીંટથી થોડેકજ છેટે એક સક્રીન ઉભો કરવામાં આવેલો દીસતો હતો જે બાજુ ઉપર ટેબલ હતી તે બાજુ થોડીક ખુરસીઓ ગોઠવેલી જણાતી હતી.

"આવો સર જાલેજર! હું પાસેનાં ઓરડામાંથી મી૦ જૉનસનને બોલાવી લાઉં તેટલાં આપ ખુરસી ઉપર તકલીફ લેસ્રો?" ડૉ૦ હોમીએ જાલેજરને ખુરસી ઉપર બેસવા અર્જ કીધી અને ચીંતાતુર ચહેરે, ધ્રુજતા પગોએ તે બીછાંણાંની છેક નજદીક આવ્યો અને તેબલપરની બતીની તેજસ્વી રોશની બીછાંણાંમાં સુતેલી અબળાનાં ચહેરા ઉપર આબેહુબ પડતી હોવાથી એકકી ટગરે આ અબળાને સર જાલેજર ધારી ધારીને જોવા પડયો, અને જર તેમજ રતન મેહતાબી આગળ આગળ આવી તાજુબીથી તે અબળાને જોવા પડયાં.

"ઓ ખોદા! આએ ઓરતને કંઠે જોયલી હોવાનો મને ખ્યાલ થાયછે!" જાલેજર હોમી તરફ જોઈ એકદમ પુકારી ઉઠયો અને વળી પોતાની યાદદાસ્ત શકતી તાજી કરવા તે અબળાને ધારી ધારીને જોવા પડયો.

તે ઓરત કોઇજ નહીં પણ પેલી બદમાસ, કાવત્રાંબાજ અને લુચ્ચી નાંજામાયજ હતી, જે ડૉ૦ હોમી સાથ મારામારી કરવા પછી બારણું ઉઘાડી નાહસવા જતી હતી તેવામાં પરીનનાં ભુતને સફેદ આકારમાં ઉંબર ઉપર જોઇ ધાસ્તીથી ચીચ્યારી પાડી જમીન ઉપર બેભાન તુટી પડી હતી, અને તેને લીધે તેનાં માથાંમાં સખ્ત માર લાગવાથી તેની ખાનેખરાબ અસરો હેઠળજ તે મરવા પડી હતી. પોતાની અજલ નજદીક આવતી જવાની આગાહી આ ઠગારી ઓરતને થતી હોવાથી પોતાનાં પાપનો એકરાર કરવા તે તૈયાર થઇ રેહી હતી, તેજ આધારે ડૉ૦ હોમીએ રાતોરાત સઘી ગોઠવણ કરી લીધી હતી. દેહસતથી આ અને કાવત્રાંબાજ ઓરત બેભાન પડી હતી. નાંજા જો એકરાર ન કરે તો તેણીને પરીનનાં ભુત તરીકે બીહધરાવીને તેની પાસથી ખરો એકરાર કઢાવી લેવાની યુકતી ડૉ૦ હોમીએ રચી હતી, અને તે ઓરડાનાં ઉંબર ઉપરજ પરીન શેઠનાં ઉર્ફે દીનાં લામને તદનજ સફેદ પોષાકમાં છુટા બાલ સાથ ખાસ ઉભી રખાવી હતી, અને તેણીને ભુટ સમજી ચીચ્યારી પાડી નાંજા બેભાન તુટી પડી હતી તે વાહાલાં વાંચનાર આગલા પ્રકરણમાં વાંચેલું યાદ કરશે.

સર જાલેજરને ચીંતાથી ટગર ટગર ટીકતાં જોઇ નાંજા બોલી ઉઠી "ઓ! કોણ! જાલેજર! તમેબી અહીં આયા? ઓરખોછ કે વીસરી ગીયા?"

"તારો ચેહરો અગાઉ કેડે જોયલો મને ધ્યાન આવેછ પણ-પણ—"

"નહીં ઓલખતા—હું નાંજામાય નવલખા છેઉ! તમારાં મરનાર ધણયાણી સાથે હું રેહતી'તી ને જ્યારે તે બેહસ્તન મરી ગેઇ તારે-તારે-ઓ ખોદા—મારી છોટી કેવી ગુંગલાએછ તે વખતે તમે તમારી નાહ્લા બુચીને મારાજ આસરામાં થોડોક વખત રાખી'તી! કેમ હવે યાદ આવી કે?"

"હા—તારે તું નાંજા છે!" ઘુખરાએલે ચહુરે જાલેજર બોલી ઉઠયો અને તે શું ભેદભર્યો એકરાર કરનાર હતી તેનાં વિચારમાં તે મશગુલ બન્યો! પોતાની મરનાર મોહરદારને લગતા અનેક ગમખ્વાર ચીતાર, તેની આંખ સામે, જાણે કે ગેઇ કાલેજ બન્યા હોએ એવી ફીલ્મમથી, એક પછી એક રજુ થયા.

"કોણ! નાંજા!" જાહાંગીર આ બદમાસ ઓરતને ધારીને જોઇ તાજુબ અને ગુસ્સાની લાગણીથી પુકારી ઉઠયો. "આહા! દગલબાજ જહાકાર ઓરત! તારાં પાપથીજ બધાનાં સુખનું સત્યાનાસ વલ્યુંચ! અરે! તું પાખંડી શેતાનથીજ આએ મારી આવી હાલત થઇચ! તારી

ઞેરી ફુંકથી મારા કાન તું ભંભેરી મને ઉસ્કેરતે નહીં, એક નિર્દોષ અબળા ઉપર કીનો લેવા તું મને તારૂં હથ્યાર બનાવી મને પાપમાં ફસાવતે નહીંજ. તો એ લુચ્ચી ચંડાલ, સેતાન! મારી આવી કંગાલ સ્થીતી આજે થતેજ નહીં! આહ! છ વરસની વાત ઉપર તેંજ નાપેકાર ચંડાલ નાગણે મારા કાકાજીનાં સુખી ઘરનું સત્યાનાસ વાલ્યું, ને તારી ભુંડી ઉસ્કેરણીથી હું બી તેમાં સામેલ થયો પણ—તે પાપનો નતીજો હાલ હું ભોગવુંછ. જે થયું તે તારાથીજ થયુંચ! આહા! આએ દીલમાં જાણે હાલ એવું તો થાયછ કે તું રાંડનો ટોટો પીસી લોહી પીઊં તોજ મારો બદલો વળે! તેં મારૂં સત્યાનાસ વલ્યું તો—જાણે તારો જીવ લેઊં. તારૂં લોહી પીઊં તારો—" અને જનુનનાં આવેશમાં આ અર્ધ ઘેલો અભાગ્યો સખ્સ નાંજાંના બીછાંણાં નજદીક ધસવા ગયો પણ હોમીએ તેને મજબુત પકડી લીધો અને તેને શાંત રાખી બોલ્યો! "જાંહાંગીર જાંહાંગીર! ધીરો પડ! શાંત થા! જો તું એમજ કરશે તો પછી મને તુંને તારા ઓરડામાં પાછો મોકલી દેવાની ફરજ પડશે! મી० જૉનસની હાજરીમાં જો તું આવો દેખાવ કરશે તો પછી પોલીસના હાથમાંથી એક ઘડીબી તું બચી શકનાર નથીજ!"

"ખામોશ જાંહાંગીર ખામોશ" ડૉ० હોમી તેને પતાવી બોલ્યો. "ધીરજ રાખ! નેકીનો નતીજો અને બદીનો બદલો અહીંજ જોવાનો છે! ધીરજ રાખ જાંહાંગીર! એમ આકલો ના થા! ચાલો, તમે બેઉ જણાં આએ સકીનની પછવાડે શાંત રીતે ઉભાં રેહશો તો હું હવે "કનફેશન" ને વાસ્તે મી० જોનસનને અત્રે બોલાવી લાઊં! જાંહાંગીર! જો તારૂં ઉગર શાંત નહીં રેહી શકતું હોએ તો ખુદા ખાતર તું તારા ઓરડામાં પાછો જા! મેજીસ્ટ્રેટની હાજરી દરમ્યાન સકીનની પાછળથી તું એક શબ્દ વરીક બોચરતો ના. લોહીનો ગોટ ગળીને બધો એકરાર ગુપચાપ સાંભલ્યા કરજે! સમજેછ કે" અને સબુરી અને ધીરજનાં સખુનો તેને કહી સંભળાવી ડૉ० હોમીએ નાંજાંનાં બીછાંણાની પાછળ ભીંતની નજદીક ઉભા કરેલા સકીનની પાછળ જાંહાંગીર તેમજ તેની મોહરદાર આલાંને લઈ જઈ ત્યાં ખુરશી ઉપર બેસાડયાં અને લાગલો પાસેના ઓરડામાંથી મેજીસ્ટ્રેટને બોલાવવા દોડયો.

"આવ દીકરી મારી આગલ આવ" નાંજાંબાય જે જાંહાંગીર ઉસ્કેરણીથી સખત તાણાંતાણીથી બોલ્યો હતો. તેનો સહેજબી જવાબ આપ્યા વગરજ તેઓને સકીન પાછળ ગયલાં જોઈ, પોતાનાં બીછાંણાં નજદીકની ખુરશી ઉપર જાલેજરની દીકરી જરને ધાસ્તીથી ધ્રુજતાં નાંજાં

તરફજ એકી ટગરે જોતી હતી તેની તરફ પોતાની નજદીક હેડવી ધીમેથી બોલી ઉઠી ! "આવ દીકરી મારી-મને તું ભેટ તો ખરી-એમ એમ ગભરાયછ કાંય ? હું પાપી છેઉં તેથી બીહેછ—"

નાંજાનું આ ભેદભર્યું બોલવું સાંભળી જર તો ચીંતા અને ધાસ્તીથી એકદમ ચોંકી અને પોતાની ખુરસી ઉપરથી ઉઠી એકદમ જાલેજર આગળ આવી ધ્રુજતા હોઠોથી પુકારી ઉઠી. "પપાજી ! પપાજી ! મારો-મારો-મને તો ઠંડી લાગેછ-મારો-મારો જીવ ફરેછ-મને તો આએ દોજખખાનામાં આવવા પછી ધાસ્તી લાગેછ-ઓ ! ખોદાને ખાતર ! તમે મને-મને લઈ જાઓ-આએ ઓરત મને-મને-કાંઇ-કાંઈ ભેટવા માંગેછ-ઓ ! મને-મને-કાંઇ થાયછ-ધાસ્તીથી ઠંડીનાં લખલખાં છુટેછ-તમે પપા અહીંથી પાછા ચાલો."

જાલેજર તો કાંઇજ બોલી શકયો નહીં. તેનો બીચારો એક પછી એક ભરમોથી તદ્દનજ આજેજ બની રહયો હતો. નાંજા તેની દીકરીને પોતા આગળ શા માટે બોલાવતી હતી, અને તેની દીકરી તોફાની પવનનાં સુસવાટામાં હીલતાં ઝાડનાં ધ્રુજતાં પાંદડાં પેરે શા માટે ધાસ્તી અને ચીંતાથી ધ્રુજતી ઠરઠરતી હતી તે તેને મુંદ્દલજ સમજ પડી નહીં.

"આવ દીકરી મારી આગલ આવ-મરતી વખતે મને ભેટ-તું મારી દીકરી મને કેવું છાતીમાં થાયછ-મને-મને-ના તવલાવ-મારી આગલ આવ તુંજ મારી દીકરી છે-ઓ-તારે ખાતર-તારાં સુખને ખાતર મેં ઘણાં પાપો કીધાં-ઓ-ઘણાં નીરદોષો ઉપર મેં જફા પાડી-પણ ખોદા મારા-હું આવી હાલતે પુગીછ-બીહ નાં મારી નજદીક આવ -"

"નાજાં ! મારી દીકરી ગભરાઈ ગેઈછે તેમાં તું એને વધારે ગભરાવ નાં. શાંત રહે, એ તારી આગલ આવવા ડરેછ" જાલેજર મોટેથી બોલી ઉઠયો અને તાબી અસારતથી પોતાની દીકરીને તે ઓરત આગલ જવા કહયું, પણ જર તો બે ડગલાં પાછલ હટી ધાસ્તીથી બોલી ઉઠી "નહીં-પપા-નહીં મને- તો એ રાંડનું મોહુંબી જોવા ગમતું નથી તમે બસ અહીંથી ચાલો નહીં તો ધાસતીથી હું મરી જવશ. પપા-પપાજી આએ ભેદભરી કંગાલ ઓરતથી મને ધ્રુજરાં છુટેછ ઓ-તમે ચાલો-એને ભેટવા હું નથી માંગતી-એ રાંડનુ મોંહુ જોઇને મને લખલખાં છુટી આવેછ."

"અફસોસ ! દીકરી તારે ખાતર-તારાં સુખને ખાતર મેં તરેહવાર ઉંધાંચતાં કરી છેવટે હું આજે નતીજે આવી પોંહચી. તુંને કંગાલ જીદ-

ગીમાંથી સુખ ને લાડ વચ્ચે મોજ મારતી કરવાની દરેક કોશેસો કરી મેં કાવત્રાં રચ્યાં તો તેનો બદલો તું આવો વાલેછ ? આહ-તું મને ધીક્કારેછ ?" નાંજાં અત્રે ઘણી ઉશ્કેરાઈ આવી મોટે મોટે બોલવા પડી ! "રાંડ તું માય જેવી માયને ઘણે વરસે ભેટે નહીં ? દીકરી જેવી દીકરી થઇને-તું માયને જોતાં કમકમેછ—સગી માયને ભેટતાં સુગાએય ! આહ ! આવાનીજ મેં આસા નહીં રાખેલી, અફસોસ" અને તેનાં જીગરમાંથી એક લાંબી સરદ હાય નીકલી.

"એંહે–માય ?–દીકરી ? એ તું શું બોલેછ ? કંગાલ ઓરત ? સર જાલેજર જનુનથી બોલ્યો "નાંજાં ? તું વગર વિચારે જે બોલેછ તેથી મારી દીકરીને થતું દુઃખ તું યાદ કર ! તારૂં ભેજું નથી. દીકરી કોણની ? ને માય કોણ ?"

"પપા–એ તો રાંડ ઘેલી છે, તમે ચાલો અહીંથી–એ તો રાંડ હવે કાંઈ નહીં વલતું તારે ગરે પડેછ કે હું એની દીકરી થાઉં–એ હવે તક્કટ કરેછ કે એ મારી રાંડ પેટબરી કંગાલ માય થાય. પપા, તમે ચાલો. હું માંગી લેવુંછ કે તમે અહીંથી બસ આવો, નહીં તો–આએ રાંડ કમાની નીચ ઓરત વરી કાંઈ તરેહવાર ગુલબાંનો ઉભાં કરશે !"

આએજ વખતે ડો૰ હોમી મી૰ જૉનસનને લઈ અંદર આવ્યો. અને જરનાં છેવટનાં શબ્દો બાપ દીકરીનાં ચહેરા ઉશ્કેરાયલા અને ચીંતાતુર હોવાથી તથા જાલેજર તેમજ જર ફરીને જવા કરતાં હોવાથી હોમીએ આગલ આવી તેનો સબબ જાણવા માંગ્યો જેનાં જવાબમાં જાલેજર ઉશકેરાએલી અદાથી બુમ પાડી ઉઠયો, "હોમી તેં આએ ઘેલી ઓરતનાં નાણાંને અપમાન ખમવા અહીં બોલાવ્યાં ? એનું ભેજું નથી–તારા જવા પછી એ હવે ગળે પડેછ કે મારી જર તો એની દીકરી થાય ને એ રાંડ બદમાશ લુચ્ચી મારી દીકરીની માય થાય. એનો દીવાની લાગેય."

"તમે જરા ધીરજ ધરો, સર જાલેજર ! એ ઓરત ઘેલી નથીજ ! એનો એકરાર જ્યારે તમે ધીરજથી સાંભળસો ત્યારે તમને બધો ભેદ માલમ પડશે" અને જાલેજર તેમજ જરને ધીરજ આપી એક બાજુ બેસાડયાં, તેટલાં અરસામાં ધન હીરામાણેક મી૰ જૉનસન મેજીસ્ટ્રેટને બીછાંણાં નજદીક બેસાડી દરેક પ્રકારનો ખુલાસો કીધો, અને મેજીસ્ટ્રેટ તેબલ ઉપરથી કાગજ પેન લઈ કાંઈ લખવા પડયો. આ બલો સાહેબ અને જચ્ચ મેજીસ્ટ્રેટ લાંબાં વખતનો અલ્લાહબાદનો અસલી રહીશ હતો,

અને પારસી સરકલોમાં વધુ પલોટાએલો હોવાથી તેને ગુજરાતી ભાષાની સારી માહીતી હોવાથીજ ડૉ૦ હોમીનેબી સારી રવેશે ઓળખતો હોવાથીજ આવી મોડી રાતેબી નાંજાંનો એકરાર લખી લેવા તુરતાતુરત એક બોલે આવી પોહચ્યો.

"હવે તું આ મી૦ જૉનસન મેજીસ્ત્રેટ આગળ ખુદાને હાજર નાજર જાણી તદનજ સાચો ને ખરો એકરાર કરી તારી છાટી ખુલી કર." ડો૦ હોમીએ નાંજાંને મોટેથી કહયું.

"હા-હું કાહરે મારો એકરાર કરી મારી છાટી ખુલ્લી કરૂં તેની વારજ જોઉંછ-ખોદા-મારાં પાપ તું કેમ માફ કરશે!"

મી૦ જોનસન મેજીસ્ત્રેટે કાગજ ઉપર નાંજાંનું નામ નીસાન વગેરે હકીકત લખી નાંજાં ગમ દયાથી જોઈ બોલ્યો "અભાગણી ઓરત! હવે મારી આગળ જે ખુલાસો કરે તે તદન ખરો જણાવજે! કોઈની ઉસ્કેરણીથી કે અદાવતથી કે લુચ્છાઈથી કરસે નહીં-ખોદાનાં કસમ ખાતાં એકરાર કરજે."

"હા હું તદનજ સાચો એકરાર કરસ-આહ-મારી છાટી ભરાઈ રેહલી-હું ખાલી કરૂં તો સુખેથી મરૂં-ખોદા-ખોદા" અને નાંજાંએ એક લાંબી સરદ હાય મારી અને પોતાનો સાચો એકરાર તે મેજીસ્ત્રેટ આગળ કરવા લાગી.

તે ઓરડામાં શાંત ચૂપકી વ્યાપી રહી હતી. સર જાલેજર અને જર તો જાણે કે પોતાનાં લાંબા દમ ખેંચવાંથીબી આ ઓરતનો એકરાર તેઓથી સાંભળી ન શકાય એમ ઉંચે દમે અધીરતાને આતુરતાથી નાંજાં ગમ ધીક્કારની નજરથી જોતાં બેસી રહયાં અને રતન મેહતાબી એક બોલ વટીક બોલ્યા વિનાં પથરનાં પુટલાં મીસાળ જ્યારનો તે ઓરડામાં આવ્યો ત્યારનો બેસી રહયો હતો.

---

# પ્રકરણ ૫૧ મું.

"ફના હય આખર સરાએ ફાની, હય ચાર દીનકી યહ જીંદગાની;
ન હય બુહડાપા ન હય જવાની, વહ હય ફસના યહ હય કહાની;
રહેગી નેકોંકી યાદગારી -ઇલાહી તઉબા, ઇલાહી તઉબા.—"

"મારી અજલ નજદીક આવેલી લાગેછે તેથીજ મરતી વખત મારા પાપનો બોજો મારી છાતીપરથી ઓછો કરવા હું બધો ખુલાસો કરૂંછ તે તદનજ સાચો છે" નાંજાંએ દુઃખની તીક્ષણ લાગણીઓથી શરૂ કીધું. "અહા! જો મારા સુખની વચ્ચે તે બેહસતન ફાંચડ નહીં મારતે તો આજે હું ધનનાં ઢગલા પર બેસી હું સુખીજ થએલી જોતે, ને મને અદેખાઇથી જલતાં જીગરે કીનો લેવાની કશીબી ફરજ પડતે નહીંજ. હું ગરીબાઇમાં અવતરી હોવાથી હું જ્વેલેજર જસાવાલાને ત્યાં એવનની મરનાર મોહરદારની સાથી તરીકે ચાકરીએ રહી. બેહસ્તન એકજ જીદ્દની અને પોતાનાં ટેક અને ટેકાવમાંજ રેહનારી તુમાખી હતી.

"હું જ્વેલેજરને બંગલે બેહસતનની આગળ રેહી તે પછી કેટલેક વખતે બેહસતનનો એક ભાઈ માણેકશાહ દાવર પોતાની બેહનને ત્યાં રેહવા ગામથી આવ્યો, અને તે આયોને આયો મારાં ઉંધા કીસમતનો પાયો રચાયો. બેહસતનનો આએ ભાઇ માણેકશાહ આયો ને આયો તે દહારથીજ મારી ઉપર ઘણુંજ ધ્યાન આપવા લાગો, અને મારી સાથે વાતચીતમાં ઘણો ઉમંગ લેવા લાગ્યો. બેહસ્તનનો ભાઈ ઘણો સોહામણો અને સાથે વલી મારા જેવોજ બોલી દરાઝ અને હસમુખો હોવાથી હમુને ઘણું સોહવાઈ ગયું. દીવસો પસાર થયા અને હમો વચ્ચેનો એખલાસ વધતોજ ચાલ્યો, અને મને વારંવાર માણેક સાથ એકાંતમાં વાત કરવાની ટક મલતી. બેહસતનની નજર ચુકાવી હુંબી હમેશ તેને મલતી ભેટતી હતી. વાત વધતીજ ચાલી. અને હમારી આવી દીલચાલ પર બેહસ્તનને મજબુત વેહેમ પેઠો અને મારી સાથ વાત ન કરવા, ઘણો લાહરો નહીં આપવા, તથા પોતાનાં ઉંચાં ખાનદાનનો ટેક જાલવી નોકર વર્ગ સાથ જાજો સંબંધ ન રાખવા બેહસ્તને પોતાના આ ભાઇને શીખામણ દીધી. તે પછી હમે છુપાછુપ મલતાં, ભેટતાં રહયાં. મારી ગરીબી હાલતમાં માણેક જેવો ચીકામદાર બીહ્લુ મળે તો હું હરદે-

સરીમાંથી સદાની છુટી થાઉં એવાજ ઇરાદાથી મેં એને વધુને વધુ મારી તરફ ખેંચ્યો, ને એમી ભોલાઈમાં મારી પર અંજાઈ લોભાઈ મોહીત પડી મારી તરફ ખેંચાઈ ગીયો. જ્યારે પોતાનો પોતાની બાહરગામ નોકરીએ જવાનો વખત નજદીક આવેલો હોવાથી માણેક જવા નીકલ્યો તારે મેં રડીબડીને એની દીલસોજી ખેંચી લીધી અને આટલો વખતવેર મારી સાથ આવી એખલાસ ભરી રીતે સાથે રહેલો એવા દાબદબાણભરી વાતો કરીને તે ભોલાને મેં ઠગ્યો ને કાંઈબી કરી છુપાછુપ લગન કરી નાખવાની ગોઠવણ કરવા મેં ઓહસ કીધી ને મેં એવું તે વેળા ધમકી ભર્યું કહી સંભળાવ્યું કે જો તે આએ રસ્તો નહીં સાંધી બહારગામ ચાલી જશે તો બધી વાત બાહર પાડી હું મરી જવસ. પોતાની આબરૂને વાસ્તે બીધો ને છુપાછુપ લગન કરી નાખી પછી બાહરગામ જવાની કબુલાત આપી. ને લગનનો દીવસ નકકી કરી ચીઠી લખી તે છુપાછુપ જણાવે તારે તૈયારી કરવા મને એને જણાવ્યું. આહ! મારી જુઠી સાચ્ચી બનાવતી વાતથી અને રડી તતરીને ઓખ્ખારૂં કરી નાખવાથી આ ભોલો છેતરાયો. ગભરાયો, ને મારી મરજી મુજબ ચાલવા કબુલ થયો. પણ અફસોસ મારાં એ સુખમાં એ બેહસ્તન–માણેકની બેહેન–વચ્ચે આડે નડી! લગનનો દીવસ નકકી કરવાને લગતી મારી પર લખેલી ચીઠી અકસમાત રીતે મારી એ બેહસ્તન બાઈનાંજ હાથમાં ગેઈ અને બધો ભરમ ફુટી ગીયો. મારી બાઇએ જાણે કે કશામાં હોય નહીં તેમ છુપુંજ રાખ્યું અને જે દીવસે હમે છુપાછુપ પણવાનાં ઉતાં તેની ત્રણ દીવસ અગાઉ બેહસ્તન મારી આગલ હસ્તી હસ્તી આવી ને તુરતાતુરત પોતાની સાથે પોતાની સહી જે બીજે ગામ ઉતી ત્યાં આવવા અને કપડાંચપડાં ગોઠવી લેવા મને અરજ કીધી, તે વેળા મેં જરાબી ખ્યાલ કીધો નહીં કે હમારો તાગરો બધો બઇને ખબર પડી ગીયોછ તેથીજ એ બેહસ્તન પોતાનાં ભાઇને હીણપસ્તીમાંથી બચાવવા પોતા સાથ મને બાંહરગામ આવવા કરેછ. મેં ના કેહી તરેહવાર હીલાંબાંહણાં કાડયાં, ને મને તો જરૂરનું કામ હોવાથી બાંહનું કાઢયું ને હું બજીદ થઈ તારે એ બેહસ્તને મને સધ્યારો આપ્યો કે પોતાની સગીને ગામ હું બી બેહસતન સાથ જાઉંને પછી તુરતા તુરતજ વલતી ગાડીએ બાઈ મને પાછી મોકલાવી દેશે એવી ખાતરી પર ખાતરી આપી ને તેવા ભરૂસા ઉપર હું બેહસતન સાથ તૈયાર થઈ. અને ગામ ગયા પછી મને પાછી જવા સાફ ના પાડી પોતાની માંદી તબીયેતનું બાંહણું કહાડી પોતા આગળજ રેહવા જણાવ્યું, લગનનો દીવસ નકકી કીધેલો વીંટાવી દેવાની આ બધી આડકતરી રીતે છુપાછુપ ઠગબાજીને દગલબાજી ચલાવી! ઓ–ઓદા

જે દીવસે હું છુપાછુપ પરણી જનાર ઉતી તે દીવસે આવી રીતે હું ફસી પડેલી જોઈ મારા જીગરમાં ઘણીજ નિરાસા અને નાસીપાસી પેદા થઈ! હું કેવી રીતે આ વાતની ખબર એહસતનને કેહું તેથી હું ચુપજ બેઠી.

"આખરે પખવાડયું વીતાં બાદ એહસતન પાછી મારી સાથે પોતાને બંગલે આવવા નીકલી. મને માલમ પડયું કે માણેક તો ફફડેલો ચટકેલો પોતાને ગામ ચાકરીએ ચાલી ગયલો! અરેરે! તે વખતે મારાં જીગરમાં થયલી નીરાસી અને નાસીપાસીનો ભાર હું ખમી ન શકવાથી હું દીવસનાં દીવસો વેર છુપાછુપ રડવા લાગી! પાછળથી મને બધું માલમ પડયું કે આએ બધાં કારસ્તાન એનાં ભાઇ સાથ નહીં પરણું એવા ઇરીદાથીજ કીધાં હતાં ને તેમાં એ ફાવીને હું તદનજ હારી ગેઈ! થોડો વખત પછી હું ગરીબા ગુરીબ સાથ પરણી તેવીજ દલદેસરીમાં સંસાર ભોગવવા લાગી અને માણેક સાથ પરણી હું કેવી સુખી થઈ જરદાર માલેતુજાર થઇ ધનનાં ઢગલા પર બેસી રાજ કરતી રાણી તરીકે મોજ મારતે એવા ખ્યાલોથી મારા આ ગરીબરા સંસારમાં મને રાત દીવસ રડવું આવતું'તું, ને તેવા દલદેસરીનાં વખતમાં મેં ખુદાને બાર કસમ નોંધાવ્યા કે આએ રાંડ પેટ-બરીએ કારસ્તાન અને કરતુક કરી મને હાથતાલી આપી મારૂં સુખ લુટી લીધું હતું તો એ રાંડ પર કીનો લેવો તોજ મારી પેટની આગ ઠંડી પડશે. મેં પણ્યા પછી એ એહસતનની ચાકરી છોડી દીધી અને મારૂં વેર લેવા તરેહવાર મેં પાટયાં ગોઠવવાની યુકતી રચવા માંડી અને આખરે એક દાવ મેં રચ્યો. એહસ્તનનાં સહવાસ વચ્ચે હું આવેલી તે વારે મેં જોયુંતું કે મરનાર વહેમી અને કાચાકાનની ઉતી અને તેનો લાભ લઈ એના સુખનું સત્યાનાશ વાલવાનો મેં કસદ કીધો. મરનારનો ધણી ગામોગામ જ્યારે ફરવા ગયો તારે મેં મારાં કરતુકની શરૂઆત કીધી અને એ મરનારનો ધણી બીજી ઓરતની બદફેલીમાં ચકચુર થયલો હોવાથીજ તેને છોડી ને બીજી સાથ ગામોગામ મોજ મારનો હતો એવે મતલબનું નનામું કાગજ મરનાર પર લખીને પોતાનાં ધણીની સામે મેં ઉસ્કેરી મુકી અને એ કાચા કાનની હોવાથી એની ઉપર તે કાગજથી તુરતા તુરતજ વીજલીની માફક અસર થઈ ને મારા કીનાની શરૂઆટ એવી ફતેહમંદીથી પાર પડતી જોઈ હું આનંદથી ખુશી થવા લાગી."

હયાં આ બદકાર દમ ખાવા ડોબી. પોતાની મરનાર મોહરદારને લગતી ખેદકારક હેકીકત આ પાપી નાગણને મોંઢેથી સાંભળતાં સર જાલેજરતો પીતો ગોયા ઉછળી આવતો હતો, તેની છાટીમાંથી ચાલુ હાય બાહર નીક-

ળતી હતી અને પોતાનો ધીક્કાર પોતાનાં જીગરમાં ન સમાવાથી સઘો ઉભરો બાહર કાઢવા અને નાજાં ઉપર ધુન્જારો કરવા તે વારંવાર જનુનમાં આવી ઉસ્કેરણીનાં આવેશથી બોલવા જતો હતો પરંતુ તેની પાસેજ ઉભેલો ડૉ૦ હોમી તેને વારંવાર અટકાવી તેને ખામોશ રેહવા અર્જ કરતો હોવાથી સર જાલેજરને લાઈલાજ ચુપ બેસવાની ફરજ પડી હતી.

થોડો વખત દમ લઈ નાંજાંએ પાછું શરૂ કીધું. "મેં તે પછી તેનાં ધણીની વીરૂધ તરેહવાર નનામાં કાગજો લખી એ મરનારને મેં બહુજ કાચા કાનની કરી નાખી સદંતર વેહમી બનાવી મુકી અને તેનો ધણી તેને છોડીને તે કોઈ ઓરત સાથેજ મોજમજાહ મારતો હતો એમજ મરનારનાં ભેજાંમાં ઠસી ગીયું. પોતાના ધણીની આ ચાલ માટે મરનાર રડી તતરીને તરેહવાર તોફાનો કરવા પડી. પોતાનો એ વેહમ બી મરનારે ખરો પડેલો એમ જોયો કે મરનારના ધણી જાલેજરને ચોકકસ ફેમીલીની એક કુંવારી અબળા સાથ ઘણું સારું ઉતું તેથી તે વેળા મુસાફરીએ સાથે હોવાથી તેનો ધણી તેને લઈ નહીં ગીયો ને એખલો મજાહ ભોગવવા ગીયો એમ મનમાં મરનારે મજબુટ વહેમ ધર્યો ને રાત દીવસ રડીબડીને તોફાનો કરી પોતાના ધણી ઉપર તરેહવાર બોહતાનો ભર્યાં કાગજો લખવા પડી! આ વખતે મરનારની બે જીવસે હાલત ઉતી અને તૈયારી નજદીક ઉતીને આવે વખતે દાવ લેવાનું મેં ઘણું નેકજ વિચાર્યું. આખરે મરનારના ધણી જાલેજર પાછા ફર્યાં અને ધણીધણ્યાણી વચ્ચે ઘણી મારામારી ને ગાલાગાલી ચાલેલી મને ખબર પડી આ બેહસતને પોતાની સાથે મરનારને લેઈ જવાને બદલે પેલી સાથ મોજમજાહ કરવા નીકળી પડવા માટે ઘણોજ ધીકકાર ને ફીટકાર નાંખ્યો અને તેનો આશરો છોડી જવાની ધમકી આપી. આ બાજુ જાલેજર આ બધી તાણા જાણીથી અને પોતાની મોહરદારથી આવી વર્તણુંકની સ્વપ્ને વટીક આસા ન રાખેલી એવી ચલચલણથી ઘણોજ જનુનમાં આવી ગીયા અને ગુસ્સાને જુસ્સાના આવેશમાં આવી પોતાની મોહરદારને તેણે ઘણીજ ફફડાવી અને તેનો આસરો છોડી જાએ તો તેની તેને કોઈબી પ્રકારે પરવાહ નહીં ઉતી એમ ધારી તેનાંથી થાય તે કરવા કહ્યું, અને પોતાનો ધણી પારકી અબળાની સંગતમાં ફસેલો હોવો જોઈએ તેથીજ તણીને એમ ચાલી જવા કેહછ એમ મનમાં ખુરૂ લાવી તેજ રાતે પોતાનાં ધણીનાં મેહલ જેવા બંગલામાંથી તમામ સુખને ત્યાગ કરી તેનાં આસરેથી નીકલી એકદમ ચાલી જવાનો મજબુટ કસદ કીધો અને આવી બેજીવની હાલરે છેલ્લી ઘડીએ મરનારને મનેજ આયદે યાદ કીધી અને રાતોસત મારાંજ ઘરમાં પોતાનો ધણીનો આસરો છોડી નાહસી આવી"

---

# પ્રકરણ ૫૨ મું.

## નાંજા માયનો એકરાર.

લુચ્ચી નાંજાએ થોડો વખત દમ ખાઈ પોતાનો એકરાર આગળ ચલાવ્યો.

"મરનાર ગતોરાત પોતાનાં ધણી સાથ મારામારી કરી તેનો આસરો છોડી મારે તાંહાં આવી તારે હું મારૂં વેર વળેલું જોઈ અંદરથી મગન થઈ. આહ! તે વેળા મારૂં ઘણું મન હતું કે એ રાંડે મારાં સુખની વચ્ચે કેવી રીતે ફાંચર મારી મારાં લગન અટકાવવાની કેવી રીતે કારસ્તાન ભરી બાજી રચી હતી તે સર્વ એને કહી દેઉં, પણ તે વખતે એહસતન પોતાનાં ઘણાં દુઃખમાં ને વીલાપમાં હોવાથી તથા એ જીવની હાલટમા હોવાથી ગલે ગાંઠ ને મોંઢે દુઃચો મારી લોહીનો ગોટ ગરયો, ને જાણે અગાઉનો ગમખ્વાર બનાવ બન્યોજ નહીં હોએ એમજ ધારી મરનારને મેં ઘણો દીલાસો અને ધીરજ આપી, અને વખત તદનજ નજદીક આવેલો હુવાથી તેને લગતી મેં દોડાદોડી કીધી અને મોડી રાતે મરનારે એક છોકરીનો ઘણી મેહનતે જનમ આપ્યો અને–અને મારા હાથમાં તેને પોતાનો પરાણ છોડયો! આહ! જે ઓરતે મારૂં નખોદ વાલ્યું તેજ આખરે મારાજ ઘરમાં પોતાનાં પાપની સજા ભોગવતી દુઃખમાં આવી મારાજ હાથમાં મરી ગેઈ!"

આ બાજુ સર જાલેજર જસાવાલાના જીગરમાં ધીકકાર ફીટકાર અને તીરસકારની લાગણીનાં જુસ્સાઓ ઉછાળા મારતા હતા અને પોતાનાં સુખી ઘરનું ગોયા સત્યાનાસ વાળી નાખનાર આ બદમાસ, દગલબાજ અને ગુનેહગાર ઓરતની ગરદન ત્યાંની ત્યાંજ દાબી દેવા જેવી ગુસ્સાભરી લાગણી તે વારંવાર બતાવતો રહયો હતો મગર ડા૦ હોમી તેને મજબુટ પકડી ખામોશ રહેવા ધીમેથી કહેતો હોવાથી તે લોહીનો ગોટ ગળી ચુપચુપ આ ઝેરી નાગણનો એકરાર ઉંચે દમે આગળ ને આગળ સાંભળ્યા કરતો હતો.

"મારા ધણી નવરોજી સાથ પરણી પણ તેની સાથ પરણી હું પસ્તાઈ." નાંજાએ પાછું શરૂ કીધું. "કાંકે એહસ્તી ઘણોજ છાકટો લુચ્ચો ને જુગારી નીકળ્યો ને મને મારફાર કરવા લાગ્યો અને હમારા વચ્ચે રોજની જુંએસ લાગ્યા કીધી. તે પછી મારી એ જીવની હાલટ થઈ અને દારની મોહકાનમાં મારો ધણી ગુજરી ગીયો ને જ્યારે જાલેજરની મરનાર

મોહરદાર મારે ત્યાં આસરો સોહધતી તથા પોતાનાં બે જીવનાં છુટકારા માટે આવી તારે મારા હાથમાં આસરે મારી એક મહીનાની નાની બુચી હતી. માત્ર એક મહીનો અગાઉનીજ હું છુટી હતી ને મારે ત્યાં બુચીનો જનમ થયો હતો. મને શરૂઆતથીજ બચ્ચાંને નામની ઘણી અબીતરી ઉતી ને બેજીવની હાલત થતાંજ મને ઘણી અકરવકર થવા લાગી. મને બચ્ચાં રાખવા કે પાલવાનો ઘણોજ કંટાળો ઉતો. બચ્ચાં મને મુદલજ ગમતાં'તાં નહીં ને મારે ત્યાં એવી એક બલા અવતરવાથી હું વધુ આપદામાં આવી પડી ને રાંડ જલદીથી મરી જાય એમજ હું વીચારવા ને ખુદા પાસ દુઆ માંગવા લાગી. બેહસતને જ્યારે એક છોકરીનો જનમ આપી પોતાનો જીવ મુકી દીધો કે મે તુરતા તુરત જાલેજરના બંગલામાં આ ગમખ્વાર બનાવને લગતી ખબર કીધી ને મરનારને મારા ઘરમાંથી રાતોરાત પોતાને બંગલે લેઈ જવામાં આવી. બેહસતનની તુરતની જન્મેલી છોકરીને મારે ત્યાંજ રાખવાની લાલ તુલકતો જાલેજરે તેમજ બધાં બીજાં સાથે આવનારાંઓએ બોહસ કીધી ને તે નાની પોરીને મેંજ મારે ત્યાં રાખી."

થોડોકવાર દમ ખાઇ તેણીએ આગલ ચલાવ્યું "મરનારનાં મરણ પછી મરનારને માટે જાલેજરને ઘણુંજ નામોશીમાં આવવું પડયું અને મારા ઘરમાં મરનાર મરી ગીએલી હોવાથી ઘણી નીંદને જનમ આપ્યો અને લોકો આ વર બૈયરની પંચાતીનું મોટું રૂપ આપી ઘણી નીંદાઓ કરી જાલેજરને લોક વગોવા લાગ્યાં, તેથી તેમાંથી બચવા જાલેજરે દુર દેશાવર જવાનો વિચાર કીધો ને પોતાની છોકરીને મારેજ ત્યાં મારેજ આસરે ઉધારવાની મને અરજ કીધી કે જેનાં બદલામાં મને નાણાંની રકમ ચાલુ મોકલી આપવાનો બંદોબસ્ત કીધો, અને ગમ ભુલાવા અને નીંદામાંથા બચવા છેક દુર દેશાવર ચાલી ગીયા.

"આએ વખતે મને મારો અંકુરો કીનો લેવા ગમ્યો અને મેં બધાં પાટીયાં ગોઠવ્યાં ને તેમાં હું ફતેહ પામી. જાલેજર તરફથી પોતાની બુચીની બરદાસને માટે મને સારી રકમ મલતી હોવાથી જ્યાં હું વસતીતી ત્યાંથી બીજે ગામ જઈ વસી અને ત્યાં મેં છોકરીઓને અદલબદલ કરી કીનો ને વેર લેવાનો સંકેટ રચ્યો. બે વરસ વહી ગીયાં. જાલેજરે પોતાની બુચીનું નામ મને જર રાખવા ખાસ કહી ગીયાતા તેથી મેં મારી છોકરીનું નામ જર રાખ્યું, તે જાલેજરની છોકરીનું નામ પરીન રાખ્યું. હું બે પોરીઓથી ઘણી કંટાલવા લાગી અને મારૂં વેર જલદી વલી રેહે એમ વિચારી મેં મારાથી જાલેજરની બુચીને હવે વધુવાર પલાતી નહીં હોવાથી જાલેજરે

આંવી જરૂર લઈ જવી એવી રીતનું એક લંબાણુ કાગજ મેં જાલેજર પર લખી વાલ્યું ને હું મારાં સગાંને ત્યાં હમેશની રેહવા જતી હોવાથી પોતાની દીકરીને હવે પોતાની સાથે રાખવા નહીં તો બીજાને સોંપી દેવા મેં તે કાગજમાં આજુજી કીધી ને જવાબની રાહ જોતી હું હોબી. એવણે મારી પર જવાબ લખ્યો ને પોતાની છોકરીને ગામથી આવીને થોડા વખતમાં લઈ જશે એવો જવાબથી મને ઘણો સધ્યારો મલ્યો ને એવનની મેં કાગરે ડોલે વાંર જોયા કીધી.

" વચમાં કેટલાક દિવસ વહી ગીયા, એક દિવસ જાલેજર મારે ત્યાં આયા અને પોતાની છોકરીને પોતાની સાથે લઇ જવા માગતા હોવાથી મેં તે વખતે એવનની છોકરીને નહીં આપતાં મારી પોતાની છોકરીને એવનને અસ્તક સ્વાધીન કીધી, અને એવનની છોકરીને મારીજ પાસેજ રાખી ! આહા ! આએ પોરીની માએ મારાં સુખનું સત્યાનાશ વાલી નાખ્યું. તું તેનો બાકી રહેલો કીનો એ છોકરી પર લેવાને લીધેજ મેં એ છોકરીને મારી પાસે રાખી અને મારી છોકરી જાલેજરને આપી દીધી. જાલેજર આયા તે વખતે એવનની છોકરી પર નજર નહીં પરે તેથી મેં તેને આંધી પાછી કરી નાખી કે જેથી તેને જોઇને કોઇબી રીતનાં સવાલો તેવન ઉભા કરે નહીં."

સર જાલેજર તો આ એકરારથી ગાયાદંગ થઈ ગયો, અને તુમાખી જર આ છોકરાંઓની અદલા બદલીની ભયનક ખબર સાંભળી હરણ-ફાર થઈ ગેઈ. ધાસ્તીથી ગોયા તેની છાતીજ ફાટી જવા લાગી અને ખુરસી ઉપર ગુપસુપ બેસી રહી.

" આહા, ચંડાલ ઓરત ! આએ તેં શું કારસ્તાન કીધાં ?" જાલેજર જનુનનાં આવેશમાં આવી એકાએક બુમ પાડી ઉઠયો. " તારૂં સત્યાનાસ થાએ તારૂં ! તેં મારા સંસારની ધુલધાણી કીધી, પણ મારાં ને બીજાંના સુખનું સદંતર સત્યાનાશ વાળી નાંખ્યું. આહ ! જાણે એવું થાયછ કે—"

" ખામોશ, જાલેજર શેઠ, ખામોસ !" જાલેજર નાંજાંના બીછાંણા નજદીક જનુનથી ધસી આવતાં જોઈ ડો૦ હોમી તેને અટકાવી તેને પકડીને ખુરસી ઉપર બેસાડી માયાથી બોલ્યો. " તમે પોતાને મેહરબાની કરી ભુલી નાં જાઓ. મી૦ જોનસનને આવી રીતથી ઘણું ખોટી થવું પડેછ માટે એકરારની આખેરી વેર તમે શાંત રહી તમારો ગુસ્સો દાબી રાખસો તો બેહતર !"

"આહ! મારૂં લોહી એવું તો ઉકળી આવેચ કે એ બદમાસ ઓરતનો ટોટો ઓચ દાબી દેઉં! એનું લોહી પીઉં એનો જીવ લઉં! મારી મરનાર સાલેસ મોહરદારનાં કાન ભંભેરી તેને બીચારીને આવી અભાગણીને જીવલેણ અને દયાજનક નાચાર હાલટમાં મારી નાંખવાનો બધો જુમો એજ રાંડ કારસતાંનનાં સરપર લટકસે! એ બદમાસ મારી મરનાર મોહરદારની ખુની છે. આહ ચંડાલ—"

"સર જાલેજર, તમારી આવી કઢંગી સ્થીતી આ ઓરતના એકરારથી થઈ પડીછ તેથી હું દલગીર છું." મીο જૉનસન જાલેજર તરફ ફરી ધીમેથી સમજાવી બોલ્યો, "પણ મારે ખાતર તમે શાંત રેહી આ ઓરતનો એકરાર મને પુરો કરવા દેસો તો હું ખુશી થવસ. તે પછી તમે જેમ કરવા ઇચ્છશો તે મુજબ હું ખુશીથી અમલ કરસ."

સર જાલેજરને ડોο હોમીએ ઘણો સધ્યારો આપ્યો અને આ અભાગ્યો ડોસો પોતાનાં બંને હાથ આંખ ઉપર ઢાંકી ડચકાં ખાતો ખુરસી ઉપર પડી રહ્યો!

---

# પ્રકરણ ૫૩ મું.

---

જાલેજરને શાંત કરી મીο જૉનસને નાંજાને વધુ ખુલાસો કરવા અરજ કીધી અને નાંજાએ પોતાનો એકરાર આગલ ચલાવ્યો.

"જાલેજર જે દહાડે આવ્યા તેજ દહારે મારી છોકરી જરને લઇ તુરતા તુરત ચાલી ગયા અને જતી વખત મારી મેહનતના બદલામાં મને ચોકસ નાણાંની રકમ આપી ગીયા! તેવણના જવા પછી મેં છુટકારાનો લાંબો દમ ખેંચ્યો! આહ! મારૂં વેર અરધું વળેલું જોઈ હું ખુશી થઇને સાથે લાગી મારી દીકરી પૈસાવાલાને તાં પલાઈ ભવીષમાં સુખી થઈ જશે એવા વિચારથી મને એવરી ખુશાલી લાગી. તાર પછી હું જાલેજરની છોકરી પરીનને લઈ અહીંતહીં ફરી અને આખરે થોડો વખત રહી મારાં સગાંને ત્યાં બહનેરા જવા હું એક અભાગ્યા દીવસે નાગપોર મેલમાં ઉપરી અને રાતે શેગાબનાં સ્ટેશનથી થોડે દુર હમારી ત્રેન ઘાસલેટના ભરેલા

ધક્કાની ગુડસ સાથ જોર સમેટ અફડવાથી ગાડીનો ચુરેચુરો થયો ને ડબા ફાટી જવાથી એકદમ આગ સળગી! મને માથામાં સખત માર લાગો અને રાતો રાત શેહરમાંથી મદદને માટે દોડાદોડી ચાલી અને મને ત્યાંની ઇસિપીતાલમાં લઈ જવામાં આવી. હવે સાંટક એવું બન્યું કે તેજ મેલના સેકંડ કલાસમાં બેહસ્તી સપલશાહ શેઠના પોતાની મોહરદાર અને એક પુરી નાની બુચી સાથે કલકત્તા જવા માટે મુસાફરી કરતા'તા અને આ અકસમાતમાં સપલશાહની ધણીયાણીને સેહજ માર લાગો પણ તે લોકની બુચી સખત ટપકાવાથી અકસમાતનો ભોગ થઈ પડી! પોતાની બુચીની આવી હાલતથી બને ધણી-ધણીયાણી ઘણી રડાપીત કરવા પડયાં, ને સપલશાહની બેહસ્તન મોહરદાર તો ઘણોજ ગમ કરવા લાગી! ઇસિપીટાલમાં તેઓ બંને આવતાં જતાં ને મારી આગળ આવી બુચી પરીનને વારંવાર રમાડતાં અને પરીન બી તે લોક આવે કે ખુશી થઈ બસ તે લોકનાં હાથમાંજ રેહવા માંગતી'તી! પરીન તે વખતે ઘણીજ ખુબસુરત હોવાથી નાની ડાલી જેવી લાગવાથી બધાંનેજ ઘણીજ ગમીતી'તી, તેમ સપલશાહની મોહરદારને તો ઘણીજ ગમી ને પોતાની સાથે લઈ જવા મારી પાસે પરીનનો કબજો લઈ લેવા કાકલુદી કીધી પણ પેહલાં તો મેં નાજ પારયું પણ પાછળથી જ્યારે એ લોકે મને બુચી પરીનને તે લોક પાળવા પોષવા લઈ જાએ તો તેનાં બદલામાં તેઓ થોડા હજાર રૂપ્યા આપવા આપે તે સાંભળી આ જંજાળમાંથી સદાની છુટી થવા મેં તુરતા તુરતજ હા કહી દીધું. તેઓ પોતા સાથે પરીનને લઈ જવા કબુલ થયાં. મારા ચહેરામાં ને પરીનનાં ચહેરામાં આસમાન જમીનનો ફરક જોઈ તેઓ મને પુછે પુછે ને એમજ પુછે કે આએ બુચી કોણની છે? તે બુચી મારી નથી એમ મેં જણાવ્યું પણ તે કોણની છે તે જણાવા મેં સાફ ના પાડી, તોબી મારી પાસથી ખરંનરૂં જાણવા તે લોકે ઘણું બી કીધું. પણ આએ પરીન કોણની છે તે મેં જણાવા સાફ ના પાડી અને મને જ્યારે એ લોકે તે જાણવા માટે મારી પર દબાંણ કરી ઘણોજ કંટાલો આપ્યો ત્યારે મેં પરીનનો કબજો મારે હવાલે કરવા માગ્યો ત્યારેજ તેઓ ઠંડાં પડયાં, અને ભવીષમાં એ છોકરી પર કોઇબી પ્રકારનો મને જરાબી હક રેહે નહીં એમ લખી તે પર મારી સહી કરાવી મને રૂપ્યા આપી તેઓ પરીનને લઈ કલકતે ચાલી ગયાં. પરીનબી જાણે કે મારાથી કંટાલી ગેઈ હોએ એમજ તે લોક સાથ એવી પલોટાઈ ગઈ કે બસ તે લોકોની સોડમાંથી ખસવાબી નહીં માગ્યું. આખરે તેઓ ચાલી

ગીયાં ને જાલેજરની છોકરી પરીનને સપલશાહ શેઠનાં જેવા તદનજ પારકા આસામીને વેચી મેં ખુલાસાનો દમ ખેંચ્યો. ત્યાર પછી તો વરસો પાણીનાં રેલા માફક વહી ગીયાં ને મને પરીનનો કે જરને લગતો કસોબી સંસારો કે તેઓને લગતા સમાચાર મલ્યા નહીં. છેક વરસો રેહી જે સપલશાહ શેઠનાંને મેં જાલેજરની પરીનને વેચી હતી તેવણને અલાહબાદમાં ખાનબાહદુર બનાવ્યા તેની ખુશાલીમાં મોટી ધામધુમ થઈ એમ મેં નુસમાં વાંચ્યું ત્યારે ઘણું લાંબે વરસે આ સપલશાહને જઇ તેવણ પાસથી કાંઈ નાણાંની રકમ મેલવવા નહીં તો આગલાં વરસોનો ભરમ કહી દેવાનો મેં ઇરાદો કીધો ને મેં લાગલી કે એવણ પર કાગજ લખ્યું ને હું અલાહબાદ તેવણને ત્યાં આવું છ એમજ જણાવી હું થોડા દીવસ ત્યાં ગેઈ, ત્યાંનો સઘળો રાહશ્રાત મેં જોયો. બધાં જણાં પરીનને સપલશાહની છોકરીજ ધારતાતાં ને કોઇને આગલનો ભરમ માલમ નહીં હોવાથી સપલશાહને હાથમાં લેવા મેં તદબીર રચી ને સપલશાહ સાથ લગનથી એક થઈ માલેતુજાર થઈ જવાનાં હવાઇ ખ્યાલો વચ્ચે મેં મારાં મનની ઉમેદ એવનને કહી સંભલાવી પણ એવને તો સાફ ના પાડી! તે વખતે મેં પરીનને જોઈ! આહ—તે તદનજ માય જેવી રંગ રૂપમાં—ધાટ ઘટમમાં—ટેકટેકાવમાં નકરી માયજ લાગી. મારી સાથ તો તેને નેણ ફેરવીનેજ વાત કીધી ને મારાથી સુગાઈ દુરની દુરજ રેહવા લાગી અને મારે નામની ઘણીજ અબીતરી તેને ભરાવાથી તથા મારી સામે ખુલ્લો ધીકકાર દેખાડવાથી તેની ઉપર એની બેહસતન માયનું વેર લેવાનો મેં ઠરાવ કીધો. જ્યારે આ છોકરી પણવા તૈયાર થઇ, લગનની બધી ધામધુમ તૈયાર થઈ અને જેમ એની માય થનીએ મારાં લગન અટકાવ્યાં તેમ ફાંચર મારી એનાં બી લગન અટકાવી વેર લેવાનો વિચાર કીધો. જેની સાથ એ પણવાની ઉતી તેને જઈ પરીન કાંઇ સપલશાહની હકદાર છોકરી નથી પણ રસ્તે પડેલી બીખારડાની હલકી પોરી છે ને તેવી ગરીબ સાથ પરણવાથી તને અરધીબી નહીં મલશે એમ મેં જારે પેલા પણવા આવનાર લોભીને જણાવ્યું તારે તે ફરી બેઠો. ને પરીન સાથ પરણવા ના પાડયું. મેં કેવી રીતે પરીનને વેચી હતી ને સપલશાહની હકદાર છોકરી નહીં ઉતી એમ મેં તેજ દહાડે બધો ખુલાસો કીધો ને આખરે લગનમાં વધન પડયું. જેમ મારાં લગન અટકેલાં તેમજ મે એના લગન અટકાવી મેં એની માયનો કીનો એ દીકરી પર લીધો. ત્યાર પછી તો હું પાછી અહીં તહીં ફરવા લાગી ને પરીનને તો તવંગરીમાંથી ગરીબાઇનું દુઃખ ખમી ન શકવાથી આપઘાત કરી મરી ગઈ એમ મેં સાંભળ્યું! ખોદા—મારાં પાપ માફ કરે—મેં જે મારૂં વેર લેવા નિર્દોસોનું નખોદ

વાળ્યું છે ને મહાભારત પાપ કીધું છે તો તે માટે હવે ખોદાએ મને માફી બક્ષે. ખોદાયને હાજર નાજર જાણી હું ખરેખરૂં સાચુંજ કેહઉં છું કે જાલેજરની દીકરી જર છે તે મારી પોતાની પેટની દીકરી છે. ને જાલેજરની હકદાર દીકરી તો આ અલાહબાદમાં વસેલા એહસતી સપલશાહ શેઠનાંને મેં પાલવા, પોશવા આપેલી આપઘાત કરીને મરી ગયલી હકદાર પરીનજ હતી! માત્ર મારો કીનો લેવાજ તથા મારી છોકરી મોટે ઘરે સુખમાં ને લાડમાં રેહે એવાજ વિચારથી મેં છોકરીઓની આ પ્રમાણે અદલાબદલી કીધીતી."

હયાં આ બદમાસ ઓરતે લાંબો છુટકારાનો દમ ખેંચ્યો અને પોતાનો એકરાર પુરો કીધો! મી૦ જૉનસન મેજીસ્ત્રેટે તે ઉપર નાંજાંની સહી લેવડાવી અને શાક્ષી તરીકે ડો૦ હોમી અને ધન હીરામાણેકની સહી લીધી

સર જાલેજરની હાલત સુડી વચ્ચે સોપારી જેવી બારીક થઈ પડી હતી! આ લુચ્ચી પાપી અને બદમાસ નાંજાંના સાચા ભેદભર્યા એકરારને આધારે પરીન પોતાનીજ હકદાર છોકરી પુરવાર થઈ હતી તો પોતે હકદાર બાપ થઇને પોતાનીજ છોકરીને સતાવી ઘાટકી રીતે માર મારી પોલીસને સ્વાધીન કીધી હતી તે સર્વ જફાકારક વાત અત્રે યાદ આવતાં આ જઇફ ડોસો બે અખત્યાર રડવા પડયો. પોતાનીજ જણેતી દીકરી ઉપર આવી ઘાટકી રીતે તે વર્ત્યો હતો એમ જાણવા પછી તેના જીગરમાં અગન બળવા લાગી, તેનું ભેજું ચકભમ થવા લાગ્યું, અને તેની આંખે અંધારાં આવવા લાગ્યાં.

"અરે ખોદાએ" તે બચ્ચાં પેરે રડતો પોતાનો જીગરનો ઉભરો ખાલી કરવા પડયો! "મેંજ કમબખ્તે આ બેવકુફ પોર્યા રતનની ફુસલવણીથી મારીજ દીકરીને મારીને પોલીસના હાથમાં આપી. અરે હવે શું કરૂં-ખોદા-મારી એ દીકરીને મારી છાતીમાં દાબવા દેઓ! ઓ-ઓ-કોઈ એને છોરવી લાઓ! અરેરે! જયારે એને પેહલવેહલી દીનાં લામ તરીકે ગવરનેસ તરીકે આવી ત્યારેજ એનો ચહેરો આબેહુબ મારી મરનાર મોહરદારના જેવોજ-રંગરૂપમાં ઘાટઘટમમાં જોઇને હું તદનજ ચોંકયો ને તે વખતે મારી મરનાર મોહરદારનાં જેવીજ એની સીકલ જોઈ હુ તાજુબ થયો હતો, પણ અફસોસ! ફરેબે ફરેસ્તા ફરે, તેમ બધાંઓના ફરેબથી હુંબી વેહમાયો ને મારીજ પાકજાદ નિર્દોષ છોકરીપર જફા ગુજારી-અરેરે-આખરે તેને પોલીસનાં હાથમાં આપી-ઓ-મારાં પેટમાં કાંઈ થાયછ ખોદા મારા" અને બંને હાથો આંખપર ઘાંકી નામોસીથી તે રડવા પડયો.

"ખામોસ સર જાલેજર" ડૉ૦ હોમીએ સખ્ચારો આપ્યો. "બેશક, હવે તમે તમારી ભુલ જોઈ ને પસ્તાવો કરોછ એબી ગણીમત છે! આ લુચ્છી બદમાસ ઓરતનાં એકરાર ઉપરથી તમે જોયું કે જે છોકરીને તમે હલકી ઇજ્જતદી પીજારદી અને તદન હલકાં ખાનદાનની ધારી તેની સાથ નછાજતી રીતે તમે બધાં વર્તયાં હતાં, તેમાં તમે બધાંઓએ સર્વાંમ હેમાકાટ કીધી હતી એમ હવે તમે જોઈ સકયાછ. તમે જારે બેહદ પરેશાન ને પશેમાન બની પરીનને છોડવવા ઇંતેજાર છેઓ તો તે માટે હું મી૦ જૉનસન સાથ હવડાં વાત કરૂં છ."

"અરે કોઈ મારી દીકરીને છોડવો, મારી છોકરીને બોલાવો! અરે! મી૦ જૉનસન! મેંજ અભાગ્યાએ મારીજ દીકરીને મારે હાથે લોકોના ઉંધા ફુસલવણીથી પોલીસને સ્વાધીન કીધી તો ખોદા ખાતર એને છોડાવી આપો! મારા જેવા અભાગ્યા સાથ મેલવી આપો!" રડતી ચસ્મોએ જાલેજરે ઇંગ્રેજીમાં જોનસનને કાકલુદી કીધી અને તેણે જાલેજરને સખ્ચારો આપ્યો. અને હોમી તેમજ ધન હીરામાણેક સાથ એક બાજુ આ બલો મેજીસ્ટ્રેટ પરીનનાં છુટકારાને માટેની ગંભીરાઈથી વાત કરવા પડયો.

"પપા–આએ રાંડ ચંદાલ ઓરત લુતરી છે–જુઠી છે–એનું તમે ના માનો તમે અહીંથી ચાલો! આએ બધાં હોમીનાં ને ધનનાં કાવત્રાં છે–પપા–ખોદા ખાતર તમે ચાલો–આએ દગલબાજી છે." જર ધાસ્તીથી ડરડર ધ્રુજતાં બોલી પડી.

"નહીં દીકરી, આએ બધી સાચીજ વાત છે–આવ–મને ભેટ–મારી આગલ આવ" નાંજાં કરગરીને બોલી "કેટલાં વરસો પછી તારી અભાગણી માયનાં પાસામાં દબા, કે જરા કરાર થાય. મને જોઈ નાં સુગા–મને ધીકકારથી નાજો–દીકરી તું મારી જણેતી દીકરી છે ને તારાંજ સુખને ખાંતર મેં આવાં અગાધ પાપ કીધાં. આવ મારી આગલ આવ." નાંજાં જર તરફ નજર કરતી કાકલુદી કરતી બોલી.

"ઓ નહીં–નહીં–મને આએ રાંડ ને જોઇને કાંઇ ધાસ્તી લાગેછ! તું મારી માય નથીજ! તું ગલેપડું છે! પપા–પપાજી તમે મને–તમે મને–મને ઓ–ઓ પેલી પરીન કાંઈ તમારી દીકરી નથી જો આએ બધાં હોમીનાં કારસ્તાન છે ઓ–ઓ–તમારી તમારી–" અને ધાસ્તીથી ચીસ મારી ને બેભાન તુટી પડી.

મી૦ જોનસન પરીનને છોડવવાને માટે ખાત્રી આપી ત્યાંથી ગયો, અને ધન હીરામાણેક તેની સાથે નીચે વેર ગયો, જ્યારે જરની બીમ્યારીથી

ડા૦ હોમી તેની મદદે દોરતો કે નજદીક આવ્યો અને તે બેશુદ્ધ થએલી હોવાથી તેણીને શુધીમાં લાવવાનાં ઉપાયો કરવા પડયો.

## પ્રકરણ ૫૪ મું.

### સર જાલેજરની દીકરી-પરીન.

ડા૦ હોમીની મેહનતથી જર હુશયાર થઈ પણ પોતાની નામોશી ભરેલી હાલતથી પશેમાન થયલી તે દુસ્કે દુસ્કે રડવા લાગી. તેની બદમાસ અને પાપી માતા નાંજાંએ પોતાની આ દીકરીને ઘણે વર્ષે પોતાનાં પેટમાં ચાંપવા ઘણી બી કાકલુદી અને મીનતજારી કીધી પરંતુ આ તુમાખી છોકરીએ આ હલકી અને લુચ્ચી ઓરતની નજદીક જવાબી ધીક્કાર સમેટ નાં પાડી, અને પોતાનીજ જણેતી દીકરી પોતાની માતાને ભેટવા સુગ ધરાવતી અને ધીક્કારતી હતી. જેથી આ અભાગણી કંગાલ માતા ઘણી દુઃખી થઈ અને આ તુમાખી છોકરીને ઘણા શ્રાપ દેવા લાગી.

રતન મેહતાનાં તો પાણી મરીજ ગયાં હતાં! તે તો બીચારો અભાગ્યો પારકી વાતમાં અવિચારીથી મુંડી ખોસી એવી તો કઢંગી હાલતમાં હાલ આવી પડયો હતો, કે તેની નામોશી હીણપસ્તી અને બેજાલટથી શરમીંદીમાં ગરકાવ ગએલો એક શબ્દ વટીક બોલી શકયો નહીં! આતો આંદાની સુંદ થએલી તેણે જોઈ! નિર્દોષ પરીન ઉરફે દીનાં લામને ઉઘાડી પાડી આપવાનું તેણે બીડુ ઝડકયું હતું, અને વગર વિચારે તેને સર જાલેજરની શાબાશી લેવા અફાગ મેહનતે તેણે પરીનને ઉઘાડી પાડી હતી અને વળી જાલેજરને ફુસલાવીને તેણીને પોલીસને સ્વાધીન કરવાનીબી હુમાકાટ કીધી હતી મગર હવે જ્યારે તેણે જોયું કે દીનાં લામ તે પરીન શેઠનાંજ હતી, અને પરીન શેઠનાં તો સર જાલેજરની હકદાર દીકરી હતી ત્યારે તેનાં હાથે એવી તો કાંટાની કટેસર થઈ હતી તે જોઈ આ અભાગ્યો છોકરો હદથી જ્યાદા પરેશાન થયો. અધુરામાં પુરૂ સર જાલેજરબી હવે રતન મેહતાનેજ ગળે પડી બદનામ કરવા લાગ્યો. આ વગર ખાવાની મોરચીથી રતન તો બીચારો ઘણોજ નામોશીમાં ગરકાવ થઈ ગયો.

જોનસન મેજીસ્ટ્રેટનાં જવા કેડે નાંજાનાં બીછાંણાંની પાછલ પડદા પાછલ છુપાએલાં અભાગ્યાં જાહાંગીર અને આલાં બાહર આવ્યાં.

નાંજાને જોઈ તેને એવો તો ધીક્કાર, એવું તો ઝનુન થઈ આવ્યાં, પણ ક્રોધીના ગોટ ગલી તે મનમાંજ બબડતો ખભડતો ડૉ૦ હોમીની અર્જથી તે ઓરડામાંથી બાહર પડયો અને પશેમાની અને ખેજાલટથી પોતાનું મોંહ છુપાવી આલાંબી તેની પુઠે ઘસડાઈ. ચઢતીનો સેતારો અને પડતીની પાયમાલી દરેક આદમીને માટે સરજેલી છેજ. પડતીની પાયમાલી અને કંગાલ્યત વચ્ચેથી ધીરે ધીરે યા એકદમ ચઢતી અને કીર્તીની ટોચે જરદાર થઈ જવાની મોજ અને સુખ જેમ સર્વોત્તમ છે, તેમ વલી ધનનાં ઢગલા ઉપરથી એકદમ ધુળનાં ઢગલા વચ્ચે કંગાલ્યત અને મુફલેસીમાં બીખારી હાલતે અવત્યાં મારવાનું નામોશી ભર્યું દુઃખ ઘણુંજ માહભારટ અને ન ખમી શકાય એવું અગાધ છે!

જાલેજરની હાલટ દયા ઉપજાવવા જેવી હતી. તેતો પોતાની વાહલી દીકરી પરીનની ટગર કરતો બસ રડયાજ કીધો અને પરીનને પોતાની ગોદમાં દાબવાની અધીરાઈ કરતો તે ડૉ૦ હોમીને કાકલુદી કરતો ફેકેફેક રડતો હતો. આ જઇફ ડોસાએ પોતાનીજ છોકરીને નીર્દયપણે મારી સતાવીને વલી તેણીને પોલીસને હવાલે કીધી હતી તેનું તેને ઘણુંજ લાગતું હતું, અને તેથીજ પશેમાનીમાં પોતાનાં પાપની તાજેશ કરતો પોતાની અભાગણી નિર્દોષ છોકરીને પોતાની ગોદમાં વાહલથી દાબવાની ટગર કરતો ફેકેફેક રડયાજ કરતો હતો. ડૉ૦ હોમીએ તેમજ ધન હીરામાણેકે તેને ઘણો દીલાસો અને ધીરજ આપી અને સહવારે તેની વાહલી દીકરી પરીનને તેની નજદીક લાવવાની કબુલાત આપી પોતાનાં હોટેલમાં જઈ આરામ લેવા ઘણોબી વીણવ્યો મગર આ જીદ્દી ડોસો એકનો બે થયો નહીં, તેને ત્યાંથી જવા સાફ ના પાડી અને જ્યાં લગીન પોતાની બેટીને પોતાની ગોદમાં ચાંપી પોતાનાં હાથે તેની ઉપર જે જુલમ ગુજાર્યો હતો તેની માફી માંગવા વગર આ ડોસો પોતાની મોંહ ઉપર પાણીનો ગોટ વટીક મુકવાની સાફ ના પાડી બસ દુસકે દુસકે રડયાજ કીધો.

હજારો જફાકારી વચ્ચે સહવાર પડી. સર જાલેજર જસાવાલાએ વારંટ કાઢી પોતાનીજ બેટીનેજ સપડાવી હતી એમ મી. જોનસન મેજીસ્ત્રેટેબી જ્યારે નાંજાનો એકરાર ખલાસ થયા પછી જાણ્યું ત્યારે તે આ જઇફ ડોસાની દયા આણવાજોગ હાલતથી ઘણો ગમખ્વાર બન્યો. સહવારે વૉરંટ રદ કરી પરીનનો છુટકારો કરી આપવાની કબુલાત કરી મી. જોનસન તેઓની રજા લઈ ત્યાંથી ગયો હતો. અને હવે સહવાર પડેલી હોવાથી તથા સર જાલેજર તો બસ પરીનનીજ ટગર કરતો રડતો

હોવાથી સુપ્રીનટેન્ડંટને ત્યાં જઈ પરીનને પોતાની સાથ લઈ આવી ત્નલેજર સાથ મેલાપ કરી આપવાનો ડૉ૦ હોમીએ ઇરાદો કીધો અને આસરે નવ વાગા પછી તે ધન હીરામાણેક સાથે ત્યાં ગયો.

તેઓ ઉપર ગયા.! સુપ્રીનટેંડટ તેઓને સારી રવેસે ઓળખતો હોવાથી પોતાનાં ઓરડામાં બોલાવ્યા. ડૉ૦ હોમીએ પરીન કયાં હતી તે માટે ખુલાસો પુછયો જેનાં જવાબમમાં સુપ્રીટેંન્ડટ બોલ્યો "ઓહ! મીસ પરીન! તેને માટે તથા તમારે માટે ઘણી ખુશી થવા જોગ વાત છે, કાંકે સવારના પોહરમાં મી૦ જોનસન મેજીસ્ટ્રેટ મારી આગળ આવ્યા અને બધો ખુલાસો કીધો અને એક બદમાસ ઓરતથી કેવો ઘોટાળો થઈ ગીયો હતો, અને એક બાપે પોતાની દીકરીનેજ અંજાણનાં વોરંટ કઢાવી કેવી રીતે પકડાવી હતી તે બધી વાત આગળ મી૦ જોનસનને કહી સંભળાવી, મીસ પરીન તદનજ નિર્દોષ હોવાથી તેની ઉપર કાવાદાવાથી કાઢેલું વોરંટ મી૦ જોનસને રદ કરાવ્યું અને મને તુરતાતુરત આ પાણી કરાવી મીસ પરીનને છુટી કરવા અરજ કીધી અને મેં મીસ પરીનને આ ખુશ ખબર કહી સંભળાવી અને મારો આ ભલી અભાગણી છોકરીએ આભાર માન્યો અને મારી પાસ કાગજ કલમ માંગી કંઇ લંબાણ કાગજ લખવા બેઠી અને તે લખી રહી પરબીડાંમાં બીડી મને તે સ્વાધીન કીધું. અને જો તમે અંહી સવારમાં નહીં આવો તો તમારે ત્યાં પોહચાડવા મને અરજ કીધી અને હયાંથી ચા પી જવા તૈયાર થઇ. મેં અને મારાં છોકરાંઓએ ચાપાણી નાસતો કર્યા પછી ઘણીબી વીણવી, પણ તેતો એકની બે થઈ નહીં અને હમારૂં ઘણું હેરાન માની ઝડફથી ચાલી ગઈ." એમ બોલી તે ઉઠયો અને અંદરનાં ઓરડામાંથી પરીનનું ડૉ૦ હોમીપર લખેલું કાગજ લેવા દોડયો. આ ખુલાસાથી ડૉ૦ હોમી અને ધનતો ગભરાટથી એક બીજાનું મોહડું જોવા લાગ્યા. તે કયાં ગઈ હોશે, તેણીએ શું ચીઠી લખી હોશે તેનાં વિચારમાં બંન્ને ચુપ અને ગમગીન બેસી રહયા.

---

## પ્રકરણ ૫૫ મું.

---

## ઉડી ગએલું પંખેરૂં.

પરીનનું લખેલું કાગજ નીચે મુજબ હતું.

" મારા વાહાલા દીલસોઝ ભાઈ હોમી.

જત—કીસમતની કમનસીબી વચ્ચે જેવી બેદલરી કાસમે બુરી સરજતને શરણ થઈ હું પોલીસના હવાલામાં ગેઈ તેવીજ બેદલરી કાસમથી મારો છુટકારો પાછો એકદમ થયો છે. જેવી સરજત! વાહલા ભાઈ, મારે ખાતર તમને જે મેહનત અને તકલીફમાં આવવું પડયુંછ તેનું હંશાંન હું મરસ ત્યાં લગીન કદીબી વીસરવાની નથીજ. પણ હવે હું મારો જીવ જીવાય ત્યાં ચાલી ગયેલી છું કે જેથી હવે તમો વહાલા દીલસોઝને મારે માટે કસીબી મેહેનત અને તકલીફમાં ઉતરવું પડે નહીંજ। આ દુન્યામાં મારાં બેજ હેતવંતા દીલસોઝ મીત્રો મારા પાસબાન રાહબાર હતા—તેમાંના એક તમે અને બીજા સાલેસ ધન હીરામાણેક છે! મારા ઉપર જેઓએ જફા ગુજારી, મને કુતરાંની કાની ગણી મને હાડમાર કીધી તેઓ ઉપર હુંજો ચાહતે તો આ દીલસોઝ અને વફાદાર મીત્ર ધનની ઓફર એક બોલ કબુલ કરી જરદાર બનીજાઈ જરૂરજ તેઓ ઉપર મારૂં વેર લેતે, પણ નહીંજ, બાદસાહી દીલ અને અમીરી ખવાસ અખત્યાર કરી એવી રીતના કીનો નહીં લેવાનો મેં કસદ કીધો. જેઓએ મારી ઉપર જફા સીતમ ગુજાર્યો છે, તેઓને હું મારા બાદશાહી દીલથી તે દાદગર દાદારની ઈન્સાફી ઉપરજ છુટાં મુકુંચ. મને કંગાલ અને મુફલેસ જાંણી આલાંમાએ છેલ્લે દીવસે જે જફા પાડી નિર્દય રીતે મારી, અને તેજ રાત્રે તેવનની દીકરી હીરાને ગુંગલાવી નાખી હતી અને અદેખાઈના આવેશમાં વેર લેવા મેંજ આવું કર્પીણ કામ કીધું હતું અને તેથીજ તે અભાગણી બુચી મરણ પામી, અને ખુની તરીકે ઠેરવી આયંદે મને પકડીને પહેરેજ કરી ફાંસી મોકલવાની બધી યુકતી જેઓએ કીધી તો તેવાં જફાકારોને કહી શકશો કે હું તમામ નીશકપટ અને નીરદોશ છેઉં—ખરો ખુની કોણ છે તે હું જાણુંચ, પણ તેનો રાસત ઈનસાફ આયંદે ખુદાની રાસ્ત દરબારમાં થવાનો. હું અત્રે કાંઇબી નજરે જોયલી બીનાં ખુલ્લી કરી શકતી નથીજ! મને હંફાવી મારી પુઠ પકડી મને ઉંધાડી પાડી મને નામોસી અને હીણપસ્તીમાં ગરકાવ કરી મોજ મેલવનાર પેલા ટુંક બુધીનાં રતન મેહતાની બેહન મેહરાં સાથ જે બુચી ગુલ છે તે બુચીને તમારે ત્યાં બોલાવી તે અભાગણી રાતનો કર્પીણ બનાવ કાંઈ યાદ દેવડાવશો તો કાંઈ નવુંજ અજવાળુ તે પરથી પડશેજ. આ મેહરાં મેહતાની એકજ ઉમીદ તમારી સંભાલ તલેનાં અભાગ્યા જસીની હૈયાતી બાબેની કાંઇપણ જાણવાની છે અને આસા છે કે એ અભાગણી કંગાળ છોકરીની જીગરોજાન વાહલી ઉમેદને બર તમે કાંઈ મારે ખાતર કરશોજ.

સલામ! વાહલા દીલસોઝ અને વફાદાર ભાઈ! છેલ્લી સલામ! જ્યાંથી હું કંગાલ્યટનાં મારૂં ગુજરાન કરી મારો કાલ નીરગમન કરસ ત્યાં તમો જેવા મોહબતવંતા સાચા દોસ્તને હું નીરંતર યાદ કરસ! ખોદા તમને ઘણીબી રોજી આપે અને દરેક જેહમટનો બદલો આયંદે સારી બક્ષેસમાં ફલે!

લા० તમારી અભાગણી દુઃખી **પરીન.**"

ધન હીરામાણેકેબી અભાગણી પરીનનું આ દીલ ઉસ્કેરનારૂં પત્ર વાંચ્યું અને જીગરમાં ઉડાંણથી ઉંડો નિશ્વાસ ફેંકી તે થોડીક પળ ચુપ ઉભો. અરે રે! જે કટોકટ વખતે દરેક કંગાલ્યટ જેહમત અને જફાનો બદલો સર્વોત્તમ સુખ અને આરામમાં મલવાનો હતો, સીહા અંધકાર લગભગ વીંટીને ખુશાલીભરી ઝલકતી સહવાર પડવાની અણી ઉપર હતી, સર્વ તોફાનો સદાનાં નાબુદ થઈ દીલખુશ શાંતી વ્યાપી રેહનાર હતી, દુઃખ અને કંગાલ્યટની ભરતીનાં પાણી ઓસરી તેની ઓટ થઈ, સુખની ભરતીનાં પાણી ચઢવાની તૈયારી હતી તેજ વખતે ઓચીંતી રીતે આ અભાગણી બાદશાહી દીલની અને અમીરી ખવાસની માલેતુજાર છોકરી સદાની હોમીનાં હાથમાંથી ગુમ થઈ જવાથી આ ભલો દીલસોઝ જુવાન નાસીપાસીનાં માહાસાગરમાં ગોયા ડુબી ગયો! તેનું હૈયું ભરાઈ આવ્યું અને લગભગ રડી દેતાં તે ધનને કેહવા લાગો "બસ–ખલાસ! મારી મેહનટનો આવો જસ મલ્યો જેથી મારૂં જીગર ચાક ચાક થાએછ! એમુલ પખેરૂં હાથમાંથી સદાનું ગુમ થયું! ઓ–મારે મનસે હવે આ દુન્યા અકારી ઝેર જેવી થઈ પડેછ."

"ધીરજ ધર–હોમી" ધન તેને દીલાસો દેતાં બોલ્યો "હીંમત પકડ! એ ભલી છોકરીને પાતાળનાં પેટામાંથી શોધી કાઢવા હું હજારો રૂપ્યા ખરચી કાઢસ."

તેઓ બને હયરાન પરેશાન હાલતે ભુતખાનામાં પાછા ફર્યા. સર જાલેજર જે પરીનને ભેટવાની ઉમેદની ટગર કરતો અધીરતાની અસહય તાંપથી ગોયા જલતો હતો, તેને તેઓનાં ત્યાં આવવા પછી પરીનને માટેનો પેહલો સવાલ પુછ્યો, મગર તે નિર્દોષ અબળા કેવી કીસમથી ગુમ થઇતી તે હોમીએ કહી સંભળાવાથી આ અભાગ્યો ડોશો ફેકેફેક રડયો અને કાંઇબી કરી તેણીને શોધી કાઢવાની કાકલુદી અને મીનતજારી કરવા લાગ્યો. ભલી પરીનને હાથનું કાગજ જાલેજરે વાંચ્યું અને તે બે અખત્યાર રડવા પડયો.

ધન હીરામાણેક અને હોમીએ પરીનની સોધ માટે આખાં શેહરમાં અહીં તહીં માણસો મોકલી જુસ્તેજુ કરાવી, અને તેનો પત્તો મેળવવા પાપડાની મીસાલ પૈસો વેરવા લાગ્યા. હોમીએ રતન મેહતા ઉપર ચીઠી લખી અને પોતાની બેહન મેહરાંન તેમજ તેની સાથની બુચી ગુલને ભુતખાનામાં તાબરતોબ પોતા સાથ લઈ આવવા અર્જ કરવાથી રતન તેઓને ભુતખાનામાં લાવ્યો. રતને ભલી અને અસીલ પરીન ઉપર જે જફા પાડી હતી વગર વિચારે તેની પુઠ પકડી જેવી કીસમથી હયરાન કીધી હતી તે માટે પેલી બદમાસ નાંજાંના એકરાર પછીથી તે ઘણોજ શરમીંદો થઈ ગયો અને નામોશી અને નાસીપાસી વચ્ચે પોતાની થએલી ભુલથી તે સર જાલેજર તેમજ હોમી અને ધનની આગળ રડતી ચસમોથી માફી પુચ્છવા લાગ્યો.

---

# પ્રકરણ ૫૬ મું.

## કરણીનાં ફલ.

આ બાજુ ઉપર ધન હીરામાણેક અને ડાૅ. હોમી એક ઘડીબી જંપીને કરારે બેઠા નહીં; પરીનની જુસ્તેજુ માટે તેઓએ જેમ આખાં શેહરમાં આદમીઓ ચોમેર મોકલ્યાં તેમ આ બંન્ને જણાંઓ પણ અહીં તહીં જુસતેજુ કરવામાં રોકાયા. રતન મેહતાબી આ ભલી છોકરીને સોધી કાઢવા જીગરતોડ કોશેશ કરવા લાગ્યો. પરીન કોણની હકદાર બેટી હતી તે સર્વ સાચો ભરમ રતને જ્યારે જાણ્યો ત્યારે પોતે ભરેલાં અવિચારી પગલાંથી તે ઘણોજ પશેમાનીમા આવી પડયો, અને વલી ડાૅ. હોમી તેમજ જાલેજરની સખત તાણાજાણીમાં તે આવી પડી નામોશીમાં ગોયા ગરકાવ થઈ ગયો, મગર હવે જ્યારે પરીન ગુમ થઇ ગઈ હતી ત્યારે તેણીને કાંઈબી કરી શોધી કાઢી પોતે કીધેલા જુલમાત માટે આજરજ્યાહીથી માફી માંગી પોતાની છાતી ખાલી કરવાના મનસુબામાંજ તે પરીનની જુસ્તેજુમાં ખાધા પીધા વગર અહીં તહીં દોડયો.

રાત પડી અને હાકેલો રતન ભારી પગલે ભુતખાનામાં પાછો આવ્યો. અલાહબાદમાં બધેબધ તલાસ કીધી પણ પરીનનો પતો તેને મલી શકયો

નહીં. કદાચ મુંબઈ હીરાંબાઈ આગલ તે ગઈ હોશે એમ ધારી ડૉ૦ હોમીએ તુરતાતુર્ત જ બીજે દીને રતનને મુંબઈ જવાં અર્જ કીધી.

હોમીએ રતનને કાંઈ કાનમાં કહયું અને રતન પોતાની બેહન મેહરાંને લઈ છેક ઉપરના માલ ઉપર ગયો. ઓરડાનું બારણું બંધ હોવાથી રતને ઠોકયું, અને અંદરથી હસમતે ઉઘાડયું, અને રતન અને મેહરાં અંદર દાખલ થયાં. ઓરડાનાં ખુણાંમાં બીછાંણાંમાં કોઈ ભર ઉંઘમાં પડેલો હતો, અને તેઓનાં સંસારાથી જાગી ઉઠે તેનાં ડરથી હસમતે તેઓને અલગે અલગે પગલેજ અંદર કાંહીબી બોલ્યા વિનાં ઉભાં રહેવાની અરજ કીધી. તેઓ બંને બીછાંણાંની છેક લગોલગ નજદીક ગયાં.

તે કોઈ નહીં પણ પણ પેલો બદમાસ કરપીણ અને મુજી જસી વાહાડયા હતો. ડૉ૦ હોમીએ દવાનો દોઝ આપેલો હોવાથી તેની અસરથી તે બેહોશીમાં પડયો હતો. મેહરાંએ આ દગાબાજ મુજી શયતાનને કેટલાં વરસોનાં અરસા પછીબી ઓળખ્યો! એજ ઝેરી સાંપને લીધે જેમ અભાગણી મેહરાં જન્મો જન્મની દુ:ખી થઈ હતી, તેમજ નિર્દોષ અને ભોલી પરીન બી દુ:ખના માહસાગરમાં ડુબી ગઈ હતી. પોતાના પાપની શીક્ષા ભોગવતો આ બદમાસ લાહલાજ પડયો હતો. આ દેખાવ જોઈ મેહરાંને સર્વ વાંત હૈયે ચઢી આવી અને દુસકે દુસકે બે અખત્યાર રડવા પડી! તે કાલા નાગે આ ભોલી અને નીષ્કપટ છોકરીને ફસાવી સદા સુધીની ખસ્તે ખુહાર અને દુ:ખી કરી નાંખી હતી! લાગત પાંચ મીનીટ વેર તેના બીછાણાં આગળ રડતી ચશમોએ આ દુ:ખી અભાગણી છોકરી ઉભી રેહી, પણ તે પછી તેની આંખે અંધારાં આવ્યાં અને તમર ખાઈ જમીન પર બેહોશીમાં પડી જતી રતને ઝીલી લીધી, અને હસમતનાં આગ્રહથી અને અને મદદથી મેહરાંને જસીના ઓરડામાંથી બાહર કાઢવામાં આવી! ડૉ૦ હોમીને તુર્ત બોલાવવામાં આવ્યો અને તેણીને આ ભલા ડાકટરે મહા જેહમતે હુસ્યાર કીધી.

બદમાસ દગાબાજ જસીનું શું થયું હતું તે કોઈ જાણતું ન હતું. ઘણાંકો આ લુચ્ચા છોકરાને મરણ પામેલો ધારતાં હતાં મગર તે હજી સુધી જીવતો હતો, અને પોતાનાં માહભારત પાપની સખતમાં સખત શીક્ષા ભોગવતો ભુતખાનમાં ડૉ૦ હોમીની માવજટ હેઠળ તદન ઘેલો થયલો પડેલો હતો. તેનાં માથામાં લાગેલા સખત મારની અસરથી જસી તદનજ ઘેલો થઈ ગયો હતો, અને પરીને જ્યાં લગીન તે લુચ્ચો ખુદરતી મોતને શરણ ન થાય ત્યાં લગીન તેને પોતાનાં આસરા હેઠળજ કેઠબી

રાખવાની ઓજાર ખ્વાહીભરી અર્જ કરવાથીજ ડાૅ૦ હોમીએ તેને પેલી બુઢી ડાસી હસમતની સંભાલ હેઠલ તે ભયભર્યાં મકાનનાં છેક ઉપરનાં ઓરડામાં રાખ્યો હતો.

આ બાજુ ઉપર ભલી પરીન જ્યારે દીનાં લાંમના નામ હેઠળ ગવરનેસ તરીકે પાછી અલાહબાદમાં ખુદ 'પરીન પેલેસ'માંજ જાહાંગીરની છોકરી હીરાંને શીખવવા તરીકે રેહી, ત્યારે આ ભલી છોકરી, અને એમ રોજ રાત્રે છુપાછુપ ભુતખાનામાં માત્ર જસી વાહડયાની ખબરઅંતર માટેજ જતી હતી, અને એમ મોડી રાત્રે બાહર ભટકતાં રતન મેહતાએ તેણીને પકડી હોવાથી આ બેવકુફ હેમક છોકરા રતને તેણીને ખરાબ વરતણુની ચીતારી હતી. એક વેલા જ્યારે વરસાદથી બચી જવા ધન હીરામાણેક જર સાથ ભુતખાનાનો આસરો લેવા આવ્યાં, ત્યારે જરે અને ધને આ દીનાંને ભુતખાનાની ઉપલા મજલાની બારી આગળથી ખેંચી લઈ જતાં નજરે-નજર જોઈ હતી અને દીનાં લામ ભુતખાનામાં કેમ આવી તે માટે જર તે દીનથી મજભુત વેહમાઈ હતી. બારી આગળ પેલો ઘેલો જસીજ હતો તેનેજ ખેંચીને પરીન ઉર્ફે દીનાં તેને અંદર ઘસડી લઇ ગેઈ હતી તે ઉપર જરની નજર પડી હતી. ધન હીરામાણેક અને જરે ભુતખાનામાં ઉપરનાં માલ ઉપરથી મોટેથી ચીચ્યારીઓનાં આવતા સાદ સાંભલ્યા હતા તે કોઇનાં નહી પણ ઘેલા જસીનાંજ હતા એમ વાંલાંલાં વાંચનારને ખુલાસો કરવાની અગત છે.

અને ત્યારે આ બદમાસ અને પાપી ઝેરી સાંપ જસી પોતાનાં પાપની શીક્ષા ભોગવતો હજીબી છ વરસ થયાં ઘેલાપણામાં જીવતો હતો અને માત્ર પરીનની ખાહેસને માન આપીનેજ ભલા ડાૅ૦ હોમીએ તેને છુપાછુપ હજી સુધી રાખી મુકયો હતો. આ દગલબાજે જ્યારે પરીન સાથ પરણુવાની તૈયારી કીધી હતી તે વેળા એક વખત એતેફાક તેનાં ગજવાંમાંથી મેહરાં મેહતાના સરનામાનું પેકેટ પરીનનાં હાથમાં આવ્યું હતું તે વખતે પરીને વેહમાઈ જસીને આ મેહરાં માટે પુછયું હતું, મગર તે તો કોઈ તેની માત્ર ફ્રેંડ હતી, અને જ્યારે તે પરીન સાથ પરણુતો હતો તેથી તેની સખી અને તેનાં કાગજ્યાં પાછાં મોકલતો હતો એમજ જસીએ ખોટું કહી પરીનને ઉડાવી હતી, તે વખતથી મેહરાંનું નામ તેને યાદ હોવાથી છ વરસ પછી જ્યારે પરીન ગવરનેસ તરીકે દીના લામનાં નામ હેઠળ આવી ત્યારે મેહરાં મેહતાંને પેલેસમાં આવેલી જોઈ આગલાં વરસોની સર્વે વાત તેને હૈયે ચઢી આવી, કાંકે તેણીને ખબર પડી કે ઓતા સાથ

સ્યાદીનાં ગાંઠથી એક થયા અગાઉ આ કાવત્રાંબાજ કર્પીણ મુછ પોર્યો મેહરાં મેહતા સાથ છુપાછુપ પરણ્યો હતો મગર પાછલથી તે બીચારી અરધી વીનાની ગરીબ હોવાથી તે ઝેરી નાગ મેહરાંને બેદીલ અને બેવફા થઇને તે બીચારીને છડે ખુણે નાંખી અલ્લાહબાદમાં આવીને મરનાર લખો-પતી સપલસાહ શેઠનાની પરીનને ફસાવી હતી! કર ને જે બધું હયાંને હયાંજ છે! જે કાલા નાગો, જે સાધુનાં સાહયા હેઠળ સંતાએલા શેતાનો ખુદ ખુદા વટીક કમકમે એવાં કર્પીણ કાવત્રાં રચે છે, તેઓનો નતીજો, તેઓની ભુંડી કરણીનાં ફળ, પેલી દુન્યામાં ચાખવા આગમજ આ દુન્યામાંજ જીવતાંજીવત ઘણીજ કમકમાટ ઉપજાવનારી રીતે ચાખે છે! જે દગલબાજ બદમાસો ધરતી માંથે લઈ ફરવાનો ફાંકો રાખે છે, તેઓ કદમ તજેની ખાક ઠજે આયંદે કેવા સરગરદાન થઈ બરબાદી જાએ છે, તેવા એક બદ-માસ ઝેરી સાંપ જેવી વાહાડયાનો ચોંકાવનારો દાખલો ઘણો ગંભીર સબક પુરો પાડે છે!

---

## પ્રકરણ ૫૭ મું.

### ભરમનો ગુંચવાડો.

ભલા ડૉ૦ હોમીએ મેહરાંને હુસ્યાર કીધી મગર તેનું હાર્ટ ઘણુંજ નબળું હોવાથી કોઇબી વેળા આ અભાગણી છોકરી એકાએક જીવ વિનાનું ખોખું થઇ પડશે, એવી ફીકર તે કરવા પડયો તોબી આ ઝુંકની ઝાંકની દીવાની જોતને હજીબી બની શકે તો તેજસ્વી ને બળતી રાખવાની દરેક જીગરતોડ પ્રયત્ન આ ભલો ડોકટર કરવા પડયો.

જે અભાગણી રાત્રે બુચી હીરાને ગુંગલાવામાં આવી હતી, તે રાત્રે ગુલાં પણ તેની સાથેજ સુતેલી હતી, અને વળી પરીને ડૉ૦ હોમી ઉપર સુપરીન્ટેન્ડટને ત્યાંથી કાગજ લખ્યું હતું, તેમાં બુચી હીરા ગુંગળાઈ મરણ પામી હતી તેનાં ખુનનું તોહમત આ નિર્દોષ ભલી અબળા ઉપર મેલવવામાં આવ્યું હતું, તેમાં તે બરફ જેવી પાક અને નિર્દોષ હતી એમ તેણીએ ખાતરીપુર્વક સાચો એકરાર લખી વાલ્યો હતો, અને મરનાર બુચી હીરાને ગુંગળાવી મારી હતી તેની બાતમી મેળવવા મેહરાં સાથની બુચી ગુલાંને ભુતખાનામાં બોલાવી ધીરજથી તેણીને પુછી લેવાની અર્જ તે કાગજમાં

કાયેલી હોવાથી, ડૉ૦ હોમીએ મેહરાંને તેમજ ગુલાંને ભુતખાનામાં બોલાવી હતી અને મેહરાંને તેનાં લાંબા વખતના બદમાસ, કમીણ, કાવત્રાંબાજ અને બેવફા ભરથારને દેખાડવાની તક આપી હતી, અને હવે બુચી ગુલાં પાસ થોડી ઘણી બાતમી મેળવવા ડૉ૦ હોમીએ ટક લીધી.

રાતનો વખત હતો. મેહરાંને સુધ્ધીમાં લાવ્યા પછી ડૉ૦ હોમી થાકેલો બુચી ગુલને લઇ એકાદ ઓરડામાં તેની સાથે રમવા લાગ્યો અને રમતાં રમતાં તે બાળકી બોલી ઉઠી. "મને કેની, તે હીરા તો ઘણીજ્જ ગમતી'તી. તે તો બીચારી મરી ગઈ તે મને તો જરાબી સોહવાતું નથી." આગલી ગમખ્વાર યાદ આ ભોલાં બાળકને થવાથી તે ગમગીન બની. ડૉ૦ હોમીએ તેણીને પોતાનાં ખોળા ઉપર લઈ બેસાડી અને તેને વાહલથી ચુમીઓ લેતાં તેને પતાવતાં માયાથી બોલ્યો. "દીકરી! હું કેવો છેઉં! આપરે રમશું તો સોહવાઈ જશે, પણ વારુ! બુચી હીરા જે રાતે ધાસ્તીથી બીહ ઉઠી તે તુને યાદ છે કે દીકરી?"

"હાજી! મને તો–તો–તે દેખાવ યાદ આવેછ કે જાણે–જાણે બીહક–બીહક લાગેછ, જો. હીરાએ જોરથી ચીસ પાડી તે હું પાસે સુતેલી કેની તે એકદમ જાગી ઉઠી, કોઈ ચોરને મેં નાહસી જતાં જોઈ મનેબી બીહક–બીહક લાગી. તે-તે–હું બી ધાસ્તીથી ચીસ પાડી ઉઠી. કોઇ કેની તે–છે તે કે–સાંકરી ચોરવાજ આયો હોસે. માયરે–મને તો બા બીહક લાગેછજી." અને ધાસ્તીથી આ છોકરી ધ્રુજવા લાગી. ડૉ૦ હોમીએ તેને પોતાની ગોદમાં મજબુત દાબી સધ્યારો આપી તેને હીંમત આપી અને માયાથી પુછવા લાગ્યો. "દીકરા–કોણની સાંકરી ચોરવા આયો તો?"

"તમે નહીં જાણતાજી? જોવેની છે તે કે મેહરાં માસીએ મને સાંકરી ને લોકીટ પેહરાવેલી કેની તે હું કોઇ વખત કેની કે તે હીરાનેબી પેરાવતી, કાંયજે તેને ઘણી ગમતી'તી જો. તે રાતે હમે ખાઇને સુવા ગીયાં, તારે કેની તે હીરાએ સાંકરી પેરવા માંગી. તે મેં મારા ગલાંમાંથી કારીને એને પહેરાવીને રમતાં રમતાં હમે સુઈ ગીયાંતાં ને પેલા–પેલા–ચોરે સાંકરી ચોરી નાહસી–નાહસી–ગ–ગ–ગીયો." વળી ગુલાં અહીં ધાસ્તીથી ધ્રુજવા પડી.

ડૉ૦ હોમીએ આ બીહવેલી છોકરીને વધુ કાંઈબી સવાલો પુછયા નહીં અને તેણીને હીંમત આપવા પોતાનાં ખાનગી ઓરડામાં જઇને કેટલાંક રમકડાં રમવા આપ્યાં અને પેલી ગમખ્વાર રાતની વાત આ કુમળાં ભેજામાંથી વીસારી દેવા આ ભલો અને સાલેસ ડોકટર તેને બીછાણાંમાં મુકી તે સુઈ જાય ત્યાં લગીન તેની સાથ ધીરજથી રમવા બેઠો.

નાની ગુલાં જેવી રમતી રમતી ઉંઘમાં પડી કે ડૉ૦ હોમી આ નિર્દોષ છોકરીનાં ભાંગાતુટા ખુલાસા ઉપર લંબાણુથી વિચાર કરવા લાગો. એકાદ સાંકળીને માટે હીરાનું ગળું દાબી કોઈ બદમાસ નાહસી જાએ એમ તેનાં ધ્યાનમાં મુદલજ ઉતર્યું નહીં. અંતે વધુ બાતમી મેળવવાનાં ઇરાદાથી મેહરાંને તેને લગતો ખુલાસો પુછવા અને બની શકે તો મરનાર બુચી હીરાનાં બાપ જાંહાંગીર પાસથીબી અગત્યનો ખુલાસો મેળવવા તેણે વિચાર કીધો.

હોમી મેહરાં આગળ ગયો. આ દુઃખી છોકરી જાગૃત સ્થીતીએ બીછાંણાંમાં પડી હતી. ભલા ડૉકટરને પોતાની આગલ માયા અને વાહલથી આવીને પુછતાં આ અભાગણી છોકરી મોત જેવું ફીકકું હસી. તેનું ઘણું હેશાંન માનવા લાગી. અગાઉ કરતાં તેની હાલત દેખીતી સુધરતી જતો દેખાવાથી હોમી બુચી ગુલાંનાં ખુલાસાને લગતી કાંઈ વધુ બાતમી તેની પાસથી પુછી લેવાનો વીચાર કરતો પુછવા લાગ્યો. "મેહરાં-હમણાં રમતાં રમતાં નાની ગુલે પેલી જે રાતે હીરાને ગુંગલાવી નાખી તે રાતની બાબ મુજને વાત કીધી, ને મને કાંઈ સમજ નહીં પડવાથી ખુદરતી ચટપટ થયા કરેછ! ગુલ કેહછ કે એનાં ગળાંમાં જે સાંકળી હતી તે પેલી અભાગણી રાત્રે હીરાને પેહરાવી હતી અને તે સાંકળી કોઇ આવીને ચોરી ગીયું."

"હા બાઇ મેં જ્યારે બુચીને પેલી ડોસી મરી ગેઇ ત્યારે મારી સંભાલમાં લીધી ત્યારે તે ડોસીએ આ લોકીટ અને સાંકળી મને આપી હતી. જે હું એને પેહડાવતીની. હવે એ મરતાર હીરાને પેહરાવ્યા કરતીની. મારી ગુલાંનાં ગળામાં સાંકળી ન હોવાથી એને તે કેંહે નાખી આવી હોએ એમ ધારી મેં જારે એને પુછ્યું ત્યારે એનો બોલી કે મેં તો તે રાતે હીરાને પેહરાવેલી. જારે હીરાનાં ગળાંમાં સાંકળી તે રાત પછી ઉતીજ નહીં તારે, ને વલી ડોકટરનાં અભીપ્રાય ઉપરથી મેં અનુમાન બાંધ્યું કે કોઇએ સાંકરી જોર જુલ્મથી ખાસ ચોરી લેવાજ બેહસતન હીરાને ગુંગલાવી મારી નાખી હોસેજ. હજુબી હું અજબ થાઉંછ કે મારી ગુલાંની સાંકળીજ ખાસ તે કોઈ બદમાસને લેવાની શું અગટ પડી હોસે?"

આ ખુલાસો સાંભલી થોડીક પળ હોમી વિચારવંત ચુપે ખામોશ બેસી રહયો, અને થોડીક પળ વીંટાબાદ બોલ્યો; "હા—આ એક ભેદ ભરેલું ઉખ્ખાણું મને તો લાગેછ! ખાસ જો ચોરી કરવાનીજ તે ચોરની મતલબ હોતે તો બસ સાંકળીજ શા માટે લઈ જતે? અભાગ્યા જાંહાંગીરની આ મરનાર બુચી હીણભાગ્ય સરજતને શરણુ થઈ! તે અભાગણી રાતે

જો આ સાંકળી ગુલાંનાં ગળાંમાં હોતે તો બીચારી આવા દગાનો ભોગ થઈ પડતે. તે બદમાસની મતલબ શું સાંકળીજ ચોરવાની હતી કે હીરાને મારી નાખવાની ઉતી તે સમજ પડતું નથીજ. તે દીવસ પછી ત્યારે ગુલની સાંકળી જતીજ રેહી કે ?"

"હા–બાઈ–એક પછી એક મ્માફતોથી મેં કાંઈ તે માટે ઝાજી તજવીજ કીધીબી નહીં. મરે કેવી ગુલાબ જેવી છોકરી ઉતી જો! મારી ગુલતો દરરોજ રમતી વખને યાદ કરેછ! અજબ જેવું તો એ ઉતું કે બંને એક બીજાંપર ગોયા જીવ કારી આપતાતાં ને વલી બેઉનાં ચહેરાબી કેટલે દરજ્જે મલતા આવતાતા."

ડૉ૦ હોમી ગમગીન ચહેરે ગંભીરાઇથી બોલ્યો, "મને તાજુબી એમ લાગેછ કે બુચી હીરાને ગુંગળાવીને મારી નાખવાનું તોહમત એકદમ તેઓએ પરીન ઉપર શા માટે મુકયું? એકાદ નજીવી સાંકળી લેવાનાં જીવ ઉપર તે આવું હેવાન્યત જેવું કામ કરે એ અક્કલમાંબી નહીં ઉતરે એવું હતું. બેશક, હીરાનાં ખુનમાં ઘણો ઉંડો ભેદ સમાએલો લાગેછ કાંકે મરનારે જે સાંકળી તે રાતે પેહડી હતી તેનો જો પતો મલી શકે તો પછી આ નિર્દોષ બાળક શાનો ભોગ થઈ પડી તે સેહલાઇથી માલમ પડી આવે. કદાચ હીરાનો બાપ જાંહાંગીર કાંઈ જાણતો હોસે તેને પુછી જોતાં કાંઈ માલમ પડી આવે ખરૂં."

"હું તો નહીં ધારતી ભઇ" મેહરા ધીમેથી બોલી "કાંય જે મારી ગુલ તો આ જાંહાંગીરભાઇને મુદલજ ગમતી'તી નહીં, ને એને 'પેલેસ'માંથી બાહર કાઢવા ઘણું તોફાન મચાવી રહયાતા! વલી પેહલીજ વખત મારી ગુલાંને જોઈ એવણ ગભરાઈ ગયલાને ગલાંમાંની લોકીટમાંની સબી જોઈ એવણ બાગમાં બેસુધબી થઈ ગયલા એવું મને યાદ છે."

"એમ?" હોમીએ તાજુબીથી સવાલ કીધો. "તારે તે લોકેટમાં એવી તે કોણુની સબી ઉતી કે જે જોઈ આ જહાંગીર બેસુધ થઈ ગયો?"

"આ લોકીટમાં કોઈ ઘણુજ મનોહર ચહેરાની બૈરાનો જીણો ફોટો ઉતો. તે હું ધારૂંછ ત્યાં લગીન તો–તો–આ નાની ગુલાંની માયનો હોવો જોઇએ. પછી તો ખુદા ખબર."

"ઓહો! તારે તો વળી આ કાંઇ ભેદમાં બીજો ભરમ સમાયલો લાગેછ ને અજાયબીપર અજાએબી લાગેછ" હોમી કાંઇક અધીરતાથી પુકારી કઢયો. "જો તે લોકીટમાંની સબી આ નાની છોકરીની આતાનીજ

હોય તો તે જેનું ગભરાટ સમેટ જાંહાંગીર એશુધ કાંય થાય તે તો કેવળ ભેદી ઉખ્યાણું થઈ પડયું કેહેવાએ. ખરૂં કેની?"

"હા ભાઈ! હું પોતેબી મનમાં ઘણી અજબ થતી'તી પણ મારાથી તે બાએ કેમ શક લવાય-કોણને પુછાય? એમાં શું ભેદ હોશે તેતો ખોદાય જાણે!"

એક ભેદનો ખુલાસો જાણવા જતાં ડૉ૰ હોમીને વળી એક બીજો માલમ પડયો. તે વિચારના વમળામાં થોડીક પલ ગુપચુપ બેસી રહયો.

ડૉ૰ હોમી માલ ઉપર ગયો અને ઓરડાનું અગાઉં બારણું ઉઘાડયું અને વચમાની ટેબલ ઉપર બળતી રોશની વચ્ચે તેણે આસપાસ નજર કીધી તો ઓરડો તેને ખાલી જણાયો. આખા ઓરડામા તેણે શોધખોલ કીધી મગર બદમાસ જાહાંગીરનો કશો પત્તો મલી શકયો નહીં. ચીંતાતુર ચહેરે તે પાસેનાં ઓરડામાં જાંહાંગીરની એકવારની નાક ઉપર માખ વટીક બેસવા ન દે એવી તુમાખી અને ગરૂર મોહરદાર આલાંમાયે પોતાનાં પાપોની ધાટકી શીક્ષા ભોગવતી લાચલાજ બીછાંણે પડી હતી ત્યાં જઈ પોંહચ્યો. આહ! આ અક્કલાતુન અબળાએ પૈસાની ગરમીમાં ભલા મરદોને ભુલાવે એવાં નિર્લજ કામો કીધાં હતાં. પૈસા જાણે કે જાવેદાન તેની પાસે રેહવાનાં હોએ અને નીરંતરજ તે જાણે કે જરદાર માલેતુજાર રહેવાની હોએ એવી કીસમથી ગરીબ લાચારો ઉપર જફાકારી પાડવામાં આ તુમાખી ઓરતે કશું બાકી ન રાખ્યું. તેજ કમીની નીચ અબળા હાલ કંગાલ્યત અને લાચારીમાં પારકાંને આશરે નાસીપાસી અને નામોશીમાં મોતને વધુ આશીષ ભર્યું અને આવકારદાએક ગણી દરપળે તે કીરતાર પાસ મો'ત માગતી બીછાંણે પડી હતી.

હોમીએ આ કંગાલ ઓરતને તપાસી અને તેની હકીકત પુછી. તેનું હાર્ટ તદનજ નબળું પડી ગયું હતું અને આ દુન્યામાં પોતાનાં પાપની મહાભારત શીક્ષામાં આવી કંગાલ્યતમાં જીવવાનાં હવે થોડાજ દીવસ બાકી રહેલા તે જાણતો હતો.

પોતાનાં ભરથારને તેણીએ દીઠો હતો કે નહીં તે માટે હોમીએ સવાલ કીધો અને આલાંએ તેને જોયો હતો નહીં એમજ જણાવાથી હોમી વધુ ચીંતાતુર બન્યો અને દુઃખના ચોમેરનાં મારાથી આ બદમાસ કસરેવજ છોકરો ઘેરાઈ ગયલો ગોયા મગજથી બેગમજ બની રહયો હતો, અને આવાં ઘેલાંપણામાં રખેને તે ભુતખાનામાંથી કંઈ નાહસી ગયો હોએ તેની

ચીંતાથી હોમીને ગભરાટ છુટયો. તે આલાંનાં ઓરડામાંથી ઝડફથી બાહર પડયો અને હસમતને તેને માટે સવાલો પુછ્યા અને ત્યાર પછી આખાં ભુતખાનામાં અને તેની આસપાસના ઓસમાર પડેલા બાગમાં બારીકીથી જુસ્તેજુ કરાવી, પણ તે બદમાસ કમીંણુ સખ્સનો કશોબી પત્તો ન મલેલો હોવાથી આ સાલસ ડોકટર હદથી જ્યાદા રંજીદા અને હયરાન બન્યો. એકાએક જાંહાંગીરને ભુતખાનામાંથી નાહસી જવાનો શું ભેદભર્યો સબબ મલ્યો તે હોમી મુદલંજ સમજી શકયો નહીં. અનેક વિચારોનાં વમલમાં વિંટલાઈ જતાં તેને બુચી ગુલાંને લગતો વિચાર યાદ આવ્યો. આ બુચી જ્યારે 'પરીન પેલેસ'માં હતી ત્યારે જાંહાગીર તેની ઉપર શા સબબથી તીરસ્કાર બતાવી તે જાંણે કે ભુત હોએ એવી કીસમથી ચોંકી નાહસ્તો અને જ્યારે ભુતખાનામાંજ તેનીજ નજરો સનમુખ આ બુચીને પાછી આવેલી જોવાથી તે ભેદભર્યા સબબો સરજ કાંય નહી નાહસી ગીયો હોએ? ગુલાંની ઓચીંત હાજરીનાં ધડક ધ્રુજારા વચ્ચેજ કાંય નહીં તે પોબારા માપી ગયો હોએ? આ ભલા ડોકટરને એવો કાંઈ શક ગયો ખરો! તેને તુરતા તુરત આસપાસ અને ચોમેર શેહરમાં જુસતેજુ કરવા અનેક આદમીઓને મોકલ્યાં મગર આ બદમાસ છોકરાની નાચીઝ હસ્તી ગોયા નીસ્તીમાં નાબુદ થઈ હોએ એવી કીસમથી તે ગોયા ગુમ થઈ ગયો.

---

# પ્રકરણ ૫૮ મું.

---

## હડધુત!

પેલી કાવત્રાંબાજ અને મકકારે ઓરત નાંજનાં બાહબારટ પાપના એકરારથી જો કોઈબી વધુ નામોશી અને બેજાલટમાં આવી પડી હીણપસ્તીની હડધુતમાં આવી પડયું હોએ તો તે તુમાખી અને ટીચકાંબાજ જર હતી! સર જાલેજરની તે હકદાર બેટી ન હતી પણ નીચ બુધ્ધીની કાવત્રાંબાજ નાંજાંની પેટનીજ ખરી દીકરી હતી એમ જરે જાણ્યું ત્યારે ગોયા આસમાનજ તેની ઉપર ઓચીંત તુટી પડયું હોય એવી કીસમથી ધાસ્તીથી તે ગોયા દબાઇ ગઈ, અને આ એકરાર સદંતર જુઠો હતો અને તે ન માનવા માટે જાલેજરને તરેહવાર કાકલુદી રડતી ચશ્મોએ કરવા પડી, મગર બુઢા

જાલેજરની તો સાએ સો ટકા આગલી પાછલી દરેક દલીલોથી ખાત્રી થવાથી, જર ની કાકલુદી ઉપર કશુંએ લક્ષ ન આપતાં તે તો પોતાની પેટની વાહલી દીકરી પરીનનીજ ટગર કરતો જરની જરાએ પરવાહ કર્યા વિના અધીરતાની તાપથી બલીજલી રહેલા ભુતખાનામાં રહયો હતો.

ભુતખાનામાં સાલેસ ડોકટર હોમીનાં પનોતા આસરા હેઠળ અભાગણી જર રહી હતી છતાં કોઈએ તેની સોડ સાંધવા અને તેની તરફ દીલસોજી બતાવવા તેની નજદીક આવતું ન હોવાથી આ કંગાલ છોકરી પોતાની ગમીમાં છુપાછુપ બે અખત્યાર આંસુઓના દર્યા રેડતી હતી. આ હેમક નાદાન ઉછાછલી અને કંગાલ છોકરી પોતાની આવી નિર્ધન થઈ પડેલી હાલત માટે પોતાની માતાને જવાબદાર ગણી પોતાની જણેતીજ માતાને લાખોલાખ કહુવા અને શ્રાપો દેતી હતી, અને દરેક પળે પોતાનાં નાસબર અને નાઉમેદ જીગરમાંથી ઉંડી સરદ હાય મારતી હતી. તે ભયંકર એકરાર કર્યા અગાઉજ આ બદમાસ અને લુચ્ચી માતા મરી ગેઈ હોતે તો જર પોતાની આગલીજ ધનવાન સ્થીતીમાં રાજ કરતી રાણી તરીકે મોજ મારતે!

આવા કંગાળ અને ભીખારી અવતારનાં બળાપામાં દીવસો પાણીનાં રેલા મીસાલ પસાર થયા, અને પોતાની આવી ગરીબ સ્થીતીમાંથી છુટી આગલી હાલતમાં સુખી થવા માટે તે પોતાનાં નાસબર મનમાં તરેહવાર સંકેટો રચવા લાગી. અને આયંદ ધન હીરામાણેક જેવા લક્ષાપતી જુવાનને પોતાની જાલમાં ફસાવી તેની સાથ પરણી જઈ જરદાર બનવાનાં તરેહવાર દીલખુશ સ્વપ્ના જોવા પડી. જો ધન હીરામાણેક જેવા જરદાર માલેતુજાર જુવાન સાથ સ્યાદીનાં ગાંઠથી એક થાય તો ગરીબાઈનાં ઝેરી દંખમાંથી તે સદાની છુટી થાએ અને પોતાની આગલી ધનાઢય સ્થીતી મુજબજ રાજ કરતી રાણી તરીકે થઈ રેહુ.

સાંજનો વખત હતો. અને જર પોતાની કંગાલ સ્થીતીનો ભય ભર્યો ખ્યાલ કરતી ભુતખાનાં આસપાસનાં બીસમાર સ્થીતીમાં આવેલા બાગનાં એકાંટમાં ગમગીન વિચારોની ગીરફતારીમાં ગર્ક થએલી બેઠી હતી, તેવામાં ધન હીરામાણેકને સાંબી બાજુથી આવતાં તેણીએ જોયો અને તેનાં હાથની ઓફર કરવાનો આ એક ઘણોજ સરસ અને એકાંટ વખત હાથમાંથી ન છટકવા દેવાનો ઠેરાવ કરતી તે એકદમ ઉઠી અને ધનનાં રસ્તાની સામે જઈ ઉભી. ધને તેણીને જોઈ મગર જાણે કે કશામાં હોયે નહીં એમ

ભુતખાનાનાં દરવાજા તરફ તેને ચાલુ મુકયું મગર જરે તેને આગલ ચાલતાં ખાસ રોકી ગમગીન અદાથી બોલી.

"ધન વાહલા ધન! તમે હવે કાંઈ વાત નહીં કરતા? હવે-હવે મને જોઈ અણગમો બતાવોછ? બોલોની ધન? મને જોઈ એમ કાંઈ કરોછ? બોલોની વાહલા?"

"જર, તું શું કેહવા માંગેછ તે હું સમજી શકતો નથી! તું મને શા માટે રોકેછ? મને જરા અગટનું કામ છે માટે મને માફ કરશે ને જવા દેશે કે-"

ધન આ છોકરીને ઠાપ આપી તાઢાં પાણીએ કાસર પટાવી ચાલી જવા કરતો હતો મગર જરે તેનો હાથ મજબુટીથી પકડયો અને લગભગ રડી દેતાં તેના પગ આગળ ગુંઠણ મંડયે પડી કરગરીને બોલી પડી, "વાહલા ધન! તમે મને સાંભળી લેઓ; મને એમ તરછોડી નાં ચાલી જાઓ; મારા આવા કંગાળ વખતમાં તમે બી એમ કાંય કરોછ? અરે ખોદા-કેવો વખત ફેરવાઈ ગીયોછ! એક વખત એવો હુતો જે વેલા તમેજ મારે હાથની ઓફર કરતા મારી મરજી પુછવાની તૈયારીમાં હુતા. પણ પેલી રાંડ ચંડાલ અને નાપાક પેટબરી પોરીએ તે વેળા વચ્ચે કવાબમાં હાડકાં મીસાલ આવી મારાં સુખની ધુળધાણી કરી નાખી, અને હવડાં બી એજ ચંડાલ રાંડ મારા ઉપર ચરાવો કરી મારી જગ્યા લઈ બેઠીછ. એ મરે ભસ્તે બરાઈ એમની એમ. આજે વખત બદલાયોછ, આજે તમારૂં મન મનાવી લેવા મને તમારા પગપર માંથુ મુકી મને તમારા હાથની ઓફર કરવાની કાકલુદી કરવી પડેછ. ધન-ધન," હયાં તે બેવકુફ અને હેમક છોકરી દુસકે દુસકે રડવા લાગી, દોરડી બળે પણ વળ નહીં છુટેની કીસમે આ કંગાળ અને તુમાખી છોકરી જો કે માલેતુજાર સ્થીતી વચ્ચેથી પોતાની ભુંડી કરણીનાં બદલામાં મુફલેસ થઇ હતી, છતાં બી પોતાનો ટેક અને તુમાખ તેણીએ હજી બી છોડેલો ન હોવાથી તે જોઇને ધનને હાલ ઘણો અફસોસ થયો.

"જર, તારા પેટનાં ગોળા બહાર કાઢી જેવા રીતે તું અવીચારી બોલેછ તે સાંભળી હું ઘણો દલગીર છેઉં! લાખમાં એવી એકજ એક નેક થઈ શકે એવી હાતમ દીલની અને બાદશાહી ખ્વાશની નીપકપટ અબળા માટે તું જે ખરાબ સખુનો ઓચરેછ તે માટે ખચીતજ હું ઘણો દલગીર છેઉં, જર આગળના બનાવની તું અત્રે મને યાદ દેવરાવેચ, પણ રાઈનાં પાડ રાતે વહી ગયા. જર, હું તારી સોડ સાંધતો તે વખતે તારા હાથની ઓફર કરવા આયો, અને આ સાલેસ અને ભલી છોકરી તેજ વખતે

ઓચીંત આવી ઉભી તે માટે તું તે છોકરીને તરેહવાર કદુવા અને શ્રાપ દેછ, પણ હું તો ઉલટો તે કીરતારે મારી સહાયતામાં એક ગેબી મદદગાર અને ફરેસતોજ એને મોકલી આપ્યો, એવું ધારી જીગરનાં ઉંડાણથી ખુશી છેઉં. કટોકટ વેળાએ મારો બચાવ થયલો ધારી હું તો તે કીરતારની લાખો-લાખ શુકર ગુજારી કરૂંછ."

જે છોકરીને તે તરેહવાર શ્રાપ દેતી હતી તેજ છોકરીની ધનને મોંઢેથી હદથી જ્યાદા તારીફ થતાં સાંભળી આ અદેખી કપટી છોકરી ઘણીજ જનુની બની. તેનો ચહેરો જર્દ મારી ગયો અને ગુસ્સાનાં આવેશમાં તે તુંડાઇથી બોલી ઉઠી. "ધન! આએ ચંડાલ ભીખારી પોરીની જાલમાં તમે બી વગર વિચારે ફસી પડયાછ, તેથીંજ તેની તમે એ રાંડ ચંડાળની કદર ખાઓછ! ધન ધન! એ પેટભરી ચંડાલનો વિચાર છોડી દેઓ! જો મારા જેવીની મોહબતને ઠોકરે નાં મારો! તમારી દોલત ઉપરજ આ ચંડાલ છોકરીએ તમુને ભમાવી તમારૂં માંથુ ફેરવી નાખ્યુંછ તો તેનાથી હાથ ઉઠાવો નહીં તો જરૂર પસતાશો--ધન વાહલા ધન-મારા હાથની આફર તમે નામંજુર ના કરો જોવ ધન-વાહલા ધન."

ધન બેદરકાર ધપે રોકડું પરખાવતાં બોલ્યો. "જર હું એવા નબળાં મનનો નથીજ કે એક ઓરતની ભુંડી સલાહ પ્રમાણે ચાલું. એક ભલી અને અમીરી ખવાસની તોખમી ખાનદાની છોકરી વાસ્તે તું આવું ભુંડું બોલેછ તે હું વધુ વાર શાંખી શકવાનો નથીજ. જર-તું જાણજે કે હું મારા જીવનો હકદાર એખલો માલેક છેઉં અને હું ચાહું તે કરી શકું એમ છે! મારી લખોની દોલત ઉપર આ નિર્દોષ છોકરી પરીન જો લોભાઈ ગઈ હોતે તો જે વેળા ચાલી ચલાવીને મેં એને હાથની ઓફર કીધી ત્યારે આ બાદશાહી દીલની ખાલેસ અબળાએ પૈસાનો નીચ લોભ રાખ્યા વિના તે ઓફર હજારો હેશાંન સાથ મજબુટીથી નાંમંજુર રાખી. જર-મારો છેવટનો જવાબ સાંભળી લે! તું મારા વાસ્તે કાંઇબી મુરાદ તારા જીગરમાં રાખતી નાં કાંકે તારી ઓફર હમેશની મને નાંમંજુર રાખવાની ફરજ પડેછ! મારા મરહુમ પીતાએ સર જાસેજરન સાથે મારે સર જાસેજરનીજ દીકરી સાથ પરણવુ એમ કબુલાટ મરતી વેળા કરાવી લીધી હતી; જો એક બારગી હું પરણું તો તે મરનારોની ખાહેશ મુજબ જાસેજરની હકદાર છોકરી સાથેજ પરણું અને તે તો પરીન છે." અને એમ બોલી આ ભલો જુવાન જર તરફ નજર કર્યા વિનાંજ ઝડપી કદમે ત્યાંથી ચાલી ગયો.

---

# પ્રકરણ ૫૯ મું.

## હીણપસ્તી !

ધન હીરામાણેકે તેણીને રોકડું પરખાવ્યું હતું. તેને દુઃખી અને રંજીદા કરી ત્યાંથી ચાલી ગએલો જોઈ પોતાનાં ઉંધાં ભાયગને રડતી અને નિર્દોષ પરીનને અને પોતાની જણેતી માતાને અનેક કદુઆ અને શ્રાપો દેતી ડુસકે ડુસકે રડવા પડી. તેણીએ જે આશા પોતાનાં ઉમીદભર જીગરમાં રાખી હતી તેનો સદંતર નાશ થવાથી તેનું હ્રુદય જાણે કે તમામ તુંટી ગયું ! અરેરે ! હવે તે આવી ભીખારી સ્થીતીમાં કોણને આસરે જઇ પડે ! તે શું એક કંગાલ હલકા વરગની પોરીઓ માફક ઘરેઘર વહીત્રરં કરી સીવી સાંધીને પોતાનું ગુજરાણ કરે ? અફસોસ ! વખત તો તેવોજ બારીક આ પાખંડી છોકરીનો આવ્યો હતો. !

અનેક બુરા વિચારોમાં ગર્ક ગએલી આંસુઓનાં ધોધમાર દર્યા રેડતાં ત્યાં ઉભી હતી તેવામાં રતન જે બાહરથી આવેલો ભુતખાનામાં જતો હતો તેની નજર જરની આવી હાલટ ઉપર પડવાથી તે તેની નજદીક ગયો. જરે તેનાં મોંહ સામું જોયું અને રડવાવાં ઢોંગ કરતી બોલી " ઓ રતન-રતન ! હવે મારૂં શું થશે- હું બધેથીજ ફજેટ અને હડધુટ થઇછ- અફસોસ ! પેલો ધન હીરામાણેક એક વખત મારી સાથેજ પણવાનાં ફાંફાં મારી રહયો'તો તે હવે મારી મોહબતનો ઈનકાર કરી પેલી રાંડ ઠગારી ધુતારી પેટભરીની જાલમાં ફસી પડી મગજથી બેમગજ થઈ ગીયોછ-એ મરે રાંડ ચંડાળ પેદાની પરતી-રાંડ બધી રીતે મને આવીને નડી મુઈ."

રતન ગંભીર ચેહેરે બોલ્યો.

" જર ! જર ! ખામોશ ! તું ધનને માટે જે બોલેછ તેમાં કાંઈ વજુદ નથીજ ! તું જે છોકરીને બદનામ કરી ગાળ દેછ તે સાંભળી હું ઘણો દલગીર છેઉં. એક સાલેસ અને સાફ મનની અબળા પોતાના હડહડતા દુશ્મનને વટીક એક આડો સખુન વટીક કાઢતાં કમકમે ! જર-તું જે છોકરીને બદનામ કરેછ તે છોકરી બાદશાહી દીલની અને અમીરી ખવાસની ને તોખમી ખાનદાનની કુળવાન અબળા જાહેર થઇછ તે તુંને ખબર છે ? જેવી સબુરીવાલી સહનશીલ છોકરી મેં મારા જનમમાંથી દીઠી નથીજ. એક વખત એવો ઉતો કે જે વેળા તમારા જેવી નબલાં મનની ઓરતોની

ફુસલવણીથી હુંબી નાદાન અને અજાન બની મેંબી મારા વરસ વેચીને આ છોકરી ઉપર જુલમાટ કરવામાં કશું બાકી રાખ્યું નહીં, અને જેવી કાંટાની કટેસર કરી મેં મારે હાથે નામોસીની હીણપસ્તીમાં આવી પડયોછ તેની ખેજાલટમાં મને આએ દુન્યામાં જીવવાનુંબી જાણે ભારી લાગેછ. જ્યાં લગીન તે બાદશાહી ખવાસની ભલી છોકરીને શોધી કાઢી તેને દીવેલાં દુઃખ માટે હું એોજર ખ્વાહીથી માફ માગશ નહીંજ ત્યાં લગીન હું જંપીને બેસવાનો નથીજ. ભુલથી એકાદ થએલાં પાપનાં બદલામાં ખરાં જીગરથી કાયેલો પશ્ચાતાપ એક દાઝેલ જીગરને સંતોષ અને ધીરજ સાથ તેનાં પાપમાંથી ખલાસી આપે છે !"

"અરે-તારે તુંબી પેલા નાદાન અને કમસમજ ધન માફક એજ ધુતારી પેટબરીની કદર ખાએછ" જર જનુનથી ચીંચવાઈને બોલી ઉઠી જે વેળા તેનાં જીગરમાં અદેખાઈનો ગોયા જવાલા ફાટી રહયા હતો, જેની અગ્નીમાં આ ચંડાલ અને કપટી છોકરી ગોયા જલી જતી હતી! "આહ! એ રાંડે મારૂં નખોદ વાળ્યું-મારાં સુખનું સત્યાનાશ વાળ્યુંછ-એ પેટબરી મારાં સુખની આડે આવી તો આવી, પણ રાંડ ધુતારી ઠગારી કંગાલે મારી જગ્યા લીધી! એો-એો-બધાંજ એવાં બદમાસ અને લુચ્ચા હીણાં કીણાં કંગાળની કદર ખાએચ ને મારી કદર તો કોઈ કરતું નથી." અને મોટે મોટે તે રડવ પડી.

"કમ સમજ છોકરી" રતન ગંભીરાઈથી બોલી ઉઠયો "તું તારી અદેખાઈની અગનમાંજ બલેછ! નિર્દોષને નાહેક બદનામ નાં કર! તારી કદર કોણ ખાઈ શકે ? જેઓ કદર અને દીલસોજીને લાયકનાં છે તેઓ ઉપરજ તેવી ભલી લાગણી બતાવવામાં ફાયદો છે! સમજી! મને તો કાલે સવારે પરીનની શોધમાં મુંબાઈ તરફ જવુંછ તેથી મને અંદર જવા દે" અને સ્યાલમાં લપેટી જરને તાણા મારી રતન ભુનખાનામાં જવા કરતો હતો, પણ જરે તેનો હાથ પકડી અટકાવ્યો.

"રતન-વાહલા રતન-મને સાંભલી લે-મને તારાં દુઃખમાં તરછોડી નાં ચાલો જા! અગાઉની મોહબત અને દોસ્તી યાદ કર! જે વેલા હું ફરાંચીમાં ઉતી ત્યારે તેં મારો જાન બચાવ્યો. મારે હાથની માંગણી કરવા ચાલીચલાવીને આયોતો તે યાદ કર-અને તેના બદલામાં હું આવા મારા વખતમાં તારા હાથની એોફર કરૂંછ તે ના નાંપાર-તારાં વહાલમાં મારા જેવી દુઃખીને તું સુખી કર-રતન-વાહલા-રતન! તારા જેવાની બાંહે ધ્હરી હેઠળ હું સર્વોત્તમ સુખને શંતોષ માનસ! યાદ કર! તે આગલનાં વરસોની મોહબત યાદ કર-કે જે વખતે તું મારી ઉપરથી જાન સદકે

વટીક કરવા તૈયાર હતો-વાહલા રતન-મને જવાબ આપ" અને રતનનો હાથ પોતાના હાથમાં પકડી ઉભી.

"જર! તારૂં બોલવું સાંભળીને મને ઘણી તાજુબી લાગેછ! આગલાં વરસોની જક્કાકારક કાંહણી યાદ દેવડાવી તું મને આગળનો ભુલાઈ ગયલો પ્યાર પાછો તાજો કરવા માંગેછ પણ સુકાઈ ગયલું ઝાડ પાણી સીપવાથી ગમે તેવી બી રીતે પાછું સજીવન થતુંજ નથીજ-તેમ એક વખતનો મોહબતનો જરો સદા સુધીને માટેનો સુકાઈ ગયો તો તે હવે વરસો પછી પાછો વેહતો થાય એ ન બની શકે એવી મુસકેલીની વાત છે! હવે તું મારા કરતાં બી કંગાલ અને મુફલેસ બની રેહીછ તેથી તુંજ હવે ચાલી ચલાવીને મારી મોહબત શોહધતી મારી સાથ પરણવા તૈયાર થઇછ કે? તે વખતે મને મારા પ્યારને ઠોકર મારી હડધુત કરી મને દેશવટો અપાવ્યો મારૂં જીગર ભાંગી નાંખ્યું તેનો કાંઇ સેહજ વિચાર બી તુંને થયો તો કે? નાદાન છોકરી! જાણે કે ગરીબોએ જરદારોની મોહબત મેલવવામાં શું એક ગુનાહ કીધો હોએ તેમજ મારા જેવા ગરીબને ઠોકરે માર્યો તો તેનો બદલો ખુદરતીજ હવે તુંને કાંય નહી મલે? આગલાં વરસોપર મેં જ્યારે તારા હાથની ઓફર કરવાનો વિચાર તુંને કહી સંભળાવ્યો તે વેળા જો તું મારી બાહેધરી હેઠળ આવવા મજબુત મને મારા પ્યારની ઓસ્તવાર રેહી મારી ધણીયાણી સુખ દુ:ખમાં થઈ રહેવા કબુલ થઈ હોતે તો આવા કંગાળ વખતનું દુ:ખ તુંને સહન કરવું પડતે નહીંજ. મારે વધુ કાંઈ બોલવું નથીજ. મારો જવાબ તુંને મલી ચુકયોછ; તોબી છેવટનું મને સાંભળી લે-આએ તુટેલાં અને ભાંગેલાં જીગરમાં તારા જેવીની મોહબત માટે એક ઇંચ ભાર બી ખાલી જગ્યા નથીજ. હું બધું સમજુંછ. તારી કંગાલ સ્થીતીમાંથી છુટવા રહી રહીને આજેજ વરસોના સુકાઈ ગએલા પ્યારનાં ઝરાને વહતો કરવાની તું જે મતલબભરી કોશેશ કરેછ પણ તેમાં તું ફતેહ પામવાની નથીજ કાંકે તારા જેવી સાથ સ્વાદીના ગાંઠથી એક થવાને બદલે જનમોજનમ કુંવારી હાલતે રેહવા હું વધુ પસંદ કરૂં" અને જરની તરફ જોયા વગરજ સડસડાટ ત્યાંથી ચાલી ગયો!

અને જર? પોતે માંડેલાં બેઉ છટકામાં એકબી શીકાર આસાનીથી ન સપડાવાથી ઘણીજ નાસીપાસ અને નાસીપાસ બની. અરેરે! તેનાં જેવી કંગાળ તુમાખી અને ગરૂરી પોરીને કોઈજ અહીંગતું ન હતું-કોઈજ તેની કાલજી કે કદર ખાતું ન હોવાથી આ ભીખારી છોકરી હદથી જ્યાદા નાસીપાસ નાસબર અને રંજીદા બની, અને પોતાનાં ઉંધાં બાએગને કડુવા હેતી દુસકે દુસકે રડવા પડી.

# પ્રકરણ ૬૦ મું.

## આશાનું ઝાંખું કીરણ!

ભુત્રખાનામાંથી ઓચીંત પેલા દગલબાજ જાહાંગીરનાં ગુમ થયાને દીવસો વહી ગયા અને ભલા અને સાલેસ ડોકટર હોમીએ તેને શોધી કાઢવા પાછલ જીગરતોડ મેહનત કીધી, મગર આ લુચ્છો જાણે કે પાતાલનાં પેટામાં ગોયા ગર્ક ગયો હોએ એવીજ કાસમે ગોયા તેની હસ્તી નીસ્તીમાં સદંતર નાબુદ થઈ! આ બદમાસ પોર્યાએ પોતાની ભીખારી હાલત થઇ જવાનાં ઘેલાપણાંમાં કેઇ કુવો તલાવ પુર્યો હોએ એવો ડર કરી ઘટતે ઠેકાણે ડો૦ હોમીએ ઘણીજ ખાનગીથી જુસ્તેજુ કરાવી મગર આ બદમાસનો કશોબી પત્તો મલી શકયો નહીં હોવાથી આયંદે હારી ખાઇને તે બેઠો.

આ બાદશાહી દીલનાં માયાળુ અને સાલેસ ડોકટર હોમીને એક ક્ષણની પણ શાંતિ ન હતી. મનોહર પરીનનાં એકાએક ગુમ થવાથી આ ભલો છોકરો ઘણોજ હયરાન અને રંજીદા બની રહયો હતો, અને છુપા ગમમાં તે માહેલે ભેદે બલ્યા કરતો હતો. ડો૦ હોમીને હદથી જ્યાદા દુઃખ લાગતું હતું અને તેની જીવલેણ જુદાઇનાં કાટીલ જખમો આ ભલા દીલનાં ડોકટરથી મુદલજ સેહવાઈ શકાતા ન હતા. આ વીયોગથી એટલી હદ સુધીનો બેચેન અને બેબાખલો બની રહયો હતો, કે રાતની ઉંઘ વીનાં બસ પરીનની શોધ માટેજ અનેક પછાડા મારતો અને પાપડી માફક પૈસા વેર તો બેકરારીમાં ફર્યા કરતો હતો.

અલાહબાદમાં ઉપરાસાપરી બનેલા ગુચવાડા ભર્યા ભેદી બનાવોમાં આ ભલો ડો૦ એટલી હદ સુધીનો ગુંચવાઈ ગયો હતો કે મુંબાઈ પોતાની મેહરબાન દીલસોઝ અને મોહબતવંતી માતા (ડો૦ હોમીની ખરી માતા ન હતી તે આપણે આગળ જોઈ ગયા છીએ) હીરાંબાઈ આગલ લાંબો વખત થવા ગયો ન હોવાથી જ્યારે રતન મેહતા પરીનની શોધમાં મુંબાઈ તરફ રવાનાં થતો હતો, તેની સાથે પોતેબી મુંબાઇ જવા તૈયાર થયો. બેશક, પરીન જ્યારે ઓચીંત ગુમ થઈ ત્યારે આ સાલેસ ડોકટરે એમજ ખાત્રી અને ભરૂસો રાખ્યાં હતાં કે પરીન અલાહબાદ છોડીને કદાચ મુંબાઈ હીરાંબાઇને આશરે ગઈ હોશે. પણ જ્યારે તેણે મુંબાઈ પરીનની શોધ માટે હીરાંબાઈ ઉપર લખી વાળ્યું, અને

પરીન હીરાંબાઇને અંગસે મુદલજ આવી ન હતી એવા સનાનનાં સમાચાર-રથી ડૉ૦ હોમી ઘણો હયરાન પરેશાન બની રહયો હતો, અને રખેને આ બાદસાહી દીલની છોકરીએ પોતા ઉપર પડેલી મહાભારટ જફા અને આફટ વધુવાર ન ખમી શકવાતે લીધે પોતાની જીંદગીનો બુરો અંત લાવી મુકયો હોએ તેની ધાસ્તીથી હોમી ગોયા તન બદનથી ધ્રુજતો હતો. અરેરે! જો તેમજ બુરૂં બનવા પામ્યું હોએ તો ઘણીજ અફસોસકારક ગમખ્વાર એનશીબી લેખી શકાએ।

કાંઈ ગમખ્વારી બેચેની અને બેકરારી વચ્ચે રતન હોમી મુંબઈ આવ્યા અને હોમી પોતાના બંગલામાં હીરાંબાઈ આગલજ રહયો જ્યારે પરીનની વધુ જુસતેજુ કરવા રતન મુંબઈ એક દીવસ રહીને પુના ગયો.

આ ભલો ડોકટર લાંબે વખતે હીરાંબાઇને હર્ખના આંસુઓ વચ્ચે ભેટયો! "વાહલાં માતાજી" હીરાંબાઇની ગોદમાં વાહલથી દબાઈ તે પોતાનાં હેશાંનનો ઉભરો ખાલી કરતાં બોલ્યો "જો કે તમે મારાં ખરાં માયજી નથીજ તો બી આ ધાંટીમાં પ્રાણ છે ત્યાં લગીન મારી આંખ આગળ તમેજ મારાં માતા તરીકે રહેશોજ। આવી આવી જેહમટ બેંચી મને ઉધાર્યો તો તેનાં અખંદ હેસાનનો બદલો હું કદી બી વાળી શકવાને શકતી-વાન નહીં થવશ." અને ભલાં દીલનો આ સાલેસ જુવાન ગોયા હર્ખનાં આંસુઓ વરસાવવા લાગ્યો.

"દીકરા—જીવતો રેહે ને ઘણું સુખ જોય! હોમી દીકરા—શરૂઆતથીજ તારી ધપછપ અને વલણથી મને એમજ લાગતુંતું કે તું કોઈ મોટાં ખાનદાનનો પણ બેદભરમોથી તગએલો હીણાએલો હોસંજ. પણ—દીકરા એ તારામાં શું ફેરફાર થયોછ! કાંઈ લેવાઈ ગીયોછ ને ઉદાસ, કાયલી અને બેચેન જેવો કાંય દીસેછ દીકરા!"

"માયજી, બીચારી પરીનનો જ્યારે સુખનો વખત આવ્યો તેજ કટોકટ વખતે તે પાછી અલાહબાદમાંથી એકદમ જતી રેહીછ જેની ગમ-ગીન યાદ મને તદનજ નાસીપાસ અને નામુરાદ બનાવી મેલેછ. આ ભલી છોકરીએ પેલી બદમાસ શેતાન નાંજાંનાં કપીંણ કાવત્રાંને લીધે ઘણું ખમ્યું, ખાનદાની કુટુંબની છોકરી તરીકે મેહલોમાં એશઆરામ ગુજારવાને બદલે વરસો તુલાક આ છોકરીએ સખત દલદેસરી કરી અનેક તરફથી જુલમાટ ખમ્યો અને અફસોસ, હાલ જ્યારે બધો ભેદ ખુલ્લો થયો ને આ ભલી

છોકરી જ્યારે સર જાલેજરની હકદાર બેટીજ પુરવાર થઈ તેજ સુભાગ્ય વખતે સુખ જોવા આ સહણુશીલ છોકરી ગુમ થઈ ગેઈછ." અને હયાં આ દીલસોઝ જુવાન ગમીની શોકાગ્નીમા ગોયા જલવા લાગ્યો. હીરાંબાઇએ તેને સખ્યારો આપ્યો અને આ પરોપકારી અબળા બોલી, "દીકરા, એમ ગમ નાં કર! ધીરજ ધર, દીકરા, ખોદાનું કામ ખુદા કરયો જઈ સર્વ જોહમટનો રૂડો બદલો ચંદ રોજમાં મલશે; ખરેખર—આ બધી જફ્રાકારક કાહણીને લગતું તારૂં લંબાણથી લખેલું કાગજ વાંચી હું પોતે બી ઘણી અજબ થઇ'તી, જરા સબુરી પકડ—દીકરા મેંબી એ બલી અને ગાય જેવી અસરાફ છોકરી માટે અનેક ઠેકાણે ખાનગીથી જુસતેજુ કરાવીછ પછી તો જે કીસમતમાં હોશે તે ખરૂં."

વચમાં બીજા ચાર દીવસ પાણીના રેલા માશાળ ઝડપથી વહી ગયા, અને એક દીને સવારે પુનાથી રતનનો અગત્યનો તાર આવ્યો. અને ડો૦ હોમીને સર્વ કામ પડતું મેલી પુનાં તાબરતોબ નીકળી આવવા તેમાં જણાવવામાં આવ્યું હતું. રતન મેહતાને બલી પરીનને લગતી કાંઇબી બાતમી મલી હશે એમ ધારી આ બલા જુવાન ડૉકટરનું જીગર ઉમેદ અને મુરાદથી ઉછાલા મારવા લાગ્યું અને પોતાની મોહબતવંતી માતાની રજા લઈ તે આશાબર પુના ઉપડી ગયો.

---

# પ્રકરણ ૬૧ મું.

## એક ભય ભર્યો અકસમાત.

પુનાના બંદ ગારડન્સ તરફ જવાના રસ્તા ઉપર એક સાંજે ભયબીત અકસમાત થવા પામ્યો હતો. એક બાડુતી ગાડીનાં તોફાની ઘોડાએ મસ્તી કીધી, અને કોચમેનની ગમે એટલી મેહનત છતાં બી આ તોફાની ઘોડો કાબુમાં નહી આવ્યો અને ગાડી સાથે ચારે પગે નાહસવા માંડયું, નસીબ સંજોગે તે વેલા ગાડીમાં કોઇબી હતું નહીં! આંચકા સમેટ કોચમેન ઉછલાઇને રસ્તા ઉપર તુટી પડયો અને ઘોડાએ તો ગાડી લઇને જીવ લઇને બસ નાહસવાજ માંડયું. આજ કટોકટ વખતે સાંમી બાજુથી એક યુરોપ્યનની મોટર જોસથી ધસી આવી અને ઘોડાબી સાંમી બાજુથી ગાડી સાથ

વાંકો ટીકો દોડતો મોટર સાંમે ધસી આવ્યો અને તે મોટરનાં શોફરની ગમેતેવીબી સમયસુચકતા છતાં મોટર ગાડી સાથ જોરથી અફડી પડી, અને ગાડીનો જેમ ચુરેચુરો થઈ ગયો તેમ મોટરનોબી પાછલો ભાગ ચુરેચુરો થઈ ગયો. સારા નશીબે શોફરે સમયસુચકતા વાપડી અને એક તાર્ફટ કરી તે પોતાની જીંદગી બચાવવા એકદમ બાહર કુદી પડયો. રાહદારીઓ છેક ખુણાંમાંથી ચાલતા હતા તેજ તરફ આ ભયબીત અકસમાટ થવા પામ્યો હોવાથી તેની અડફટમાં ત્રણ રાહદારીઓ આવી ગયા અને તેઓને ઘણી ગંભીર પ્રકારની ઇજા થઇ. તેઓમાંનાં બે તો મોહમેદન હતા, જ્યારે એક ઇંગ્રેજી પોષાકમાં સજ થયલો પારસી હતો. આ અકસમાટથી તે રસતાપર સંહકડો લોક જમાવ થયું અને પોલીસની દોડાદોડી બી ચાલી રેહી અને આ ત્રણે અભાગ્યાંઓને ગાડીની તળેથી બાહર કાઢી તાબરતોબ સાસુન ઓસપીતાલમાં મોકલી આપ્યા. પેલો પારસી કે જેને માથામાં તેમજ ચેહેરા ઉપર ઘણાંજ સખત જખમો થયા હતા, તેતો તદન બેભાન હાલટમાં હતો, અને તેવીજ બેભાનીમાં તેને તાબરતોબ ગાડીમાં નાખી ઓસપીતાલમાં લઈ જવામાં આવ્યો. આ પારસીનો ચહેરો જખમમાં લોહી નીકલવાથી ખરડાઈ ગએલો હોવાથી કોઈ તેને ઓળખી શકયું નહીં.

ઓસપીતાલમાં તેને સુધ્ધીમાં લાવવા અનેક ઉપાયો હાઉસ સરજન કરવા લાગ્યો. તેને થયલી ઇજા ઘણીજ ગંભીર પ્રકારની હતી, તેનો ડાબો હાથ સદંતર ભાંગી જઈ ઘણી કમકમાટ રીતે તે પરથી માંસ નીકલી આવવાથી તાબરતોબ તેની બેભાનીમાંજ તે હાથ કાપી નાંખવામાં આવ્યો. તેની ડાબી આંખનો ડોળો સદંતર ફુટી ગયો હતો અને તે બાજુનો માંથાંનો ભાગ જખમી થયલો હોવાથી તેનો ડોળો કાઢી નાખ્યો અને જખમો સાફ કરી તેની ઉપર પાટા બાંધી લેવામાં આવ્યા. આંખની ઉપરની થયલી ભયંકર ઇજાથી તે ઉપર મજબુટ પાટો વીંટાળવામાં આવ્યો જેથી તેની બીજી આંખ ઉપરબી પાટો આવી ગયો, અને જ્યારે આ અભાગ્યો જુવાન પોતાની બેભાનીમાંથી બીદાર થયો ત્યારે પોતાની આવી લગભગ અપંગ થઈ ગએલી કમકમાટ ઉપજાવનારી સ્થીતીથી તીક્ષણ દુ:ખ મુદલજ ખમી ન શકવાને લીધે સાંમાં માણસને ધ્રુજરી છુટી કમકમાટ લાગે એવી કીસમથી બુમો પાડવા લાગ્યો. આ અભાગ્યા જુવાન આગલ એક પારસી નર્સ ચાલુ સારવાર માટે રાખવામાં આવી કે જે બાલી નર્સબી આ અભાગ્યાની ભારી તાસવીસથી હદથી જ્યાદા કમકવા લાગી. તે કમનશીબ સખસ ભારે તાસવીશ કરતો દુ:ખ સમેત રડતો બડતો ખુદા પાસ મોત માંગી રહેલો હતો;

જ્યારે પેલી ભલી નર્સ તેને દીલાસો આપી શાંત રાખવાની છુગરતોડ પ્રયત્ન કરતી હતી.

"અરે ખોદા–મને મોહત આપ–મને મારી નાંખ" પેલો અભાગ્યો મોટે મોટે બુમબરાડા પાડી કમકમાટ ઉપજાવનારો કકલાટ કરી રહયો હતો અને તેની તાસવીસથી બીજાં દરદીઓનાં મન ઉપર માઠી અસર થાય એમ ધારી હાઉસ સરજને આ અભાગ્યાને એક નાકેનાં તદનજ અલાહેદા ઓરડામાં રાખવામાં આવ્યો હતો. "મારાથી આએ દુઃખ નહી ખમાતું–અરે ખોદા! મને ઝેર આપી મારી નાખો–ઓ–આવાં જીવતરે હું કેમ જીવું."

"ધીરે ભાઈ ધીરે," પેલી નર્સ આ દુઃખીને પતાવતાં માયાથી બોલી. "જરા સબુરીથી સહન કરશો અને શાંત રહેશો તો ચંદરોજમાંજ ફાયદો થશે ભાઈ, તમારાં કોઈ સગાંવાહલાંને–કોઇને કાંઈ બોલાવવાંછ?

"ઓ મારાં સગાંવહાલાં કોઈ નથી" અને અહીં તે કમનશીબ જુવાન રડવા પડયો.

"ઓ ખોદા–મારી અજલ હવે નજદીક આવીછ. મારી કરણીનો–મારાં અગાધ પાપનો હું ભોગ થઇ પડયોછ મારાં કાવત્રાંની મને–આએ માહભારટ શીક્ષા–અરે–ખુદા–આવો નતીજો–ઓ–મને–મને–અરે–ખોદા મને મોત આપ–મારાથી નહી ખમાતું."

"જરા શાંત થાઓ–ભાઈ–એટલા ના હીંમત નાં બનો" અને નર્સે તેને શાંત રાખવા શીશીમાંથી એક દોઝ કાઢયો અને તેને પીવાડવા વાંકી વલી "લેઓ–આએ દોઝ છે તે પી જાઓ કે જરા કેફ આવે" અને તેનાં મોહામાં તે દવા પેલી નર્સે રેડી.

"તમે–તમે કોણ છેઓ–મારી એક આંખે પાટા બાંધ્યાછ તે મને જાણે અંધકારથી બીહક બીહક લાગેછ ને કાંઈ સમજ પડતી નહીં–તમે કોણ છેઓ–તમારો–તમારો અવાજ કાંઈ–કાંઈ ધ્યાનમાં આવેછ."

"હું તો અહીંની નર્સ છેઉં–ચાલો જરા શાંતીથી સુઈ રેહો કે ઉંઘ આવે."

"અરે–ખોદા–હું મુઓ અભાગ્યો–મને–મને મારાં પાપ કેમ માફ થશે–ઓ ખોદા–આવો નતીજો મને મલ્યો–અરે! આવી શીક્ષા મને ભોગવવાની મલી–અરે ખોદા–મને મોત આપ–મારાથી નહીં ખમાતું–મને મારી નાંખ."

આ કંગાલની ઉમરતોડ તાસવીસથી પેલી ભલી નર્સનું દયાળુ દીલ ગોયા દીલસોજીથી દાઝી જવા લાગ્યું અને રડમસ ચહેરે તે આ દર્દીનાં ઓરડામાંથી બાહર પડી, અને પોતાનાં ઓરડાના એકાંટમાં જઈ ડુસકે ડુસકે રડવા પડી. તે અભાગ્યા જુવાન માટે તે પારસણ નર્સને એટલું બધું તે શા માટે લાગતું હતું અને તે કોણ હતી? અકસમાતનો ભોગ થઈ પડેલો પેલો અભાગ્યો કોણ હતો?

તે અભાગ્યો કોઈજ નહીં પણ અલાહબાદવાલો લુચ્ચો અને બદમાસ જાંહાંગીર શેઠના હતો, જે બુરો અધમી કોણ જાણે શા સબબથી અલાહબાદથી પોબારા માપી નાહસી આવ્યો હતો. જ્યાં તેના માહબારટ પાપની શીક્ષામાં તેને ભયભર્યો અકસમાત નડયો અને પાપની પશેમાનીમાં કમકમાટ ઉપજાવનારી સ્થીતી વચ્ચે તાસવીસ કરતો ઓસ્પીટાલમાં પડયો! આ બુરા બદમાસના બાબમાં વધુ નામોશીભર્યું તો એ થયું કે જે નિર્દોષ ભલી અને નીખકપટ અબળાના સર્વોતમ સુખનું તેણે સત્યાનાસ વાલ્યું હતું, તેની દોલત પોતે પચાવી પાડી તેને જગતમાં નામોશી અને ખેજ્જલટમાં ડુબાડી દેઈ દુ:ખના તોફાની સાગરમાં સપડાવી હતી. જે પાકજાદ અસીલ અને નેકચલણ સહનશીલ રૂપસુંદરી ઉપર ખુદ ખુદા વટીક ખમી ન શકે એવા કાસમનો જુલમાટનો વરસાદ તેની ઉપર વરસાવ્યો હતો તેજ નિર્દોષ અને નમુનેદાર અબળાની સારવાર હેઠળ તેનીજ દીલસોજી અને માયાભરી સારવાર હેઠળ આ બુરો અધમી મોતને બીછાંણે પડયો હતો. પોતાની આંખને થયલી ઇજાથી તે ભલી નર્સ તેની સારવાર કરતી હતી તે કોણ હતી તે તે મુદલજ જોઈ શકયો નહીં.

આ ભલી નર્સ કોઈજ નહીં પણ પરીન હતી, જે અલાહબાદથી ઓચીંતી ચાલી ગયલી આપણે જોઈ ગયા છીએ, અને જે ભલી રૂપસુંદરીને શોધી કાહડવા સાહસ જુવાન ડો૦ હોમી ગોયા પૈસાનો ધુમાડો કરી રહયો હતો.

કેવી બાદશાહી ઉમરની નેકચલણ અને નમુનેદાર છોકરી! પોતા ઉપર પાડવામાં આવલી જફા અને સીતમનાં બદલામાં આ જફાકાર સીતમગાર ઉપર કેવા પ્રકારની દીલસોજી?

---

# પ્રકરણ ૬૨ મું.

## બાદશાહી ખવાસની છોકરી!

તે બાદશાહી ખવાસની છોકરીને શોધવી કાહાડી પોતાના હાથથી થએલી ગફલતીનાં બદલામાં તેની માંગીની નસબગારીમાં અધીરતાની તાપથી તપતો જ્યાંથી કાંઇ ખબરનો પડઘા પડતો ત્યાં રતન ધસડાઇ જતો હતો અને તેવીજ ઉમેદમાં તે પુનાં આવ્યો હતો મગર આખરે તેની રાતદીવસના મેહનત અને અથાગ ખેદમતને જશ મલ્યો. આ ભોલી છોકરી પોતાના મન ઉપર કાબુ રાખી છુપાછુપ અલાહબાદ છોડી આવી પુનાં આવી વસી કે કે જેથી લોકચર્ચા આ નિર્દોષ બાળા માટે અલાહબાદનાં જે વધી ગઇ હતી તે તેણીની ગેરહાજરીમાં સદંતર નાબુદ થઇ જાએ. આટલું દુર નાહસી આવવાથી હવે તેની કોઇબી પુઠ પકડશે નહીંજ એમજ ધારી સંતોષથી આ છોકરી ઓસ્પીતાલમાં નર્સનું સખત વકીતરું કરતી હતી પણ, એતેફાક ઓસ્પીતાલમાંથી એક દીવસ બાહર જતાં છેક દુરથી રતનની નજર તેની ઉપર પડી અને પરીન કયાં જતી હતી અને શું કરતી હતી અને કયાં વસતી હતી તે બરાબર પકકું જાણી લેવાનાં ઇરાદાથીજ દુરથી ને દુરથીજ આ ભોલી છોડીની હવે તો તમામજ પ્રમાણીક નીષ્ટાથી પુઠ પકડી.

પોતાનાં છટકામાં સપડાએલો આ શીકાર રખેને વળી પાછો છટકી જાએ એવા ઇરાદાથી રતને ગુપચુપ સાલેસ ડો૦ હોમી ઉપર પુનાં તાબરતોબ આવવાનો તાર કીધો અને બીજે દીને સવારે જ્યારે ભલી પરીન ઓસપીતાલમાં જતી હતી તે વેળા રતને તેની પુઠ પકડી અને ઓસ્પીતાલની લગોલગ નજદીક તેણીને પકડી પાડી.

દાબડામાંનાં ભુટ મીસાલ રતનને પોતાની સામે આવી ઉભેલો જોઇ પરીન ધાસ્તાથી ગોથા ફીકકી મારી ગઇ અને ફીકકા પડી ગયલા ચેહરાથી તે ગમખ્વારીથી બોલી ઉઠી, "ભાઇ રતન ! તું મને આએ દુન્યામાં જંપીને બેસવા દેવાનોજ નહીં કે ! તું મને કાંય સતાવેછ ! તમારા મારગમાંથી દુર રહેવા હું છુપાછુપ આવીને અહીં ગગડી તો ત્યાંબી મને નીરાંત કે કસાર નથી—અફસોસ." અને જીગરનાં ઉંડાણમાંથી નાસીપાસીથી તેણીએ લાંબો નિશ્વાસ ફેંકયો.

નહીં, બહેન એટલો ગમ નાં કર! જે કાંઈ વહી ગીયુંછ તેનો હવે-સર્વોતમ બદલો મલવાનો હવે વખત આવ્યોછ તે માટે તું ખુશી થા અને અને આએ દલદેસરી ભર્યું વહીતરૂં છોડી દે ” રતને તેણીને સધ્યારો આપ્યો.

“ભાઈ, તમે મને હેરાન કરવાનું આએ બીજું છટકું માંડયુંછ એમ મને લાગેછ. અલાહબાદમાં કયારે હું વહીતરૂં કરી મારૂં ગુજરાન કરતી’તી તે વખતે મારી પુઠ પકડી મને ઉંઘાડી પાડવામાં અને છેવટે મને ખુનનાં વાંક માટે પોલીસનાં કબજામાં આપવાનુંબી તેં બાકી રાખ્યું’તું નહીં અને આવા જુલ્મમાંથી કંટાલી ગુપચુપ જ્યારે મે દેશવટો ભોગવ્યો, અને અહીં આવી તો અહીંબી મારી પુઠ પકડી મને છટકામાં સપડાવવાની જે લાલચ દેખડાવેછ તે માટે મને ઘણો અફસોસ છુટેછ. મને તમે લોક કાંય હેરાન કરોછ–કાંય સતાવોછ?” અને આ બોલી છોકરી દુસકે દુસકે રડવા લાગી.

“નાં રડ–બેહન નાં રડ! આગલની ગમખ્વાર સ્થીતી હવે વીસરી જા, બેહન! વગર વિચારે મારા હાથોથી થયલી ગફલટીનાં બદલામાં તારાં જેવી બાદશાહી દીલની અબળાને જે ખમવું પડયુંચ તેના બદલામાં તારી માફીની તલબ કરતોજ હું તારી શોધમાં અહીં આયો અને તારો પત્તો મેલવવામાં હું ફતેહ પામ્યોછ!

“હું જાણુંછ કે મને પાછી સપાટામાં લેઇ વલી બીજા વાંકસર પોલીસમાં સપડાવવાની આએ નવી હીકમત છે. ઠીક, ભાઈ, હું તદનજ નિર્દોષ છેવું તો મને અહીંજ હવે ગગરવા દેઓ ને–”

“નહીં બેહન! હવે તારા બાલને નુકશાન કોઇબી પોહચાડવાનું નથીજ! કાંયકે સઘ્ધુ વીધન વહી ગયુંછ, પરીન! તું એમ નાં સમજતી કે તુંને સપડાવવા આ નવું છટકું મેં માંડયુંછ, તેમ નથીજ. આગલાં વરસોનો એક એવો ભરમ ખુલ્લો થઈ ગીયોછ કે જેથી મારાં ઉપ્રાંત જેઓએ તું બાદસાહી દીલની શહણશીલ અબળા ઉપર જેબી જુંલમાટ કીધોછ તે બધાંજ પોતાની ભુલ જોઈ પસતાવામાં તારી માફીની તલબ કરતાં તુંનેજ જોવાં ઇંતેજાર રહયાંછ. તારા જેવી બાદશાહી દીલની અને અમીરી ખ્વાસની સહણશીલ અબળા મેં મારા જનમમાં એની દીઠીતી નહીજ. એક કંગાલ બદમાસ ઓરતનાં કરપીણુ કર્તુકનો લાઇલાજ ભોગ થઈ પડી તુંને કંગાલપટ અને મુફલેસીની કમકમાટ ઉપજાવનારી દલદેસરી જે ભોગવી પડીછ તેનો બદલો સર્વોતમ સુખમાં આપવાનો વખત હવે તારો આવ્યોછ, પરીન. તું

મનમાં શક નાં લાવ, એક રાત ડોબ. સાલેસ ડો૦ હોમી જે તારા ગુમ થવાથી પુરી ઉંઘે ઉંઘાતો નથીજ ને લાગી ભુખે ખાતો નથી એવો તારી જુદાઇનાં જીવલેણ જખમો વચ્ચે નાસીપાસ નામુરાદ થઇ લેવાઇ લુટાઇ ગીયોછ તેનાં આવવાથી તો તુંને સધ્યારો મલશેજ," રતને પરીનનો હાથ પોતાનાં હાથમાં લીધો અને ગમખ્વારીથી બોલ્યો "વાહલી બેહન! મારાથી તુંને જે સોસવું પડયુંછ તે માટે હું તારી પાસથી બોજરખ્વાહીથી માફ માંગુછ બોલ મને માફ કરશે કે?"

"માફ કરવાવાલો તે ખુદા છે. ભાઇ, બાજી બધી ઉલટાઇ ગયલી જોઇ હું ઘણી અજબ થાઉંછ ને—"

"હોમી જ્યારે આવશે ત્યારે બધોજ ખુલાસો થશે અને જ્યારે તું બેહન જોશે કે તારાં સબુરીથી સહન કીધેલાં દુઃખનો બદલો તે કીરતારે સર્વોતમ સુખમાં કેવી પ્રકારે વાલ્યોછ."

અને તેઓ હયાં છુટાં પડયાં. તરેહવાર વીચારો કરતી આ ભોલી અને ભલી છોકરી ઓસ્પીતાલમાં ગેઇ, જ્યારે રતન પોતાનાં હોટેલમાં પાછો ફર્યો. પરીનનો પત્તો મલેલો જોઇ ખુશાલીથી તેનું જીગર પ્રફુલ્લીત થઇ રહયું હતું. સાંજનો ત્રેનનો આવવાનો વખત થયો તે વેળા રતન સ્ટેશન પર હોમીને લેવા દોડયો.

હોમી અધીરો બની સર્વ કામ પડતું મેલી પુનાં આવ્યો. રતને તેને પેહલાં હોટેલમાં આવી ચા-પાણી કરવા કહયું મગર આ અધીરો સાલેસ જુવાન પરીનને મલવાની તલબમાં અને જોવાની ઉમેદમાં એટલો બધો તો આકળો બની રહયો હતો કે સ્ટેશન પરથી બાહરોબાહરથી પરીનનેજ મળવા તે જીદદ કરવા લાગ્યો. રતને તેને ઘણોબી સમજાવ્યો મગર તે એકનો બે થયો નહીં, અને આયદે લાઇલાજ બની રતન હોમીને ઓસ્પી-તાલમા લઇ ગયો.

રાત પડી ચુકી હતી, અને પોતાનાં નાનાં સુઘડ ઓરડામાં ભલી અને મનોહર પરીન આસાએસને માટે ઇજીચેર પર અલેટાએલી હતી અને તેનાં બંધ બારણાં ઉપર કોઇનાં ટકોરા મારવાના અવાજથી ચોંકી ઉઠી અને બારણું ઉંઘાડવા ગેઇ અને હોમી તેમજ રતનને ઉંબર ઉપરજ ઉભેલા જોઇ પરીન તાજુબીથી દંગ થઇ ગેઇ.

વાહલી પરીનથી બીછુટો પડેલો ભલો જુવાન હોમી હર્ખભેર પરીનને ભેટયો. તે વેલા તેની ખુશાલીનો કશો પાર રહયો નહીં.

"પરીન, વાહલી પરીન, તે કીરતારની લાખો લાખ શુકર ગુજારી કરૂંછ, કે આયંદે આટલા દીવસની રંજ પછીથીબી તું હમુને સુભાગ્ય સંજોગો હેઠલ મલી ગેઈ. બસ, હવે આએ જંજાલ છોડી દે. આએ નર્સનો ડરેસ કાઢી નાખ અને હવે મારી સાથ ચાલ, બધો સમો વહી ગયોછ અને જેટલુ તેં માહભારટ દુ:ખ ખમ્યુંછ તેના બદલામાં સુખ જોવાનો વખત આયોછ. પરીન–વાહલી, પરીન! અલાહબાદથી તું શા માટે મને જણાવ્યા વગરજ જતી રેહી? તેં મને દુ:ખનાં દર્યામાં સરબસર દુબાડી દીધો."

"વાહલા, હોમી! મારી આવી વર્તણુક માટે મને ખચીટજ માફ કરશો. તમુને વધુ હેરાન નહીં કરવા માટેજ મેં આએ આવું પગલું ભર્યું તું. પણ ભાઇ મને અહીંજ ગગરવા દેઓ ને તમો—"

"નહીં–નહીં–વાહલીપરીન! તુંને લીધા વગર હવે હું કદીબી જવસ નહીંજ. હવે તો તારા વગર હું છૂટ પટકીને જુદો કરી નાખશ! પરીન, તારી જુદાઇથી હું અરધો દીવાનો બની ગયોછ. મને વધુ સતાવ નાં! પેલી બદમાસ દગલબાઝ નાંજાંએ તારે લગતો–તારાં જનમને લગતો જે ચોંકાવનારો અદભુત એકરાર કીધોછ તે આધારે તું હવે ગરીબ અને મુફલેસ રહી નથીજ પણ અમીરી તોખમની અને બાદશાહી દીલની કુળવાન ખાનદાનની જરદાર દીકરી પુરવાર થઈછ! હવે તો દુ:ખના બદલામાં સુખ જોવાનો વખત આવ્યોછ."

"વાહલા હોમી! મેં આજ લગીત દુ:ખમાંજ સુખ માની લીધુંછ તો હવે બીજાં સુખની મને જાજી કનવાર નથીજ! હું આએ મારી ગરીબી સ્થીતીમાંજ ઘણી સંતોષી ને સુખી જાણુંછ. મને આએજ હાલટમાં રહેવા દેઓ."

"નહીં–નહીં–આવી દલદેસરી તારા જેવી છોકરીને મુદલજ છાજે નહીં." અને એમ બોલી પેલી બદમાસ નાંજાંમાયનો ભેદ ભર્યો એકરાર પોતાનાં બજવામાંથી કાઢી પરીનનાં હાથમાં મુકતાં તે બોલ્યો "લે, પરીન, આએ વાંચ, પછીજ તારી ખાત્રી થશે કે કાસમતની કમનસીબી વચ્ચે તેં જે દુ:ખો વરસો થયાં સહન કીધાંછ તેનો બદલો આયંદે તે કરીમ કારસાજે કેવી રીતે વાલ્યોછ."

પરીને તે એકરાર હોમીના હાથમાંથી લીધો અને તેબલ ઉપર બલતી રોશની આગળ વાંચવા બેઠી. કાવત્રાંબાજ નાંજાંનો એકરાર પરીને છેક છેવટ વેર

વાંચ્યો. હોમી અને રતન તો એમજ સમજ્યા હતા કે તે ભયંકર એકરાર વાંચી પરીન ખુશાલીમાં આવી જશે, મગર પોતાની ધારણામાં તેઓ ભુલ્યા, કાંકે આ એકરાર વાંચી પરીનના ચહેરા ઉપર ખુશાલીનો એક જરાબી કટરો દેખાયો નહીં. મગર મગન થવાને બદલે આ એકરાર વાંચી તેણીએ જીગરનાં ઉડાંણથી એક લાંબો નિશ્વાસ ફેંક્યો અને ગમખ્વારીથી બોલી "અફસોસ! પૈસાનાં નીચ લોભમાં આ અભાગણી નાંજાંએ જે કરપીણ કાવત્રું રચ્યું તેની શીક્ષા તે ખુદા તરફથી ખમસેજ! તારે હું સર જાલેજરની હકદાર દીકરી નીકળી અને પેલી ઉછાછલી જર આએ નાંજાંને પેટની દીકરી નીકળી! બહુ તાજુબી ભર્યું! આહ! આએ જાલેજરે મારી ઉપર જફા પાડવામાં કશું બાકી રાખ્યું નથીજ. છેલ્લી ઘડીએ મને પોલીસનાં હાથમાં આપી મને મારમારવાનીબી દાનેશમંદી કીધીછ તો હવે મારા જેવી કંગાલ મજરદી-પીજારદીને પોતાની દીકરી તરીકે ગણતાં તો ઘણા સુગાઈ ઉઠસે."

"નહીં, વાહલી પરીન! તેમ નથીજ! તેથી ઉલટું તો આ જઇફ ગ્રહસ્થથી પોતાથી થયલી ગફલતથી નામોશીમાં ગીરફતાર બની પસ્તાવામાં જારબેજાર રડીને દીવસો પસાર કરેછ. નાંજાંનાં એકરાર પછી એવણે બધો ભેદ જાણ્યો ત્યારે તે બધો આગલા પાછલા સંજોગોથી ખરોજ માન્યો. બીચારા નાજાંનાં એકરાર પછી ભુતખાનામાં તારીજ તલબ કરતા રહયાછ ને તારીજ યાદમાં રાતદીસ રડીબડીને માથાં કુટીને પસાર કરેછ તો કોઇને ખાતર નહીં તો તારા લાંબા વખતનાં વીખુટા પડેલા પીતાને ખાતર હવે આ દલદેસરી છોડી દેઈ મારી સાથ આજેજ ચાલ."

"વાહલા હોમી, મને વધારે દુ:ખ પેલી અભાગણી જરને વાસ્તે બરપા થાયછ. આ તુમાખી છોકરીએ પૈસાથી ફુગાઇને ગરીબો ઉપર અને મારા જેવી કમીની નીચ હલકી મજીરદી પીજારદી ઉપર જુલમ અને જફા ગુજારવાનું કશું બાકી રાખ્યું નહીં, અને ખુદરતની અંદીઠ શીક્ષા ખમતી આ એકરારથી જ્યારે તે પોતે હવે ગરીબ માબાપને પેટની પુરવાર થઇછ તો જરદાર સ્થીતીમાં ફાંકો રાખી મોજ મારેલી આ છોકરી હવે ગરીબાઇનો ડંખ કેમ સેહવસે? ચઢતીની ટોંચપરથી ઓચીંત ગરીબાઇની હાડમારી અને કંગાલ્યતમાં આવવાનું કમકમાટભર્યું દુ:ખ કદીબી સહણુ ન કરી શકાએ એવું માહબારટ છે! મેં તો વરસો બધાં દુ:ખમાં અને હીણપસ્તીમાં કાઢયાંછ તો મને આ આફત અને વીપટનું ખમીર થયલું હોવાથી, મને તો દુ:ખ ગોથા સુખ જેવું છે એટલે હું પૈસાવાલી થઈ અને ગરીબ રેહી

તો મને તેથી કાંઈ લાગવાનુંજ નથીજ! મને તો પૈસાવાલી થવાની કાંઈ ઉલટ અને ઉમેદબી થતી નથીજ, અને આવીજ મારી સ્થીતી વચ્ચે વખત કાઢવા હું વધુ ખુશી છેઉં. મને આવીજ હાલતે ગગરવા દેઓ ને જરને જાલેજરની સાથેજ રેહવા દેઓ કાંકે ગરીબીનું દુઃખ આ તુમાખી છોકરી કદી ખમશે નહીંજ."

"એમ હવે નહીં બનશે. આ એકરારથી હવે તારી હાલત બદલાવવાનીજ." હોમી બજીદ થયો.

"એમ? પણ તેમ ચાલવા હું નહીં માગું તો? એમજ ધારો કે આએ એકરાર અને તેનો ભેદ ખુલ્લો થયોજ નથી એમજ ધારો કે જર જાલેજરનીજ દીકરી છે." તે અમીરી ખવાસની બાળાએ તકરાર લીધી.

"આ એકરારની જોરાવર પુરવારી બધો ભરમ ખુલ્લો કરવાને સામથવાન છે—વાહલી પરીન."

"એમ! એ નાદાન ઉછાંછલી છોકરીએ મારી ઉપર જફા પાડવાનું કશું બાકી રાખ્યું નથી છતાંબી મને પૈસાનો જરાબી લોભ ન હોવાથી એની પડતી સ્થીતીથી ખુશી થવાને બદલે ઓર હું તો ઘણી નાસીપાસ અને દલગીર છેઉં, અને પોતાની આગલીજ જરદાર સ્થીતી વચ્ચે એ રેહે એવુંજ ઇચ્છુંછ" એમ બોલી તેબલ ઉપરથી મેચીસ લઈ ઝડફથી તેમાંથી ત્રણ ચાર મેચીસ સાથે સળગાવી પેલા એકરારને મેચીસથી સળગાવી મેલ્યો અને હોમી અને રતન આ જોઇ ગભરાટ સમેટ ઘેલા માફક બુમ પાડી તે એકરાર આગમાંથી બચાવી લેવા પરીન તરફ ધસારો કરતા આવ્યા પણ એક હાથે તેઓને દુર રાખી તે કાગજ્યાંને બાલી નાખવાનીજ જીદ્દ કરી. જોતજોતામાં તે કાગજ બળીને ભસમ થયું અને ખુશાલ જીગરે ખડખડ હસ્તી તે પાછી ખુરશીપર બેઠી.

"અરે નાદાન હુલવેલી છોકરી! આએ તે શું નખોદ વાલ્યું, બધી મારી મેહનટનું સત્યાનાશ વાલી નાખ્યું?"

"વાહલા હોમી! કોઇની જગ્યાએ આવી જરદાર સ્થીતીએ આવવા મારૂં દીલ કચવાવાથીજ મેં આ એકરાર બાળી નાખ્યોછ, કે જેથી જર પોતાની આગલીજ હાલટે રહી શકે. મને તે માટે માફ કરશો, વાહલા! મને જરદાર થવા ગમતું નથીજ મને આએ હાલતમાં ઘણું સુખ છે." અને સખ્યારાઓનો લાંબો દમ ખેંચી તે મનમાં મલકાવા લાગી.

આ ભેદી છોકરીનું આ બને જુવાનો તાજુબીથી કોઢુંજ ટીકવા લાગ્યા! તેઓને તો કાંઈબી સુજ પડયું નહીં એવા ગાફેલ બની ગયા.

---

# પ્રકરણ ૬૩ મું.

"ભલાંની ભલાઈ છે, બદથી બુરાઈ,
સખાવત સખીથી, ઠગથી ઠગાઈ."

"પરીન" તે ગમખ્વારીથી બોલ્યો. "આએ એકરાર તેં બાળી નાખ્યો તેથી મને ઘણો અફસોસ બરપા થાયછ. હવે તું આએ દલદેસરી છોડી દે ને મારી સાથ તું ચાલ–મને નાં સતાવ ડીયર–મને રંજીદા નાં કર! કોઇને ખાતર નહીંતો તારા લાંબાં વખતનાં દગલબાજી અને પ્રપંચનાં ભોગથી વીખુટા પડેલા હકદાર જઈફ પીતાને તો ભેટ અને તેવનનાં જીગરમાંની જલતી અધીરાઇની આગ તો બુજાવ! તારી ઉપર જેવી જફાકારી માત્ર ભુલમાં આ જઈફ ડોસાએ ગુજારીછ તેનો પુરેપુરો પશ્ચાતાપ હાલ તેવણ કરેછ અને તારા જેવી હકદાર બેટીને પહેલીવાર બાપ તરીકેનાં વાહલથી ગોદમાં દાબી તારી પાસથી માફીની તલબગારીમાં તેવણ રાતને દીસ એક કરી ખાધાપીધા કે ઉંઘયા વગર અફસોસ અને બલાપામાંજ અધીરાઇથી ટીંગાઈ રહયાછ. આવું અગાધ દુઃખ મારાથી વધુ વાર ખમાઈ સકાતું નથીજ! ડીયર! તારે ખાતર રાતની ઉંઘ અને દીસની ભુખબી મને થતી નથીજ." અને એવી તો ગમીથી શોકાતુર ચહેરે હોમી બોલ્યો કે જે સાંભળી ભલી પરીનની દીલસોજી તેની તરફ ઉસ્કેરાઈ અને હોમી નજદીક આવી તેનો હાથ પોતાનાં હાથમાં લઈ મોહબતના મીઠાસ વચ્ચે બોલી. "વાહલા હોમી! મારે ખાતર તમે ઘણું ખમ્યુંછ અને તમુને હજુબી મારે ખાતર રંજીદા થતા જોઈ મને ઘણું દુઃખ થાયછ! તેનો બદલો જાનફેશાનીથી વાલી આપવા હું એક પગે તૈયાર છેઉં પણ હાલનાં કઢંગા સંજોગોને લીધે મારાથી આએ નોકરી છોડી શકાતી નથીજ, અને તેનાં ભેદભર્યા સબબો છે."

"ઓ! નહીં, નહીં, તું એમ બાહણાં કાઢી ઉડાવ નાં. તારા જેવી જરદાર અને ધનવાન કુળવાનખાનદાનની છોકરી આવું ગધઈ વહીતરૂં કરે તે બુદ્ધ વાજબી નથી. તું બધું છોડી દે ને આજને આજજ ચાલ."

"નહીં હોમી–મારી જીદ્દથી તમે રંજીદા થતા હોવ તો હું ઘણી દલગીર છેઉં, પણ હાલ મારા–મારા–હાથમાં એક એવો ગંભીર કેસ મુકવામાં આવેલોછ અને તે ઉપર મારી દીલસોજી એવી હદ સુધીની ખેંચાઈ રહીછ

કે આવા સંજોગો હેઠળ તેના કેસને મુકી આ નોકરી છોડી જવાની મારી લાલચ થતી નથીજ." અને આ મનોહર અબળાને કાંઈ યાદ થતાં તેનો ચહેરો ગમખ્વાર બની રહયો.

રતનજી આટલો વખત ગુપચુપ ઉભો રેહી સાંભલ્યા કરતો હતો તે વચમાં પુરાયો! "બેહન! જ્યારે ચાલી ચલાવીને હમે આવ્યાછ ત્યારે તું તારી જીદ્દથી હમુને ઘણુંજ પરેશાન કરેછ! બીજી નર્સો છે તે કેસ તપાસી લેશે ને કોઇને ખાતર નહીં તો ખુદાને ખાતર હવે તું હમારી સાથે ચાલ! એવા બાંહણાં કાઢી હમુને ઉડાવ નાં."

"નહીં, હું બાહણું કાઢતી નથીજ! એવો ગંભીર કેસ એક દર્દીનો છે કે ખુદરતીજ મને તેની ઉપર દીલસોજી છુટેછ! તમે મને માનીજ ન શકતા હોવ તો તમારી ખાત્રી કરવા હું તે દર્દીનાં ઓરડામાં લઈ જાઉં. પણ તે એકજ સરતે કે ત્યાં તમારે એક શબ્દ વરીક બોલવો નહીંજ! તે દર્દીની કમકમાટ ભરી સ્થીતી બોદાએ લાવી મુકેલી જ્યારે તમે જોશો ત્યારે તમે પોતેબી મારાં મતને મલતા થઈ મને હાલ તુલીક અત્રેથી લઈ જવા નહીં માગશો."

આ ભલી છોકરી તેઓને પેલા લુચ્છા દગલબાઝ જાંહાંગીરનાં ઓરડામાં લઈ ગેઈ.

આ બદમાસ છોકરો પોતાના કર્તુકની માહભારત શીક્ષા ભોગવતો બને આંખે પાટા સાથ તાસવીસ કરતો પડયો હતો! પરીને પેહલાં આ બદમાસને તપાસ્યો અને કાંઈ દવાનો દોઝ કાઢી તેનાં ગળામાં રેડયો. રતન તેમજ હોમીએ આ દર્દીને દુરથી જોયો પણ તેઓ તેને મુદલજ ઓલખી શકયા નહીં. પણ આ દગલબાજ જાંહાંગીરે જ્યારે ઘણી તાસવીસ કીધી ત્યારે તેના સાહદ ઉપરથી ડો૦ હોમી તે જાંહાગીર હતો એમ તુરત પીછાણી શકયો, અને તાજુબીથી કાંઈ બોલવા જતો હતો તેવામાં પરીને ઝડપથી તેને કાંઈબી આગલ બોલતાં અટકાવ્યો. પરીન હોમાને એક ખુણાંમાં લઈ ગઈ અને જાંહાંગીરને કેવી કાસમનો અકસમાત નડયો હતો અને કેવી હીણી સરજતને શરણ થઈ તે આયંદે આ ભલી છોકરીનીજ દીલસોઝ સારવાર હેઠળ આવ્યો હતો, તે સર્વ બીટક વાત કહી સંભલાવી ત્યારે આ ભલી છોકરીની તાજુબી પમાડનારી ભલાઈ માટે તે ઘણોજ હેરત રહયો!

આ દગલબાજ શેતાનની અજલ તદનજ નજદીક આવેલી ડોકટરે જણાવી હતી અને જેટલા દીવસ ગયા હતા તેટલા કલાકબી ન જાય એવો

ગંભીર મામલો થઈ પડયો હતો; તે જાણતો હતો કે તેની અજલ તદનજ નજદીક આવી પોંહચી હતી અને તેની બંને આંખે બાંધેલા પાટાથી આ બદમાસ છોકરો એવો તો ગુંગલાઈ ગયો હતો કે તેનાં મોંઢાપરનો તેની એક આંખ ઉપરનો પાટો છોડી નાખવા તે કરગરીને કાકલુદી કરતો હતો, અને હાઉસ સર્જનને જો તેમ કરવા તે ઘણુંજ જીદ કરે તો એક આંખનો પાટો છોડવાની પરવાનગી પરીનને આપી હતી.

"ઓ મારી આંખે અંધારામાં મારો જીવ ઘણો ગુંગલાએછ—મારો પાટો છોડી નાખ—નર્સ મારી ઉપર તારી આટલી બધી દીલસોજી છે તેનો બદલો ખોદા તુંને વાળી આપે! મરતી વખત મારો ખુલાસો કરી મરી જવસ તો—તો—હું ખુલાસાથી મરસ! ખોદા ખાતર મારો એક આંખનો પાટો છોર!" અને આ દગલબાજ પોર્યો બેઅખત્યાર રડવા પડયો.

ડૉ૦ હોમીએ તેને તપાસ્યો અને તેની અજલ નજદીક આવેલી હોવાથી મરતી વખત શાંત રહેવા તેનો પાટો છોડી નાખવા ઇસારતથી પરીનને કહયું.

"વારૂં ચાલો મુંગા રેહો. ચાલો તમારી મરજી છે તો એક આંખનો પાટો છોરૂંછ પણ—પણ—તાર પછી જો જુઓ તે માટે ઘણો બલાપો કે ગમ કરી રડો નહીં તો હું પાટો છોડું."

"ઓ, નહીં, નહીં." જાંહાંગીર ખુશીમાં આવી અધીરાઈથી બોલી ઉઠયો "બસ—હું કાંઈ નહીં કરસ! બસ હું મરૂં તે અગાઉ મારી છાતી તારી આગલ ખુલી કરી મરી જાંઉ, બસ મારો પાટો છોડ, ખોદા તારૂં ભલું કરસે ને—ને તારી આવી વફાદાર દીલસોજીનો બદલો ખોદાય વાલસે."

પરીન ડૉ૦ હોમીની મદદથી ધીમેથી પાટો છોડવા લાગી જ્યારે રતન મેહતા તે કરીમે કારસાજના રાસ્ત ઇનસાફ માટે તઅજુબ થતો આ બદમાસની કમકમાટ ઉપજાવનારી સ્થીતીથી ગમીની શોકાગ્નીમાં ગોયા જલી જતો ખામોશ ઉભો રહયો.

આ દગલબાજ છોકરો એકજ આંખે પોતાની સાંમે ઉભેલી પરીનને તેમજ ડૉ૦ હોમી અને રતનને ઉભા રહેલા જોઈ ધાસ્તીની એક ચીસ મારી ઉઠયો.

"ઓ—ખોદા—આએ—ક—ક—કોણ—તું—તું—પ—પ—પરીન—ઓ ખોદા! કેવો ગેરઇનસાફ! પરીન—પરીન—મને—મને શું—તું આટલા દીવસ રાત દીલ

સારવાર કરતીતી–એ–ભુંડાઇના બદલામાં આવી ભલાઈ," તેની છાતી મહાભારત દુઃખથી ગુંગલાઇ આવી અને ભારે રડાપીટ કરવા લાગ્યો. "મને માફ કરજે–વાહલી પરીન–મરતી વખત તું બસ મને ખરાં દીલથી માફ કરસે તો મારો જીવ શાંતીમાં મરસે–અરે! હું મુઓ અભાગ્યો. મેં કેવાં કેવાં દુઃખોનાં પાહડનાં પાહડ તારી પર ગબડાવી નાખ્યા ને હરામની આઇતી દોલત મેં પચાવી તુંને મેં હડધુત કરી કારી મુકી તેનાં પસતાવાથી હવે મને મારાં દીલમાં કાટાં ખુંટેછ–ઓ! મને માફ કરજે પરીન–મારી હીણી સરજટને શરણ થઈ ચાલી ચલાવી હું આએ ભલા હોમીની દીલસોજી ને આશરામાંથી નાસી આયો પણ મરતી વખત મને તારી મારી ઇચ્છવાની જે ટક મલીછ તેથી હવે મારો જીવ શાંતીમાં મરશે–બોલ પરીન–બોલ–તું રડ નાં–મને જવાબ દે–મને માફ કર–ઓ–મારા પાપની આવી શીક્ષા મને પુરેપુરી થઇછ–ઓ, હોમી, હવે હું મરૂંછ, મને બસ આ ઉદાર દીલની ભલી પરીનને સમજાવ મને માફ કરાવ ઓ મુઓ હું પાપી અભાગ્યો."

એક સંગદીલ આદમીને વટીક પીગલાવી નાખે એવી આ પાપી જાંહાંગીરની તાસવીસ અને તવલાતથી ડો૦ હોમી અને રતન ઘણાજ કમકમવા લાગ્યા, અને નાજુક હૈયાંની ભલી પરીન તો કાંઈ બોલ્યા વીનાં આંસુઓ નો ધોધમાર દર્યો રડવા લાગી!

"આહ? મારા જેવા કપીંણને હાથે જે પાપી કરતુકો થયાંછ તે તમો સાંભળશો ત્યારે–ત્યારે–ઓ–ઓ–ખોદા મને ધ્રુજરાં છુટેછ–મારી નાલાએક અને પાપી ચાલની શીક્ષા મારા માહભારટ અપરાધનાં બદલામાં ખમતાં હું મરી ચાલ્યો તો ઓ ખુદા મને મારાં પાપની શીક્ષા કેમ કરસ અરે! મને આજે યાદ આવેછ કે મેં નિર્દોષોને કેવી રીતે મારી નાંખા હું ખુની હડગોછ, ત્યારે તમે મારે વાસ્તે શું ધારશો? પરીન વાહલી પરીન–મારી મરનાર દીકરી હીરાનાં ખુંનનાં અપરાધ માટે તુંને પકડવામાં આવી ત્યારે મેં કેતું ઇચ્છયું કે હું બધો ખુલાસો કરી દેઉં–પણ મારા જેવા પાપીની છાટી ચાલી નહીં. તું નિર્દોષ હતી. બધાં પાપનો માહભારટ બોજો લઈ હું ન ખમાવાથી હોમીને આસરેથી નાહસી આયો! ઓ–ખોદા મારી હીરાને કોઇએ ગુંગલાવી'તી નહીં પણ–પણ–આએ અભાગણી દીકરી પોતાના સગા બાપનાં હાથેજ ભોગ થઈ પડી–મારી દીકરીનો હુંજ ખુની થગોછ–ઓ ખોદા!"

આ ચોંકાવનારો એકરાર સાંભળી આ ત્રણે જણાં ધાસ્તીથી ચોંકી બોલી ઉઠયાં "ઓ! જાહાંગીર! તું ખુની–આએ તેં શું કીધું"

"અરે મારા પાપ ઘણાં છે. મને સાંભળી લેઓ કે જેથી હું ખુલાસાથી મરી જાઉં" અને પોતાનાં માહભારટ પાપોનો એકરાર મરતી વખતે આ દગલબાજ છોકરો તેઓ આગળ કરવા લાગ્યો.

---

# પ્રકરણ ૬૪ મું.

## પાપનો એકરાર.

"મારા જેવા નાલાએકે ઘણાં પાપ કીધાંછ તેનાં બદલામાં મને આએ ઘણીજ સખત શીક્ષા ખમવી પડીછ" બદમાસ જાંહાંગીરે પોતાનો એકરાર કરવા માંડયો. "થોડાં વરસોની વાતપર હું નવસારી પલેઝર કરવા ગીયો જ્યાં મારાં ઉંધા ભાવગે ત્યાંની એક ગરીબ વર્ગની ઘણીજ ખુબસુરત છોકરી સાથ મીત્રાચારી પડી; તે અંધ્યારૂની છોકરીનું નામ ધન હતું અને મરનાર ઘણીજ હસમુખા સ્વભાવની અને મનોહર અને દીલકશ ચહેરાની હોવાથી મારા જેવા સાથે તે ઘણીજ જલદીથી પલોટાઇ ગેઇ અને આ ભોલી છોકરીનું મન મેં એવી કાસમથી ફેરવી નાખ્યું કે તેને મારા વગર એક ઘડીભરમી ચાલ્યું નહીં. ધનની એવી તો મોહીની લાગી કે મેં નવસારીમાંજ ઠપકી મારી અને તેની સોબતમાં તેની ભોલાઇનો લાભ લીધો. અરે–મેં તે ભોલી છોકરીને ફસાવી ભમાવી તેને ખુહાર કીધી. તેનું મને ઘણુંજ લાગેછ. તે પછી હું મુંબઇ ગીયો. થોડે વખતે હું નવસારી આવતો હતો અને એકવાર ધનને મલવા જતાં એ બીચારીએ પોતાની કદંગી સ્થીતીની કાંહણી મારી આગળ ધસાંધસ રડી બડીને કહી સંભલાવી અને હું પણ ગભરાટમાં પડયો. શું ઉપાય કરવો તેનાં વિચારમાં હું ઘેલો જેવો બની રહયો. પોતાની હુરમતનાં બચાવ અર્થે શ્યાદીનાં ગાંઠથી તાબડતોબ એક થઇ જવા મને કાકલુદી અને મીનતઝારી કરવા લાગી અને ઝારઝાર રડવા લાગી. મને પોતાને પણ ઘણો ગભરાટ પેદા થયો અને આ એકજ છેવટનો માર્ગ અખત્યાર કરવામાં ડાહપણ સમાયલું ધારી ધન સાથ શ્યાદીનાં ગાંઠથી વગર મને માત્ર મરનારને સંતોષી રાખવા અને તેની હુરમતની જાલવણીને ખાતરજ એક થયો. આ એવડી ટોક મારે ગળે ઓળવાયલી હોવાથી તેની નાસીપાસી વચ્ચે હું મુંબઇ આયો. નવસારી

જવાનો મને ધીક્કાર છુટયો. ત્યાર પછી તો મહીનાઓ વહી ગયા. મારા કાકા સપલશાહ શેઠનાં એકદમ લખોપતી થઈ ગીયા અને અલ્લાહબાદમાં જઈ વસ્યા. કાકાજીની છોકરી પરીનને હાથ કરી લેવાનો મેં સંકેટ કીધો કે જેથી કાકાની લાખોની દોલત મારા હાથમાં આવે. હું મુંબઈથી કાકાને ત્યાં ગીયો અને પરીનને મારી જાલમાં ફસાવવાની વેત્રણ કરવા લાગો. પણ અવલથીજ એ છોકરીને મારે નામની અભીતરી હોવાથી મારી મોહબતનો ઇનકાર કીધો. એ કોઈ જમ્સી વાહડયા સાથ પણવા તૈયાર થઇ. કાકાની દોલત મારા હાથમાંથી જતી રહે એવા વિચારથી કાંઇબી સંકેટ રચવાનો મેં વિચાર કીધો. એમ કરતાં મહીનાઓ વહી ગીયા અને આવા વખતમાં ધને મારી પર ઘણાં ધમકીનાં કાગજો મોકલ્યાં અને મારા કાકાને લગતી ખબર પડેલી હોવાથી એકદમ અલ્લાહબાદ આવી બધો ભરમ ખુલ્લો કરવાની ધમકી લખી મોકલવાંથી હું ઘભરાયો અને મુંબઈમાં એનાં સગાંને ત્યાં બુચીને લઈ આવવા મેં કાકલુદી કીધી. અને હુંબી મુંબાઈ આવી મલસ એમ કબુલાત લખી વાલી. હું પરીનને હાથ કરવા માંગતો'તો તેવા વખતમાં આએ વાત વચ્ચે આવી નડવાથી મને ઘણોજ ગુસ્સો ચઢયો અને મારા રસ્તા વચ્ચેથી કેવી રીતે ખરતી કરવી તેના વિચાર વચ્ચે તેને મળવા હું મુંબઈ ગીયો. મેં એને એક રાત્રે મરીનલાઈન્સનાં દરીયા કીનારે મળવા જણાવ્યું અને પોતાની બુચીને પોતાનાં સગાંને ત્યાં મુકી આવી મને ત્યાં મળવા આવી. બુચી ગુલ તે વખતે આશરે દોઢેક વરસની થઈ હોસે અને આવતાંને વાર તે લોકોને લાચાર સ્થીતીમાં રાખી મુકવા માટે ધન ઘણી ઉશકેરાઈ આવી બોલવા લાગી. મેં એને ઘણો સંધ્યારો આપ્યો અને થોડો વખત થોભવા જણાવ્યું પણ તે એકની બે થઈ નહીં અને મારા કાકા આગલ જઈ બધો ભરમ ખુલ્લો કરવા મને ધમકી આપી. મેં ખોટો સંધ્યારો આપી તેને શાંત કીધી અને મેં એને હમારા લગનની નોંધ લાવવા લખ્યું હતું તે લાવી કે નહીં તે પુછયું. ધને તે લગનની નોંધ પોતાનાં અંદરના ગજવામાંથી કાઢી દેખડાવી અને મેં માગી, પણ તે નહીં આપવાની બોલસ કીધી અને મેં તે મારા હાથમાં આપવા ઘણુંબી સમજાવ્યું પણ તે એકની બે થઈ નહીં અને હું દગલબાજીથી લગનનો આ પુરાવો લઈ લેવા માંગતો હતો એમ બીહને મને તે સ્વાધીન કરવા નાં પાડી. મને ઘણી ચીડ ચઢી અને તે લેવા સખત હોજતોજી કીધી અને તેનાં હાથમાંથી જુંટવી લેવા તેના હાથને હું વળગ્યો અને એમ હોજતોજી કરતાં હમે પુસ્તાની છેક કીનારે આવેલાં હતાં એમ અંધારામાં મને સુઝલજ દેખાયું નહીં. આંચકા

સમેત ધન દર્યાના ઉછળતા મોજા વચ્ચે તુટી પડી અને હું પુસટાની ઉપર તુટી પડયો. મેં પેલો પુરાવો એના હાથમાંથી ખેંચી લીધો હતો. તે વખતે તોફાન ઘણું હતું અને વીજળીના ચમકારા ને ગગડાટ ખુબ થતા હતા અને વરસાદની ઝીણી છાંટીઓ પડવા લાગી. દર્યો ઘણોજ તોફાની હતો અને મારે હાથે શું બનાવ બની ગયો તેની મને સમજ પડી નહીં એટલો બધો હું ધાસ્તીથી ગાફેલ બની ગીયો. તોફાની દર્યાનાં ઉછળતાં પાણીમાં ધન બીચારી સપડાઈ ડુબી ગઈ અને ધાસ્તીનો માર્યો જીવ લઇને હું ત્યાંથી પુલ ઉપરથી નાહસી આયો ને વીકટોરીયામાં બેસી મારા હોટેલમાં ગયો ને બીજે દહાડે તો પાછો અલાહબાદ ગીયો. ખોદા—આએ બનાવ હજુબી મારી નજરે સનમુખ આવેછ તારે મને ધ્રુજરાં છુટેછ. મારી કાંઈ મરનાર ધનને દર્યામાં નાંખી દેવાની મુદલજ મતલબ નહીં ઉતી પણ આંચકાં સમેત એજ અંદર ગબડી પડી. એણે આપઘાત કીધો હતો એમ જાહેર થવાથી તથા મારી વાત તો અંધારામાંજ રેહવાથી હું બાતેનથી ઘણો ખુશી થયો ને સબ્બારાનો લાંબો દમ ખેંચ્યો. તાર પછી તો પરીનનાં બાબમાં કેવો બનાવ બન્યો તે બધું તમુને ખબર તો છેજ. અરેરે! હરામની દોલત આખરે મને ફુટી નીકલી, હું લખોપતી થયો ને બાલાં સાથ પણ્યો પણ અફસોસ હું પરણીને પસ્તાયો કાંકે મને ઘણીજ ખરાબ ને ઉડાઉ ધણીયાણી મલી જેણે મારી દોલતનો ધુમાડો કરવામાં કશું બાકી રાખ્યું નહીં. છ વરસ વીતી ગીયાં અને મારાં પાપની શીક્ષા ભોગવતો હું દર દીવસ ગરીબ થતોજ ચાલ્યો! મારા કીધેલાં પાપની યાદથી મારૂં જીગર ખવાઈ ચાલ્યું, વલી તે અરસામાં પરીન દીનાં લામનાં નામ હેઠળ મારાજ 'પેલેસ'માં મારી બુચી હીરાને શીખવવા આવી અને તેને જોઇને જોઈ મારાં આગલા પાપનાં પશ્ચાતાપમાં બીલ્કુલ હું નદનજ અધમુઓ બની રહયો; મારી લાખોની દોલત જુગારમાં અને દારૂમાં બદમાસ ફ્રેન્દોની ફુસલાવણીથી ઘસડાઇ ગેઈ અને આબરૂ બચાવવા મને કરજ કરવાની ફરજ પડી. અફસોસ!—રાત ને દીસ હાય સોસારામાંજ દુઃખ વચ્ચે ઘેલાપણામાં મેં કાઢયાં અને આએ દુઃખ થોડું હોય તેમ મારાં પાપનો પડછાયોજ મારી સાંમે ખડો થયો. વખતનાં વેહવા સાથ આએ રતનની બેહન મેહરાં પેલી બુચી ગુલાંને લઈ મારા પેલેસમાં આવી અને એ છોકરીને જોઇને જોઈ ધાસ્તીથી હું ઉછલ્યો. એનો ચહેરો આબેહુબ મારીજ દીકરી હીરાનાં જેવો રંગમાં ને રૂપમાં હોવાથી રખેને પેલી મરનાર ધનની બુચી તે હોએ એમ ધારી મને ધાસ્તીથી લખલખાં

મુકયાં, અને એક દાહડો રમતી રમતી જ્યારે ગુલાં મારી બુચી હીરા સાથ બાગમાં મારી આગળ આવી તારે એનાં ગળાંમાં પેહડેલી સાંકળી ને લોકીટ મેં મરનાર ધનને મોહબતની યાદ વચ્ચે ભેટ કાધી'તી તેવીજ આએ દેખાવાથી ધાસ્તીથી હું મોત જેવો ફીકો પડી ગીયો, તોબી મારી ખાત્રી કરવા મેં ગુલાંને બોલાવી અને પેલી લોકીટ મેં બરાબર તપાસી અને વધુ ખાત્રી કરવા તે ઉઘાડી તો અંદર મારી ધનનીજ સબી જોઇ ધાસ્તીથી ચીસ પાડી હું બેભાન તુટી પડયો. અરે ખોદા મને કાંઇ સુજ પડયું નહીં! મારી હવે ખાત્રીજ થઇ કે આએ ગુલાં મારીજ બુચી–મારી ધનનીજ બુચી હતી. છ વરસ પછી રખેને મારૂં પાપ પકડાઇ આવે તેની ધાસ્તીથી હું ઘેલો બની ગીયો!

"કાંઇબી કરી એનાં ગળાંમાંથી લોકીટ કાઢી લેવાનો મેં ઘેલાએ મનસુબો કાધો. દુઃખથી મારૂં મગજ ચકભમ બની ગીયું! એક રાતે કાંઇબી કરી ગુલાં સુની'તી તાંહાં જઇ તેનાં ગળાંમાંથી સાંકળી લોકીટ કાઢી લેવાનો મેં વીચાર કાધો! તે રાતે મેં ઘણોજ દારૂ પીધો'તો ને મોડી રાત્રે અંધારામાં હું તે ઓરડામાં ગીયો અને એકજ બીછાણાં પર બેઉ છોકરીઓ સાથે સુનેલી હોવાથી તનોસી તનોસી ગળાં પર હાથ ફેરવ્યો અને સાંકળી મારા હાથમાં આવી. તે વખતે દારૂની ખુમારીમાં મને ઘણું જનુન છુટયું અને ફરી લોકીટ સાંકલી કાઢી લેવાનોજ સંકેટ કરી મેં તેનું મોહું દાબ્યું અને જોર સમેટ સાંકળી તેનાં ગળાંમાંથી ખેંચી તેમ કરતાં તે નીકળી નહીં. મેં જોરથી બીજે હાથે ગળું દાબ્યું અને એક હાથે ઘણાં ઝનુનથી સાંકળી ખુબ ખેંચીને તુટી જઇ મારા હાથમાં આવી અને તે છોકરીની ચીસાચીસ પડવાથી હું જીવ લઇ સાંકળી લઇ ત્યાંથી નાહસી જઇ મારા ઓરડામાં ભરાયો. અરે ખોદા–દારૂની ઝુમમાં અંધારામાં મને કાંઇ સુઝ પડયું નહીં કે હું શું કરતો'તો ને મેં કોણનું ગળું દાબ્યું. મારાજ હાથે મેં મારી છોકરીનો જીવ લીધો એમ જ્યારે મેં જાણ્યું ત્યારે દુઃખથી તદનજ દીવાનો થઇ ગીયો. વલી અધુરામાં પુરૂં મારી પર વોરંટ હોવાથી તથા પેલેસ ચોવીસ કલાકમાં છોડી જવાની નોટીસ હોવાથી મારૂં મગજ આ સોગમનાં દુઃખથી તદનજ ખસી ગીયું. મારી મદદે, હોમી તું આવ્યો ને તારા આશરા હેઠળ હું છુપાઇ રહયો. અરેરે! આએ એક છોકરીઓએ રાતે સુવા અગાઉ સાંકળી બદલી લીધી'તી અને ગુલાંની સાંકળી મારી બુચી હીરાએ પેહડેલી હોસે તેવી મને ખબર ન હોવાથી અંધારામાં મેં કેવું જનુન પાપ કીધું તેનું મને સુદ્ધાંજ ભાન રહયુ નહીં. ખોદા

મારા પાપની આએ મને ઘણીજ મોટામાં મોટી શીક્ષા થઈ —અરે—મારાજ અભાગ્યા ને પાપી હાથે મારીજ છોકરીને મેં મારી નાખી એ અપરાધનો બોજો ખમતો હું તદનજ ઘેલો બની ગયો. ખુદ ખુદાએજ મને આવી જાતની શીક્ષા કીધી. અરે મારી હીરા—તારા બાપને હાથેજ ભોગ થઈ પડી તું આગે લાગી ગઇ. તારા બાપેજ તારૂં ખુન કીધું—અરેરે” અને આંસુઓનો ધોધમાર દર્યો આ બદમાસ રડવા લાગ્યો. પરીને તેમજ હોમીએ દીલાસો આપી તેને શાંત કીધો.

“ પરીન—વાહલી પરીન મને માફ કરજે—પરીન—શરૂઆતથી તો મેં બધી દોલત પચાવી પાડી તુંને રખડાવી પણ છેવટેબી મારાં પાપનાં બદલામાં તુંને જે ખમવું પડયું તે માટે મને માફ કરજે. બધો ટોપલો તારે માથે આયો અને ખુનનો વાંક તારે શીર લટકેલો રહી તુંને પોલીસમાં પકડી ગીયા તે જાણી મારી છાતી ફાટી ગેઇ, પણ અફસોસ મારૂં પાપ ખુલ્લું કરવાની મારી હીંમત ચાલી નહીં.” જાંહાંગીર પાછો ડુસકેડુસકે રડવા લાગ્યો.

બદમાસ અને કાવત્રાંબાજ બાપની ભુલથી અને દગલબાજીથી આ નિર્દોષ છોકરી કમોતે મરી જવાથી તેઓને આ ભયભર્યો એકરાર સાંભળવા પછી, હદથી જયાદા અફસોસ બરપા થયો. પોતે કીધેલાં માહાભારત પાપનો આ ઘણોજ જબુન અને છેવટેણુ ફટકો ખુદરતનાં ફાંટાંબાજ હાથોથી પડયો હતો.

---

# પ્રકરણ ૬૫ મું.

## ફરેબનો ફેજ!

તે દગલબાજ છોકરો ફેકેફોક રડી માહેનત કરવા લાગ્યો. ચાલુ રડવાથી તેનો દમ ગુંગળાવો અને હાંફવા લાગ્યો, અને તદનજ નીસોસ જેવો બની રહયો અને પોતાની અજલ તદનજ નજદીક આવતી જાણી ન બોલાય તોબી આ બદકારે બોલવાની ચાલુ પ્રયત્ન કીધી. જોકે ભલા ડો૦ હોમીએ તેને થોડો વખત શાંત પડી રહેવાની અર્જ કીધી છતાંબી તેને બધો એક-રાર કરી બરસી વેળા છાતી ખુલ્લી કરી દેવાની પોતાની મરજી જણાવી બોલવાનું આગળ ચલાવ્યું.

"બાકી એહરાં સાથ ગુલને બુતખાનામાં આવેલી જોઈ મને બહુ ધાસ્તી ને ચીંતા થઈ. એ ગુલને જોઈ મારૂં ભેજું ચકભમ થવા લાગ્યું અને એજ દુકતીને ખાતર મારાજ હાથે મારી વાહલી દીકરી મરી ગયલી હોવાથી એને જોઈ તેની યાદ ચાલુ તાજી થતી હોવાથી હું ધાસ્તીને ચીંતાથી તદનજ ઘેલો દીવાનો બની રહ્યો અને ખડકઘુજારા ને ઘેલાંપણાંથી બચવા હું રાતોરાત છુપાછુપ અલ્લાહબાદથી નાહસી અહીં પુના આવ્યો અને ઓ–ઓ મારી કરણીની શીક્ષામાં આવો અકસમાટનો ભોગ હું થઈ પડયો! પરીન, દુઃખનાં બદલામાં વેર લેવાને બદલે, ભુંડાઈના બદલામાં ક્રીનો લેવાને બદલે, મારા જેવી નગુણા નીમકહરામ અને બદમાસની તેં બાદશાહી દીલથી માવજત કીધી! ઓ! પરીન! પરીન! તું કેવી ભલી પુરવાર થઈછ. મરતી વખત મને એકજ સંતોશ છે કે મને તારી માફી માગવાની જે ઇચ્છા ઉતી તે બર આવીચ પરીન!"

જાંહાંગીર પાછો રડવા પડયો; તેનો સાહાદ ધીરે ધીરે દબાતો ચાલ્યો અને તેની અજલ છેક નજદીક આવતી જણાઈ. તે લડડતી જબાંને હાંફી આવતા દમથી અચકાતો અચકાતો બોલ્યો "મારી મરતી વખતની એક ઇચ્છા છે–વહાલી પરીન–એ મારાં અભાગ્યાં અને લાચાર નીરાધાર બચ્ચાંને માથેવાસે તું રેહશે ને–ને–એ ગુલને તારીજ દીલસોઝ પનાહમાં લેઈ એને આએ દુન્યામાં તારા જેવીજ નમુનેદાર ઉધારશે. બોલ પરીન. એને મારા મુવા બાદ તારા હવાલામાં લઈ તું પાલશે કે? મને મરતી વખત–વખત–" તેનાથી આગળ બોલાયુ નહીં કાંકે એકાએક તેનો દમ રૂંધાઈ જવા લાગ્યો.

"ધીરજ ધર–ભાઈ" પરીન દીલસોઝીથી બોલી ઉઠી "હું એ બચ્ચાંને મારા હવાલામાં લઈ હું મારા વાહલમાજ ઉછેરસ."

"ઓ–હું કેવો–ક–ક–કેવો ખુશી થયોછ" મોત જેવું ફીકકું હસતાં તે લડડતી જબાંને બોલી ઉઠયો. "પરીન–પ–પ–પરીન! મેં તારી પર ઘણી જફા–બહુ જુલમ કીધાચ તો બોલ મને માફ કરશે–તારી માઆઆફીની તલબગારીનાં આગે જીવ લટકી–ઓ–ઓ–પરીન! બ–બ–બોબોલ–મને માઆઆફ કરસે કે? અરે–બોબોલ્યા–પરીન–બોબોલ–મને આઆઆઆફ "અને આ અભાગ્યાની એક આંખ અતી આતુર ફીકરે પરીનના ચહેરા ઉપરજ અધીરાઈથી ટીંગાઈ રહી. તે ચાલુ હાંફતો હતો. ડાક્ટરે તેની નાડ તપાસી તો તે તદનજ ધીમી પડી ગઈ હતી, અને હવે બોલ બોલતામાં તેના જાન અખેર થઈ જવાની અણીપર હતો.

આ પાપીને મરતી વેલાએ શાંતી અને ખુશાલી વચ્ચે પોતાનાં પાપી બદનમાંથી જીવ નીકલવાની આસુદગી મલે એવા સબબોથી તેણીએ માફી બક્ષવા સબારાના દીલસોઝ સખુનો વાંકા વલી કહયા "જાંહાંગીર આગલની સર્વ હાલત હું તદનજ વીસરી ગેઈછ ને હું મારા ખરાં દીલની ખુશીથી તુંને માફ કરૂંછ-બસ. શાંત થા-ભાઈ, તારી ડીશી સરજતથી તારાં જે અગાધ પાપો થયાંછ તેના બદલામાં ખોદા તુંને માફ કરસે."

જો કે તે તદનજ ઘડી પળ હતો, મગર મરતી વેળા આ અમીરી ખવાસની છોકરીએ તેને ખરાં દીલથી માફ કીધેલો હોવાથી એટલો તો બધો હર્ખમાં આવી ગયો હતો કે તેનાથી હવે માહ મુશકેલીએ દમ લેવા તો હતો છતાંબી પોતાનું ગળું ખેંચીનેબી બોલવાની કોશેશ કરવા લાગ્યો! "બસ-મારો જીવ હવે શાંતીમાંજ ન ન નીકલશે પ-પ-પરીઝાદ-હોમી-મને-મને મા-આ-આફ-મને-મને તારો હાથ-આ આપ" પરીને પોતાનો હાથ જાંહાંગીરનાં ધ્રુજતા હાથોમાં આપ્યો અને હોમી જે તદનજ નજદીક ઉભેલો હતો તેનો હાથબી પોતાનાં હાથમાં લેઈ બંને હાથો પોતાનાં ધ્રુજતાં હાથમાં મજબુતીથી પકડી બોલ્યો. "ખોઓઓદા-સુકકરબી કરે-તેરી જફા-બદલો ખોઓએદાઆ-આપે! પઆઅરીઝાદ-હોઓઓમી-ઓ-ઓ-ધન-ધન-મને-મને-ઓ-ઓ-માઆઆફ-પ-પ-પઆઅરીઝાદ" અને એક સખત આંચકો ખાઈ તેનાં બદનમાંથી તેનો જીવ નીકળી ગયો. તેનો પાપી જીવ માત્ર માફીની તલબગારી વચ્ચે ઘાંટીમાં ટીંગાએલો હતો તે તદનજ આબેર થયો અને એકવારનો આ દગલબાજ મુઝી શયતાન ખુદ કરીમે કારસાજની નીતારીની અને તેઝા અસોઈને ન પીછાણવાની સખતમાં સખત શીક્ષા કમકમાટ ઉપજાવનારી સ્થીતીએ ભોગવી માર્ગે લાગો! જે બદમાસ ધરતી માથે લઈ ફર્યો હતો, જે પાપી ઘણાંક નિર્દોષોના સુખનાં સત્યાનાશ વાલી રહયો હતો તેજ જીવ વીનાનું ખોખું થઈ પડયો હતો!

આ ગમખ્વાર મોહતનાં દુઃખી બનાવ પર આપણે શોકનો શીહા પડદો ઉતારી આ કરૂણામય દેખાવ ખતમ કરીશું.

* * *

મરનાર જાંહાંગીરનાં મરણને બે દીવસ વહી ગયા. મરનારની કીયા-કામનો સર્વ ખર્ચ ભલા ડોક્ટર હોમીએ આપ્યો અને ત્રણે જણાં મુંબાઈ હીરાંબાઈને ત્યાં આવવા નીકલ્યાં. આ બાજુ દીલસોઝ પરીને ડો૦ હોમી સાથ આવવા ઘણી આનાકાની કીધી અને પોતાની આવી સ્થિતામાંજ તે ઘણી સતાએલી હતી અને અભાગણી જરનો હક ડુબાડી તેની વરસો ત્રુટ-

કની જગ્યા લેવા તે તદનજ રાજી ન હતી એમ આ હાતમ દીલની છોકરી જીકર કરવા લાગી મગર ડો૦ હોમીએ તેમજ રતને બને જણાંએ લંબાણથી સમજાવી તેનાં વીચારો ફેરવ્યા અને તેઓ સાથ મુંબઇ આવવા તૈયાર થઈ.

તેઓ મુંબઇ આવ્યાં; હીરાંબાઈ તો વાહલી પરીનને જોઈ હર્ખથી ગોયા કાટીજ જવા લાગ્યાં. તેણીએ પરીનને ચાંપીને લાંબો વખત વેર પોતાની મોહબ્બતવંતી ગોદમાં જોરથી દાબી રાખી અને હર્ખનાં આંસુઓ વરસાવતી આ મનોહર છોકરી હીરાંબાઈની ગોદમાં કાંઇક કરાર વચ્ચે દબાઈ રેહી! ચાલુ દુઃખ અને હાંડેસાથી આ ભલી છોકરી લેવાએલી લુટાએલી અને ફીકફીક્ચ પડી ગેઇ હતી મગર હવે દરેક દુઃખનાં બદલામાં સર્વોત્તમ સુખનો લહાવો ચાખવાનોજ વખત આવી પુગ્યો હતો એવી ધીરજ હીરાંબાઇ પરીનને આપવા લાગી.

તેઓનાં મુંબઇ આવ્યાને એક દીવસ થયો નહીં તેવામાં ધન હીરા-માણેક તરફથી અલાહબાદથી અરજંટ તાર આવ્યો. ભુતખાનામાં આગ લાગી હતી અને આગથી તેનો સદંતર નાશ થયો હતો એવા બુરા સમાચાર તે તારમાં સમાએલા હોવાથી તથા આગમાં ભુતખાનામાં રેહતાં અનેકો બળી ભસ્મ થયાં હતાં એમ તારમાં લખેલું હોવાથી દરેકનાં જીવ ઘણા ઉદાસ અને બેચેન બની રહયાં, અને બીજે દીને તાબરતોબ અલા-હબાદ ઉપડી જવા માટે તેઓ બધાં તૈયારી કરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૬૬ મું.

### ભુતખાનામાં આગ!

રાતનો વખત હતો. ભુતખાનું સ્મશાન જેવી શાંત ચુપકીદીમાં વીંટળાઈ ગયું હતું. લુચ્ચી અને બદમાસ નાંજા પોતાના બીછાંણાંમાં તાસતીશ કરતી પડેલી હતી, જ્યારે ઓરડાનાં એખલાં એકાંટમાં ગમગીન વિચારોની ગીરફતારીમાં ગર્ક ગએલી તુમાખી જર દીલની સ્થીતી વચ્ચે પડેલી હતી.

સર જાલેજરને ઉંઘ ન આવવાથી દરરોજ રાત્રે આમોમતી ધન હીરામાણેક સાથ લટાર મારી આવતો હતો, તેમ તે રાત્રબી બને જણ

ભુતખાનાની બાહર ગયા હતા. જાલેજરની દીકરી પરીનનો પત્તો મલી ચુકયો હતો અને જે વખત જાયછ તેમાં ભલો ડા૦ હોમી તેણીને લઈ અલાહબાદ આવનાર હતો એવો તાર હોમી તરફથી મલેલો હોવાથી જાલેજર ઘણો ખુશાલીમાં આવી ગયો હતો અને કયારે તે પોતાની દીકરી પાસથી મારી ઇસ્કી પોતાની ગોદમાં બાપના વાહલથી દાબે તેની અધીરતામાં તે બલી જલી જતો હતો.

'ભુતખાનામા'નાં છેક ઉપરના મજલા ઉપર ઘેલા જસીને બુઢી હસમતની સારવાર હેઠળ રાખવામાં આવ્યો હતો.આ ઘેલો છોકરો કોઈ વાર જનુનમાં આવી જબરાં તોફાનો મચાવતો ભુતખાનામાં કેટલાંક વરસો થયાંનો પોતાનાં માહબારટ પાપની સખતમાં સખત શીક્ષા કમકમાટ ઉપજાવનારી સ્થીનીએ ભોગવતો સબડતો હતો. તે તદનજ દીવાનો બનેલો હોવાથી તેને દુન્યાદારીનો તો કશોબી ખ્યાલ થતો હતો નહીંજ.

તે અભાગણી એકાંટ રાત્રે બુઢી હસમત કાંઇ કામનેસર જસીને ઓરડામાં એખલી મુકી બાહર ગઈ. જયારેબી તે જસીનાં ઓરડામાંથી બહાર જાય ત્યારે આ ઘેલો પોર્યો જાગ્રત સ્થીતીમાં હોએ કે ઉંઘાયલો હોય તોબી બતી ન રાખવાનો સખત હુકમ ભલા ડા૦ હોમીએ આપ્યો હતો, પણ તે રાત્રે જસીને ઉંઘાએલો જાણી ભુલમાં બતી ઓરડામાંજ મુકી હસમત ઓરડો છોડી નીચે નાંજાનાં ઓરડામાં ગેઈ અને નાજાં જે વધુ તાસવીસ કરતી બીછાંણે બુમ પાડતી પડી હતી તેની સારવાર કરવામાં લાંબો વખત વેર રોકાઈ રેહવાથી જસીનાં ઓરડામાં છોડી આવેલી બલતી બતી માટે આ બુઢી નીમકહલાલ નોકરને જરાબી ખ્યાલ થયો નહીં. દીવાનો જસી પોતાની ઉંઘમાંથી એકદમ જાગ્રત થયો અને બીછાણાં ઉપરથી કુદકો મારી ઓરડામાં મોટે મોટે હસ્તો નાચવા કુદવા લાગ્યો. જ્યારેબી તે તે આવાં ઘેલાં ચેડાં કાઢતો ત્યારે બુઢી હસમતની બુમ અને ધાક વચ્ચે તે શાંત થઈ જતો હતો, પણ તે રાત્રે તેબલ ઉપર બતી બલતી હોવાથી બતીનો ઉજાસ ઓરડામાં પડતો હોવાથી તે હદ બહાર ઘેલાં કાઢવા લાગ્યો, અને દીવાનાંપણાંમાં ટેબલ ઉપરની બતી પોતાના હાથમાં લીધી અને પોતાનાં પલંગની કુરતની બતીથી સળગાવી અને પોતાનો હાથ દાઝતાં તે બતી તેના હાથમાંથી બીછાંણાં ઉપર પડી ગેઇ અને જોતજોતામાં તેનો પલંગ આગના ભભુકા વચ્ચે વીંટલાઈ ગયો. આગના ભભુકાથી ઉપરના બારિવત્યાં સળગવા માંડયાં અને તે ઓરડાનો સામાન આંખનાં પલકારામાં બળવા લાગ્યો. જરાવારમાં આગ આખા

ઓરડામાં જેમ ફેલાઇ રહી તેમ તેની આસપાસનાં અને નીચેનાં ઓરડાઓમી સળગવા લાગ્યા. જસી ઓરડામાં આગના બળતાંમાંથી બચવા ભયંકર ચીસો પાડતો આમ તેમ દોડવા લાગ્યો અને તેની તીક્ષણ ચીસોના સાહદ હસમતને કાને પડવાથી ધાસ્તીથી ચોંકી તે ઉપર જવા નીકળી પણ ઉપરથી આગનાં ભભુકા નીકળતા જોઇ ધાસ્તીથી ચીસાચીસ પાડી ગભરાટમાં આમતેમ દોડવા લાગી. શું કરવું તેબી તેને મુદલજ સમજ પડી નહીં. ભુતખાનામાં ભુત અને ડાકણોની વસ્તી હતી એવો ધખારો અને ધાસ્તી લોકોનાં દીલમાં બેડેલાં હોવાથી આવી ભયભરી આગ વેળા બીહકના માર્યા કોઇબી મદદ કરવા આવવાનું નહીં એમજ તેણીએ ધાર્યું અને અંદરની અંદરજ ગભરાટની મારી ચીસાચીસ પાડની દોડવા લાગી! ભુતખાનાનું મકાન એટલું તો જુનું હતું અને તેનું લાકડ કામબી એવું તો સુકકું થઇ ગયું હતું કે આગનાં સપાટામાં બલી જતાં કશી વાર લાગી નહીં.

આ કટોકટ વેળાએ જાલેજર તેમજ ધન લટાર મારી પાછા ફરતા હતા, અને અંધકારમાં દુરથી ભુતખાનાં તરફ આગનાં શોળેસોળા ઉડેલા જોવાથી તેઓ દોડતા હાંફતાં તુર્તાતુર્ત ભુતખાનામાં આવી પોહચ્યા. તેઓ આવે તે અગાઉ ભુતખાનાનાં કંપાઉંડની બાહર લોકનું ટોળું ગભરાટથી આ આગ નીહાળતું આપસઆપસમાં વાતો કરતું ઉભું હતું. ભુતખાનામાં તો ભુતો ડાકણોની વસ્તી હોવાનો ધાસ્તી ભર્યો ખ્યાલ તેઓનાં ભેજામાં રમી રહેલો હોવાથી તેઓએ અંદર આવી તે બળતાં ભુતખાનાને કાંઇબી પ્રકારે મદદ કરવાની કોઇએ હામ બીડી નહીં. જ્યારે ગભરાટ અકળાટમાં દોડી પોહચેલા ધન તેમજ જાલેજર ત્યાં આવી પોહચ્યા અને અને તેઓ કંપાઉન્ડમાં દાખલ થયા તે વેળા આગમાં સપડાએલાંને મદદ કરવા તેઓએ લોકને અર્જ કીધી. કેટલાંકોને હીંમત આવવાથી તેઓબી ધન તેમજ જાલેજરની પાછળ દોડી આવ્યા. આ વેળા ભુતખાનું આગમાં આખું વીંટલાઇ ગયું હતું અને અંદર ગંધાઇ રહેલાંઓની ચીંતા આ બને દીલસોજોને થવા લાગી. તેઓ બેધડક બીજા ત્રણચાર શખસો સાથ અંદર ગયા અને જ્યાંથી ચીચ્યારીઓ સંભળાતી હતી ત્યાં તેઓ દોડયા. ઉપરનાં મજલા ઉપરથી અભાગણી જસ્તી ચીસાચીસ સંભળાતી હોવાથી ધન હીંમત કરી ઉપર ધસ્યો અને ધુમાડાનાં ગોટા વચ્ચે ચોમેર નજર કરવા લાગ્યો, અને આહ મુશીબતે જસ્ના ઓરડામાં તે દાખલ થયો જ્યાં આ અભાગણી છોકરી બેભાન તુટી પડી હતી. તેનાં માથામાં સખત માર લાગવાથી તેમાંથી લોહી વેહતું હતું.

ધુમાડો વધુ ને વધુ અંદર આવવાથી કાંઇબી વખત ખોહયા વીના ધને તેણીને બેભાન સ્થીતીમાંજ પોતાના હાથમાં ઉંચકી અને લદરપદરનો દાદર ભણી આવ્યો અને દાદર ઉપરથી ઉતરી એકદમ વરંન્ડા ઉપર લઇ ગયો, અને બીજાઓની મદદથી તે બાહર કંપાઉંડમાં લઇ ગયો. ધન આ બાજુ બેસુધ થયલી જરને લઇ બાહર પડયો કે ઉપરનાં મજલાનો કેટલોક ભાગ નીચલા મજલા ઉપર પડયો અને છેક ઉપરનાં મજલા ઉપરનાં ઘેલા જસીને બચાવી શકવાના કાંઇબી ઉપાય રહયા નહીં બીજા બે શખસો જેઓ અંદર હીંમત કરી ગયા હતા તેઓ આલાંમાયને અરધી બેભાન સ્થીતીમાં માહ મુરાદને બાહર લાવ્યા તે અભાગણી અબળાના પગ તેમજ મોંઢા ઉપરનો ભાગ ઘણા સખ્ત રીતે દાઝી ગયા હતા. થોડા વખતમાં તો આગે આખા ભુતખાનાંને એવી તો રીતે સપાટામાં લઇ લીધું કે કોઇએબી અંદર જઇને અંદર રહી ગએલાંઓને બચાવવાની હામ બીડી નહીં. ધન અને જાલેજર બી હીંમત હારી ચીંતાતુર સ્થીતીએ બાહરજ ઉભા, અને આલાં તેમજ જરને તાબરતોબ મદદ કરી ગાડીઓ મંગાવી એસ્પીટાલમાં મોકલાવી દીધી. ભુતખાનામાંથી બુમાબુમ પાડતી બુઢી હસમત પેહલાં નીકળી પડી હતી તે બીચારી એટલી તો બુઢી અને નાતવાન હતી કે કાંઇબી પ્રકારની મદદ કરવાને તદનજ અશકત હતી. તે સહીસલામત બહાર નીકલી પડી હતી, અને આગ લાગવાનું કારણ ધને પુછયું મગર તે કાંઇબી જવાબ દેઇ શકી નહીં. ભુતખાનામાં ઘેલો જસી, રતન મેહતાની બહેન મેહરાં, પેલી મરનાર જાહાંગીરની અભાગણી દીકરી ગુલાં, અને બદમાસ નાંજાં રહી ગયાં હતાં, જેઓને આગથી ભુતખાનું તદનજ વીટલાઇ ગએલું હોવાથી કોઇબી બચાવી શકયું નહીં અને તેઓ આ આગમાં બળીને ભસ્મ થઇ ગયાં હોશે એમજ ચીંતાતુર રીતે ધન તેમજ જાલેજર વિચારવા પડયા.

આગ છેક પાછલી રાત્રે હોલવાઇ તોબી તેનું પજરણ સહવાર વેર ચાલુ રહયું. સહવાર પછી ભુતખાનામાં રહી ગયલાંઓની લાશ શોધી કાહડવા પાછળ પોલીસ બીજાઓની મદદ લઇ મંડી, અને માહા મુરાદને બદમાસ નાંજાંની લાસ તદનજ બળી ગયલી સ્થીતીમાં મળી આવી. આ બદકાર જહાંકાર ઓરતનો ફેજ ઘણી કમકમાટ ઉપજાવનારી સ્થીતીએ આયંદે આવ્યો.

પોલીસને તે પછી અભાગણી મેહરાંની અને નાની ગુલની તમામ બળી ગયલી લાસ સાથેજ હાથ લાગી અને જો કે ઘેલા જસીની લાસ શોધવા પાછળ ઘણીબી જુસતેજુ કરવા માંડી મગર આગમાં આ દીવાનો

શખસ બળી જણીને તમામજ કોયલો થઈ ગીયો હોશે એમજ અટકલ થવા લાગી.

વચમાં બે દીવસ વહી ગયા અને ઘને આગ લાગવાનો તાર કીધેલો હોવાથી ડૉ૦ હોમી, રતન તુર્તજ અલાહબાદ દોડી આવ્યા અને તેઓ સાથે ભલી પરીન અને દીલસોજ હીરાંબાઈ બી આવી પુગયાં. પોતાની બેહનનો આવો દયાજનક ફેજ આવેલો જોઈ તથા મરતી વેળા મોં જોવાની વટીક ટક ન મલેલી હોવાથી રતન ફોકેફોક રડયો! તેની અભાગણી અને દુઃખી બેહને પેલા ચંડાલ અને દગલબાજ જસીને હાથ ઘણું સખત પ્રકારનું દુઃખ ખમ્યું હતું અને આયદે દુઃખમાંજ મારગે લાગી. મેહરાં સાથ બદમાસ જાંહાંગીરની બુચી ગુલાં બી બળીને ભસમ થયલી હોવાથી મનોહર અને દયાળુ પરીનને ઘણુંજ લાગી આવ્યું કાંકે મરતી વેળાએ આ અભાગણી છોકરીને પોતાને આસરે લઈ ઉધારવા બદમાસ જાંહાંગીરે દીલસોઝ પરીનને વીનંતી કીધી હતી, મગર અહીં તે તો બીચારી કુમળી વયમાં ઘણીજ દયાજનક ફેજે મારગે લાગી.

આલાંમાય ઓસપીતાલમાં ઘણી તાસવીસ વચ્ચે મોતને બીછાંણુ પડી હતી. તેનું દુઃખ એટલું તો અગાધ હતું કે તેનાથી મુદલજ ખમી શકાતું ન હતું તે તો બસ બાદશાહી ખવાસની છોકરી પરીનનીજ ટગર કરતી તાસવીસ કરી પડી રહી હતી. પરીનને મલવાની અને મરતી વેળા તેની માફી છચ્છવાની તલપગારીમાંજ તેનો પ્રાણ ઘાંટીમાં અટકી રહયો હતો. તેઓ બધાં જેવાં સાંજે અલાહબાદ ગયાં તેવાંજ ઓસ્પીતાલમાં ગયાં અને પરીનને પોતાનાં બીછાણાં નજદીક આવેલી જોઈ આલાં તેનો હાથ પોતાનાં હાથમાં લઈ બોલી.

"પરીન—પરીન—મેં તારી પર ઘણી જફા પારીછ તે માટે મને માફ કરજે—મારાં પાપનો આવો અંજામ આયોછ. અરે ખોદા, મારી ચઢતી સ્થીતીમાં મેં પૈસાનાં જોરે ઘણા પાપ કીધાં, અરે! મારા ઘણી વટીકની દરકાર નહીં કરી મારો પણેયો સંસાર મેં પેલા મુવા બદમાસ મેરવાનની ફુસલવણીથી ધુળ કરી નાંખ્યો અને મેં મારા સુખનું અને સંસારનું સત્યાનાસ કરી નાખ્યું."

પોતાના પાપનો પશ્ચાતાપ કરતી આ દુઃખી અબળા રડવા લાગી! તેનાથી બોલાતું ન હતું! તેનાથી મુશકેલીએ દમ લેવાતો હતો અને અજલ તદનજ નજદીકજ આવી હતી તોબી લથડતી જબાંને તે છેલ્લુંજ બોલી શકી!

"પરીન–મને–મ–માફ–મે તારીપર ઘણો જુલમ–ઓ–મારાં પાપ–ખોદા માફ કરે–ઓ–ઓ–પઅઅરીન! મને–મને–માઆઆફ–માઆઆફ." અને પરીનનીજ ટગર કરતો ધાટીમાં ટીંગાએલો પ્રાણ પરીનનાં ત્યાં આવી પોહચવા પછીના સંતોષમાં આખેર થઈ ગયો. તે ઉછાછરી અને અભાગણી અબળાએ પેલા મુજી સંસારી શત્રુ મેરવાન મેજરની ફુસલવણીથી પોતાનાં સંસારની ધુળધાણી કરી નાંખવા ઉપ્રાંત હીણપસ્તીની હડધુત વચ્ચે નામોશીમાં ગીરફતાર થઈ ગઈ હતી અને ઘણીજ કંગાલ સ્થીતીમાં આયંદે પોતાનાં કર્તુકની શીક્ષા ભોગવવા તે દાદારની રાસ્ત દરગાહમાં પોહચી ગઈ! આહ! લખોપતી હાલતમાં રાજ કરતી રાણી તરીકે મોજમારેલી આ તુમાખી અબળા તમામજ કંગાળ સ્થીતીમાં લાચાર બેચાર હાલટમાં ઓસ્પીતાલમાં કમકમાટ ઉપજાવનારી સ્થીતીએ માર્ગે લાગી! જેઓ પૈસાની ગરમીમાં તુમાખીમાં પોતાનું સર ઉંચું રાખી ફરે છે તેઓ આયંદે અહંકારનાં બદલામાં તમામજ નીર્ધન અને નાચાર હાલતમાં એક ભીખારી કરતાં બી કંગાળ સ્થીતીમાં દયાજનક રીતે માર્ગે લાગી જાએ છે!

ભોલી અને દયાળુ પરીન તો દુસકે દુસકે રડી.

બીજા ઓરડામાં પેલી તુમાખી જર તાસવીસ કરતી પડી હતી, ત્યાં બધાં ભેગી પરીન જઈ પોહચી. જરને જો કે સખત ઈજા થઈ હતી છતાં બી તે કશી ધાસ્તીભરી અને ગંભીર પ્રકારની ન હતી. તેનાં માથામાં સખત વાગ્યું હતું અને તેની અસરથી તથા આવી પડેલી આફતથી તેના મગજ નબળું પડી ગયું હતું અને આ બીમારીમાંથી જો તે સાજી થાય તો તેની અકલ તદનજ ગુમ થઈ જઈ તે દીવાની બની જશે એવોજ અભીપ્રાય ઓસ્પીતાલના ડોકટરોએ આપ્યો હતો. અને તેમજ હતું કાંકે જર બીછાંણાંપર પડી પડી અકલ વગરનુંજ તરેહવાર ફાટુંફાટું બકતી હતી અને પોતાની આગળ દયાળુ પરીનને આવતાં જોઈ તે તો ઘણીજ ઉશકેરઈ ગઇ અને જનુનમાં આવી આ નિર્દોષ અને નીપકપટ છોકરીને તરેહવાર ગાળો દેવા પડી. દીલસોઝ પરીને આ અભાગણી છોકરીને શાંત કરવાની ઘણી બી કોશેશ કીધી, ઘણાક મીઠા શબ્દો તે બોલી મગર જર તો પરીનને બસ બદનામ કરી તરેહવાર ગાળો દેઈ ઉઠી ઉઠીને મારવા જતી હોવાથી તેણીને વધુ જનુની ન કરવા ડો૦ હોમીએ તેને તેવીજ સ્થીતીમાં મેલી બધાંને લઇ તે બાહર પડયો અને બધાં હોટેલમાં ઠાકેલાં હોવાથી આસાએસ લેવા ગયાં.

પોતાની વરસોની વીખુટી પડેલી વાહલી અને ભલી છોકરીને ભેટતાં સર જાલેજર જસાવાલાને જે ખુશાલી તેનાં તન મનમાં બરપા થઈ તેનું બ્યાન અત્રે કરવું બેજા છે! આ અભાગ્યા પીતાએ આ ભોલી નમુનેદાર અને ભલી છોકરીને જ્યારે બાપનાં અખંડ વાહલથી પોતાની ગોદમાં મજબુત ચાંપી ત્યારે તે બે અખત્યાર બચ્ચાં પેરે દુસકે દુસકે રડવા પડશે અને પોતાનાં હાથેજ છેવટે તેને જે જફા પાડી હતી અને તેની ઉપર જુલમ ગુજારી તેને પોલીસનાં હાથમાં આપી હતી તેને માટે તે ખરા પસ્તાવાથી આ બુઢો નિર્દોષ પરીનની માફી ઇચ્છવા લાગ્યો, અને તેનાં કરચલી વલેલા ગાલ અને કપાળ ઉપર વાહલ અને હેતથી બકાઓ કરી ખરી દીલોજાનીથી આ ભલી દીકરીએ પોતાનાં વીખુટા પડેલા બાપને માફી બક્ષવાની આડકત્રી રીતે પુરવારી કરી આપી. પોતાના વાહલા બાપની ગોદમાં વાહલ અને માયાથી દબાવાનાં આ સુભાગ્ય સંજોગો વચ્ચે આ ભલી અને નમુનેદાર છોકરીએ તે કીરતારની લાખો લાખ શુક્રગુજારી કીધી અને હર્ખનાં આંસુઓ સાથેજ પોતાનાં વાહલા પીતાની ગોદમાં શાંતી અને કરારથી લાંબો વખત વેર દબાઈ રહી!

આ ભલી નીષકપટ સબુરીવંતી અને સહણશીળ છોકરી પરીનનાં રંજનો બદલો આયંદે ગંજમાં આવ્યો! ધીરજનું ફળ તેણીને ધનમાં મળ્યું! કીસમતની કમનસીબી વચ્ચે પોતાની હીણીસરજતને વશ અને તાબે થઈ ખુદરત તરફથી અનેક જુલમ અને જફા આ સહણશીલ છોકરીએ શાંતીથા ખમ્યાં તેનો બદલો આયંદે તેણીને સર્વોત્તમ સુખમાંજ મળ્યો!

---

## પ્રકરણ ૬૭ મું.

### ધીરજનું ફલ ધન!

ભરતીની ઓટ અને ઓટની જેમ પાછી ભરતી થાએ, તેજ મુજબ આદમીની જીંદગીમાં બી સુખ દુઃખની ભરતી ઓટ નીરંતર તેની રેહેણી કરણી પ્રમાણે થાય છે! ચહડી પડતીનો નતીજો દરેક ઇનસાનનાં છઠીનાં લેખમાં લખાયલો છેજ! જેઓ ઘણાં તુમાખ વચ્ચે ચહડે છે, જેઓનાં સુખની પુર ભરતી થાય છે. તેઓ કરણીનાં કાયદા મુજબ પાક પરવરના

અંદીઠ હાથથી એકદમ પડતીની પાયમાલીમાં તુટી પડે છે, અને તેઓનાં સુખની ઓટ થઈ દુઃખની ભરતી થવા પામે છે, તે વાહલાં વાંચનાર આ નાકેશ વાર્તામાં લંબાણથી વાંચી આવ્યાં છે! નાક ઉપર માખ વટીક ન બેસવા દે એવાં તુમાખી ગરૂર ધણીધણીઆણી જહાંગીર અને આલાંમાય ઘણીજ કમકમાટ ઉપજાવનારી રીતે તે પાક પરવરની પનાહમાં સદાનાં પોહચી ગયાં અને તે કમકમાટભર્યા બનાવ ઉપર છેવટનો શોકનો સીહા પરદો ઉતારી આપણે આગળ વધીશું!

પેલા સંસારી શત્રુ, દગલબાજ મેરવાન મેજર, પોલીસનાં હાથમાંથી મુદલજ છટકવા પામ્યો નહીં; આલાંમાય જેવી ભોલી અને હેમક અબળાને ફસાવી તેનાજ પૈસાએ મોજ મારો તે ઝેરી સાપે તે અવિચારી અબળાને છેવટે નામોશી અને હીણપસ્તીમાં ખુવાર કરી નાખી હતી, અને તેવીજ દુઃખદાએક સ્થીતી વચ્ચે નામોશીમાં તે મારેં લાગી હતી. તે કાવત્રાંબાજ બદમાસે ભોલી આલાંમાય પાસ એમુલ જવાહેરાટો સાફ કરાવી આપવાનાં બાંહાંણાં હેઠળ લઈ જઈ તેને બદલે તેવાંજ ખોટાં બનાવટી જવાહેરાટો તેને આપીને તે હેમક અબળાને ઠગી હતી, અને મેડમ મારગારેટનાં કરજમાંથી બચવા જ્યારે તે જવાહેરાટો આલાંમાયે તેને આપ્યાં, જે ખોટાં હોવાથી તે ઈટાલ્યન મડમને ઠગવાને માટે તેને આલાંમાય ઉપર વારંટો કઢાવ્યાં હતાં, અને તે બેવકુફ અંતે જીદ્દી અબળા મેરવાન મેજર જેવા બદમાસ દગા-બાજનાં કાવત્રાંનો ભોગ થઈ પડી.

મેડમ મારગારેટે દગલબાઝ મેરવાનને પોલીસનાં હાથમાં આપી આડકત્રી રીતે તેને ઠગવાંના તકસીર મેલ્યો, અને તે લુચ્ચી પાખંડી અને સાધુનાં સાલ્યાની શેતાન સ્ત્રી પોષાકો સીવવા અને વેચવાનાં ઓઠાં હેઠળ દુકાનનાં ઉપલા મજલા ઉપર જુગારખાનું રાખીને ભોલા જુવાનોને નીતી રીતીથી વેગળી રીતે ફંદામાં ફસાવી તેઓને ખસ્તેખુવાર કરી નાખતી હતી, તેનો એકરાર દગલબાજ મેરવાને પોલીસ આગળ કીધો, અને પોલીસે છુપી જુસ્તેજુ કીધી અને તે બદમાસ ઈતાલ્યન સ્ત્રીનાં કર્તુક બધાં ઉંધાડાં પડયાં અને તે બદકાર સ્ત્રીએ જ્યારે પોતાનાં પાપનો ઘડો ફુટવાનો અણી ઉપર હતો, અને જેલમાં ચાંચડા મારવાનો વખત નજદીક આવ્યો હતો, એમ જાણવાથી પોલીસની ધરપકડ આગમજ છુપાછુપ મુંબાઈ પોબારા માપી ગઈ અને ત્યાંથી સ્ટીમરની પેસેજ બીજે નામે લઈને પોતાને વતન સદાની નાબુદ થઈ ગઈ!

કર્પીશુ બદમાસ મેરવાનનાં ઘણાં તરકટો ઉઘાડાં પડયાં; જુદાં જુદાં શેહરોમાં વેપારીઓ સાથ ખોટા ચેકોની ઠગાઈ કીધેલી પોલીસ બધી જાહેરમાં લાવી અને તેને સેસન્સ કમીટ કીધો, જ્યાં લંબાણ તપાસ થયા બાદ નામદાર જડજે તે બુરા, દગલબાજ શેતાનને જન્મદેશ નીકાલની શીક્ષા કીધી, અને ઘેટાંનાં વેષમાં છુપાએલા નીચ વરૂને તેની કરણીનો તદનજ વાજબી બદલો મળ્યો!

લાખમાં એકજ મલી આવે એવી નેક અને પાકજાદ પરીનની માહાભારટ રંજનો બદલો ગંજમાં આવ્યો! પેહલા ભાગમાં વાંહલાં વાંચનાર વાંચી ગયાં એમ જ્યારે સ્યાહીની આબાદીમાં બરબાદી થવાથી ચોગમનાં ઓર્ચીંટ દુ:ખ અને આફટથી તે કમનશીબ બાળા ગોયા ઘેલી થઇને છુપાછુપ નદીમાં નખાવી દેવા જતી હતી તેજ કટોકટ વખતે નેકચલણ અને નમુનેદાર હોમી ડાકટરે આવીને તેને બચારી લીધી હતી, અને તે પછી ગમે તેવાં અગાધ દુ:ખ વચ્ચેથી કદીબી અંત ન લાવવો એવા પવીત્ર કસમ હોમીએ અભાગણી પરીન પાસથી લઈ લીધા, અને પરીન તો ઘેલાંપણાંમાં નદીમાં નખાવી મરી ગઈ હતી એમજ ચોમેર જાહેર થવાથી ભલા ડૉ૦ હોમીએ ચોગમ આફતનાં મારાથી ઘેરાએલી તે કમનશીબને પોતાનાં લાગવગ અને ઓળખાણથી મુંબઇમાં પોતાનાં મીત્રની દીલસોઝ પનાહ હેઠળ છુપાછુપ મોકલી આપી, જ્યાંથી આ સહણસીલ છોકરી પોતાનાં ખભાંનાં જોરે પોતાનો કાલ નિર્ગમન કરવાનાં ઇડાવથી કોઈ જરદાર ઓઝ્નને ત્યાં લાંબો વખત વેર ગવરનેસ તરીકે રેહી. જે પછી વળી પુનાંની ઓસ્પીતાલમાં ઘણો વખત સુધી નર્સ તરીકે રેહી, મગર ત્યાં રાતદીસની સખ્ત જેહમટ વચ્ચે ઘણી બીમાર પડવાથી નર્સ તરીકેની નોકરી ડૉકટરોની સલાહથી તે બીચારીને ફ્રજયાટ છોડવીજ પડી, અને તે પછી કોઈ ખાનદાની પારસી કુટુંબમાં કંપેન્યન તરીકે રેહી, અને આવી રંજ, જેહમટ અને જફાકારીમાં છ વર્ષ પાણીનાં રેલા મીસાલ વહી ગયાં તે વારબી લાગ્યાં નહીં!

સહણસીલ અને બાદશાહી ખ્વાસની નેકચલણ પરીન કેવી રીતે "પરીન પૅલેસ"માં આવી અને તે પછી કેવાભયંકાર બનાવો બન્યા તે વાંહાલાં વાંચનાર બધુ વાંચી ગયાં છે!

આહા! કેવી નમુનેદાર, નેકચલણ અને લાખમાં એકજ હોઈ શકે એવી નેક અને સુનેરી જીગરની છોકરી! પોતાની ઉપર જે બદકાર જફાકારોએ ખુદ ખુદા વટીક નારાજ થાએ એવાં મહાભારટ દુ:ખો પાડ્યાં, તે

બધાંઓ ઉપર વેર લેવાને બદલે ભુંડાઇનો બદલો આયંદે ભલાઇમાંજ વાલી આપ્યો! ઓરત જો આ દુન્યામાં હસ્તી ભોગવે તો આવી બાદશાહી જીગરની અને અમીરી ખવાસની સહણુસીલ પરીનનાં જેવીજ હોજો!

લખોપતી અને સાલેસ ધન હીરામાણેકે પોતાનાં મરનાર કાકાએ આપેલી ગંભીર ફર્જ મુજબ તેની બધી લાખોથી અંકાતી આવેલી દોલત ડૉ૦ હોમીને સ્વાધીન કીધી, કાંકે તે નેકચલણ ડાકટર ધન હીરામાણેકનાં કાકાનોજ હકદાર દીકરો પુરવાર થયો હતો. ભલા ધને વેપારમાં એટલી બધી તો દોલત ભેગી કીધી હતી કે પોતાનાં મરનાર નવાબી કાકાની દોલત પોતાના પીત્રાઈ ડૉ૦ હોમીને હવાલે કરવા છતાંબી તે તો જેવો ને તેવોજ માલેતુજાર જરદાર અને લક્ષાપતી રહયો હતો!

ભલી અને નમુનેદાર પરીન ભલા હોમીની આ બધી કેફ્યટ ધનને મોઢેથી સાંભલી હર્ખથી ગેલમાં આવી ઘણીજ ખુશી થવા લાગી. અને જીગરનાં ખરાં જોસથી પોતાનાં અવલથી તે આખેર વેર વાહલા દીલસોઝ મીત્રને મુબારકબાદી આપવા લાગી. આ બાજુ આ ભલો હોમી પોતાની ધરમની માતા હીરાંબાઈની દગલે ને પગલે ખુબી ગાતો હતો કાંકે તેજ સાલેસ અને પરોપકારી અબળાએ આ હોમીને પોતાને આસરે લઈ સારી કેળવણી આપી એક નમુનેદાર અને સાલેસ જુવાન બનાવ્યો હતો તેથી તે પરોપકારી હીરાંબાઈનુંજ હેશાન ચાલુ માની રહયો હતો.

ભુતખાનાની આગમાં બધાં તારાજ થઈ ગયાં હતાં, પરંતુ અભાગણી જર બચી જવા પામી હતી. તેનાં માથામાં જખમ થયો હોવાથી તેને આસપીતાલમાં રાખવામાં આવી હતી, જ્યાં પખવાડયાં પછી સારી હાલતમાં દેખાવાથી તથા ધન હીરા-માણેકે બધાંઓને રહેવા માટે બંગલો ભાડે લીધેલો હોવાથી માયાલુ પરીનનાં આગ્રહથી તેણીને તેઓ સાથે લાવીને રાખવામાં આવી. ડૉ૦ હોમીએ આ તુમાખી પોરીની શારીરીક તપાસ કીધી હતી, અને તેનાં મગજની સ્થીતી સારી ન હોવાથી તેને બંગલામાં સાથે રાખવા માટે જોખમ સમાયલો જાણી આનાકાની કીધી, પણ ભલી પરીનને આ અભાગણીની દયા આવવાથીજ બોહસ કરી તેણીને બંગલામાં રાખી. થોડા દીવસ વહી ગયા અને એક દીવસ જર એકાએક ઘણી જનુની બની અને ઘેલાંપણાંની અસરમાં હાથમાં લોખંડનો સલયો લઈ પરીનને ગાળો દેતી પરીન તરફ ધસી જઈ તેને મારવાની વેત્રણ કરવા લાગી, મગર સમયસુચકતા રાખી પરીને ચીસ પાડલી ત્યાંથી દોડી ગેઈ અને ધન હીરામાણેકે આવી તુર્તાતુર્ત

તેને બચાવી લીધી. આ ઘેલી પોરીએ તે પછી બંગલામાં ઘણુંજ તોફાન મચાવી અને ગાળ દેવા લાગવાથી આયંદે તેને મુંબઈની દીવાનશાળામાં મોકલાવી આપવાનાં ઠેડાવ ઉપર તેઓ આવ્યાં, અને ડૉ૦ હોમીએ પોતાનાં ખર્ચે અને લાગવગે આ અભાગણી છોકરીને મુંબઈ મોકલાવી આપી અને દીવાનશાળામાં પોતાને ખર્ચે ખાસ સગવડ વચ્ચે રખાવી.

હવે કેહવાનું થોડુંજ બાકી રહયું છે. વચમાં દીવસો પાણીનાં રેલા મીસાલ પસાર થઈ ગયા. ભુતખાનામાં મરણ પામેલાંઓનો તેમજ મરનાર જાંહાંગીરની મરણ ક્રીયાનો સમુળગો ખર્ચ આ પરોપકારી ડોકટર હોમીજ કરવા લાગ્યો અને આસરે એક માસ અલાહબાદમાં રેહી બધાંઓ પાછાં મુંબાઈ ડૉ૦ હોમીનાંજ બંગલામાં આવી ઉતર્યાં.

મુંબઈ આવ્યા પછી એક દિવસ તેઓ આગલી કાંહાણી યાદ કરતાં બેઠાં હતાં તેવામાં ધન હીરા માણેક ઉઠીને દીલકશ મધુરી પરીન નજદીક આવ્યો અને જમણો હાથ પોતાનાં હાથમાં લઈ મોહબતથી બોલ્યો, "વાહલી દીકરી! પેલી દગલબાજ ઓરત નાંજાંનાં કરતુકનાં પરીણામમાં તેં ઘણુંજ ખમ્યું પણ તે બધાંનો બદલો આજે સુખમાંજ આવ્યોછ. વાહલી પરીન, લંબાણ કસોટીમાં કસાઈ આયંદે તું સાચી પુરવાર થઈછ! પરીન, મારી એકજ તુંને અરજ છે." એમ બોલી તે તેણીને ડૉ૦ હોમી બેઠો હતો ત્યાં ઘસડી લઈ ગયો અને તે પરોપકારી જુવાનનો હાથ પોતાનાં હાથમાં લઇ તેનો અને પરીનનો હાથ સાથે મેળવી ખુશાલીથી છલાછલ ઉભરાતાં ખાલેસ જીગરથી બોલ્યો! "મારી ઇચ્છા વાહલી દીકરી, આએ મારા કઝીન સાથ તુંને જોડાઇ સુખી જોવાનીજ છે! સાચી જાનફેશાનીમાં તારાં દુ:ખમાં દુ:ખી અને સુખમાં સુખી રેહી આ ભલા જુવાને તારીજ માફક અનેક કસોટીમાં કસાઈ આયંદે ધીરજનું ફળ ધન મેળવ્યુંછ એટલે આએ મારા કઝીનના હાથમાં તારો ઘડાએલો હાથ આજે આપતાં મને મોટી ખુશાલી બરપા થાયછ." પરીનનો ચહેરો બોશકથી તદનજ લાલચોલ બની રહયો અને નીચું જોતીજ ઉભી રહી ધને પાછું આગળ ચલાવ્યું. "તે કરીમે કારસાજે બધાં દુ:ખનો બદલો સર્વોતમ સુખમાંજ આપ્યોછ તો હું ઇચ્છુંછ કે ધણી ધણીઆણીના અખંડ વાહલ વચ્ચે તમે દરેક પ્રકારનાં સુખ અને અમનચમનમાં સદાકાળ હમારા દીલસોઝ પ્યારની બાંહેધરી હેઠળ વધુ જશ અને કિર્તિ મેલવી જીવો એવી મારી દુઆ તમુને આમીન થાય!"

રતને જીગરનાં ખરાં જોશથી પોતાનો ઉભરો બતાવી આ બંન્ને જુવાનોને આશીશ દેવા લાગ્યો, અને પરોપકારી હીરાબાઇએ હર્ખમાં આવી

બન્નેને ઓવરણાં લેઈ પોતાની ગોદમાં વાહલથી લાંબો વખત વેર હાબી રાખી અને અનેક પ્રકારના રૂડા આશીશોથી તેઓને વધાવી લીધાં!

વાંહાલાં વાંચનાર સનમુખ હવે ખુલાસો કરવાનું કશું બાકી રહયું ન હોવાથી આ લાંબી નાકેશ વાર્તા થોડાક શબ્દો લખી ખતમ કરશું.

એક વર્ષ પાણીનાં રેળા મીસાલ આસાંનીથી પસાર થયું, અને ડો૦ હોમીનાંજ ખંબાલ્લા હીલ ઉપરનાં રૈનકદાર બંગલામાં ભલા હોમી અને નેકચલણ પરીનની શ્યાદીની સાજવારી જબરી ધામધુમ વચ્ચે થઈ! હોમીની ધર્મ માતા હીરાંબાઈ અને જરદાર ધન હીરામાણેકે રતન સાથ તે શ્યાદીની આબાદી વચ્ચે જબરી જેહમટ ખરાં દીલની ખુશીથી આગેવાનીથી ભાગ લઈ કીધી, અને સંખ્યાબંધ જરદારો, બડેખાંઓ અને મોટા મોટા ઓધે-દારોનાં ભલા આશીષ વચે અને તેઓની બેમુલ ભેટોનાં વર્ષાદ વચે તે નમુનેદાર નેકચલણ અને ભલાં જુવાનો ન છુટે કે તુટે એવા ચીવટ અને મજબુટ ગાંઠથી ધણી-ધણીઆણી તરીકે એક થયાં!

વચમાં વર્ષો આસાનીથી વહી ગયાં છે! આજે પરોપકારી ડોકટર હોમી તીક્ષણ બુધ્ધીથી અને પોતાના માયાલુ ખવાસથી ચોમેર પંકાઈ ગયો છે અને સરકારમાં પોતાના ઓહલા લાગવગથી હાલ તેને સરનો નામીચો એલકાબ મલ્યો છે! પોતાના મરનાર પીતા નવાબ રૂસ્તમજંગની લાખોની દોલત ધન હીરામાણેકે તેને સ્વાધીન કીધી હતી તેનો અંગત ઉપ્યોગ ન કરતાં પોતાના મરનાર પીતાનાં પુણને માટે હેદરાબાદમાં મોટી ઓસ્પીતાલ અને મુસાફરખાના બાંધવાના અને તેનાં નીભાવને માટે આ સાલેસ હોમીએ આપી દીધા!

અને પરીન! તે બાદશાહી દીલની છોકરી તો પોતાના હાથમાં આવતો પૈસો ગરીબો અને કંગાળો પાછળજ દીલસોજીથી ખર્ચતી હતી, અને કેટલાક મુફલેસ કુટુંબોને આ સખી દીલગુરદાની બાનું બધી રીતની મદદ કરતી હતી. સર જાલેજર જસાવાલાની સ્થીતી ટલ્યાં ઝાંટક થઈ ગેઈ હતી અને આ જૈફ શેઠયો કરજમાં ડુબી ગયલો મુંબઈથી નાહસી અલાહબા-દમાંજ ભરાયલો હતો, તે હવે પોતાના જમાઈની બરકટથી બધું કરજ ભરપાઈ કરી પોતાની વાહલી દીકરી અને ભલા જમાઈ સાથ અમનચમન કરે છે અને લખોપતી ધન હીરામાણેક પણ કુંવારીજ જીંદગી વચ્ચે તેઓની સાથેજ રહી પોતાનો કાલ નિર્ગમન કરે છે! અભાગ્યો રતન આફ્રીકાના ખુણામાં જઇ દેશવટો ભોગવવા માગતો હતો, પણ લખોપતી

ધન હીરામાણેકે તેને તેમ કરતાં વાર્યો, અને તેથી તેઓ સાથેજ પોતાનો વખત સુખચેનમાં ગુજારે છે! પેલી પરીનનાં વખતની મુસલમીન દાસી હસમન કે જેણીએ ભુતખાનામાં વાહલી પરીનને ખાતરજ દરેક પ્રકારની જેહમત ઉઠાવી મરનાર દીવાનાં જસીને રાખ્યો હતો, તેથી હજી પોતાની વાહલી શેઠાણી પરીનનાં છોકરાંને રમાડવાની હોંશમા જીવે છે! અભાગણી જર હજીથી દીવાનશાળામાં સબડયા કરે છે. દરેક પ્રકારથી સુખશાંતી મલે એવી રીતે વાહલી પરીન આ દીવાની જરનો બધો ખર્ચ પોતેજ દર માસે પોંહચાડે છે!

જેઓ દુ:ખમાં સુખ માની મહાબારટ દુ:ખો શાંતી અને ધીરજથી સહણ કરે છે, તેઓને તેવાં દુ:ખનો બદલો આયંદે સર્વો-તમ સુખમાંજ મલે છે! ભયંકર તોફાનો પછી હમેંશ શાંતી વ્યાપી રહે છે, અને ધીરજનું ફલ નીરંતર ધનમાંજ આવે છે તે વાંહલાં વાંચનાર બહદશાહી ખવાસની અને અને અમીરી જીગરની નેકચલણ પરીનનાં ચાનક આપનારા નીતીમાન દાખલા ઉપરથી જોઈ અને અનુભવી ગયાં છે! આજની ઉચરતી ભલી અને સાલેસ છોકરીઓને આ નેકચલણ, નમુનેદાર અને ધીરજવંતી પરીનનો નીતીમાન અને ચાનક આપનારો દાખલો ઘણો ગંભાર અને બોધદાએક સબક પુરો પાડે છે!

પરીન જેવી ધીરજવંતી, સહણશીલ, નેકચલણ અને નમુનેદાર છોક-રીઓ વાંહાલાં વાંચનારાંઓનાં ગરીબ કે માલેતુજાર સંસારમાં પેદા થાય એવું જીગરો જાનથી ઇચ્છી, વાંહાલાં વાંચનારાંઓએ આ લંબાણ નાકેશ વાર્તા છેવટ વેર વાંચવાની ધીરજ રાખી તે માટે હેશાંન માનતાં આ ખાકસાર કમીની કલમ ધીરજનો દમ ખેંચી વાંહાલાં વાંચનારાંઓથી નમન તાઈ ભરી રૂખસદ લેશે!

